## જીવનું નિચલી જેહાંનમાં આવવું.

૭૧

ગેબી આયા ગેબસે, ઔર યહાં લગાઈ એબ;
ઉલટ સમાનાં ગેબમે, તો મિટ જાય સબ એબ.

૭૨

કબીર! જાત જાતકા પાહોના, જાત જાતમે જાય;
સાહેબ જાત અજાત હય, સો સબમે રહે સમાય.

૭૩

કરી કરામત જગતકી, રાજ રીત બંધાન;
સાહ્યો કિયો તોહે સોંપકે, આપ છુપે કરી આંન.

૭૪

એક બુંદ તે સબ કિયા, નર નારિકા નામ;
સો તું અંતર ખોજ લે, સકલ વ્યાપક રામ.

(૭૧) એ ગેબ્બી યાને અણદીઠ જીવ, ખુદામાંથી નિકળ્યો છે, પણ આ ખાકી દુનિયામાં આવવાને અને કાર્યો કરવાને માટે પોતાના ઉપર જુદા જુદા પદાર્થોના શરીરો ધારણ કર્યા છે, તેથી તેનામાં દુર્ગુણો ને ખામીઓ પેદા થઈ છે જીવ, શરીર સાથે એવો લપટાઇ ગયો છે, કે શરીરના સર્વ દોષો (અવગુણો) તેને લાગુ પડયા છે, તે વિષયો (life of senses) તરફ દોડે છે, ને વિષયોમાં તેનો લય (absorption) થયા કરે છે, તેને બદલે જો તે જીવ ઉલટા દોડે—ખુદા તરફ દોડે યાને દીલ લગાડે, ને ખુદામાં તેનો લય થાય, તો તેની સર્વ એબો મટી જાય

(૭૨) શરીર ધારણ કીધા પછી જીવ પોતાનું પ્રગટીકરણ (evolution) આગલ વધારવાને આ દુનિયામાં આવે છે ત્યારે જુદી જુદી જાત (nation), વર્ણ (caste) ને કુળ (family) નિચ કે ઉચ્ચમાં, પોતાની આગલી કરણી મુજબ અવતરે છે, અને નર કે નારીનો દેહ ધારણ કરે છે પણ ખુદા તો અજાત છે યાને તેને જાત—વર્ણ કે નર—નારી જેવું કાંઇએ નથી, તેથી તે (ખુદા) જગતમાં સર્વ ઠકાણે અને સર્વ આકારો કે શરીરોમાં સમાઇ રહયો છે યાને હાજર છે

(૭૩) ખુદાએ જગતને પેદા કીધી અને જગતને ચલાવવાના કાયદાઓ મુકરર કીધા, તે પછી તુ (જીવ)ને વૃદ્ધિ કરવાને સારૂ, યાને તારૂં પ્રગટિકરણ (ev lution) આગલ ચલાવવાને, જગતને તારે હવાલે સોંપીને, તારી ઉપર પોતાનો સાયો (reflection) નાખ્યા અને પછી પોતે ખુદા તારી નજર આગલથી ગેબ થઈ ગયા

(૭૪) તે એક મુળ યાને ખુદા છે, જેમાંથી આ બધું થયું છે, અને નર—નારિ, એવા નામો બન્યા છે તે ખુદા જે સર્વવ્યાપક (omnipresent) થઈને બધે રહયો છે, તેને તું તારા અંતર (હૈયા) મા શોધ (The Lord of all, Himself through all diffused, sustains, and is the Life of all that lives —Cowper)

## જીવનુ ખુદાને ભુલી જવુ.

૭૫

એક બુદ તે સગ કિયા, એ દેહુકા બિસ્તાર,
સો તુ કયુ બિસારયા, અધે મુઢ ગનાર ?

૭૬

સબ ઘટ ભિત્તર રાન હય, ઐસા આપસો જાન,
આપ આપસે બધીયા, આપે ભયા અજાન

૭૭

પાચ ધાતકા પિન્જરા, સો તો અપના નાહિ
અપના પિન્જર તહા બસે, અગમ[1] અગોચર[2] માહિ

૭૮

સગા હમારા રામજી, સહોદર હય પુની રામ
ઔર સગા સબ સગમગા,, કોઈ ન આવે કામ

૭૯

ચલ ગયે સો ના મિલે, કિસકો પુછુ બાત,
માત પિતા સુત બાધવા, જીયા સબ સગાત

(૭૫) તે એક મુંળે યાને ખુદાએ, આ બધાં જગતનું વિસતારણું કીધું છે; આ જગત છે તે ખુદાનું મોટું શરીર છે, અને આપણ સર્વે તે એક મોટા અંગનાં માત્ર ભાગો (parts) છઇએ, અને તેનાથી જ જીવીયે છીએ, યાને આપણી જિંદગીનો આધાર જ ખુદા છે, ત્યારે તેને, ઓ આંધળા, મુરખ અજ્ઞાની ! તું કાંય વિસરી ગયો ?

(૭૬) સર્વ આકારો અને શરીરોમાં ખુદા છે એવું તું તારી મેળે જ જાણી લે; તું તારી મેળે જ પોતે બંધાઇ ગયો છે તેથી "તું પોતે કોણ છે ?" એ વાતનો આણજાણ થઇ ગયો છે, યાને તે તું ભુલી ગયો છે.

(૭૭) પંચ ભૂત યાને પાંચ મૂળ પદાર્થો (પૃથ્વિ, પાણી, અગ્નિ, હવા ને આકાશ earth, water, fire, air and akash or Ether) નું બનેલું આ શરીર, તે કાંઈ આપણું જાવેદાનનું યાને હમેશનું મકાન નથી. આપણું શરીર એટલે આપણું ખરૂં પોતાપણું—ખરૂં સ્વરૂપ તો જે જગ્યાને, આ ઇંદ્રિઓથી પહોંચાર શકાતું નથી, ને જોઇ–જાણી શકાતું નથી, ત્યાં છે યાને ખુદામા છે.

(૭૮) આપણો, (જીવનો) ખરો સગો તો ખુદાજ છે, આપણો ભાઇબાહુ પણ ખુદા જ છે; બાકીના બીજાં કેહવાતાં બધાં સગા વહાલાઓ માત્ર નામનાજ યાને પોતાના સ્વાર્થના જ છે, કોઇ કંઇ કામ આવવાનું નથી.

(૭૯) જેઓને હું પુછું છું, તેઓ કહે છે કે હમારા સગાવહાલાંઓ ચાલી ગયા તે કોઇ પાછાં મળતાં નથી; માટે મા, બાપ, છોકરો ને બઈ એ સઉ "મારાં છે," એમ સમજવુ એ માત્ર ખોટો ખ્યાલ છે.

## જીવે આવીને શું કીધું ?

૮૦

ક્યા કિયા હમ આય કે, ક્યા કરેગે જાય ?
ઇતકે ભયે ન ઉતકે ભયે, ચલે સો મુલ ગમાય.

૮૧

કબીર ! યા તન જાત હય, શકે તો ઠૌર લગાય,
કે સેવા કર સંતકી, કે ગોવિંદ ગુન ગાય

૮૨

કહા જાય કહા ઉપને, કહા બરાયે લાડ?
ન જાનું કિસ રૂખ તલે, જાય પડેગે હાડ

૮૩

આજ કાલ દીન પંચમે, જંગલ હોગી બાસ,
ઉપર લોક હિ ફિરેંગે, ઢોર ચરેંગે ઘાસ.

૮૪

રામ નામ જાન્યો નહિં, કિયા ન હરિસે હેત;
તાસે જનુની ભારે મુઇ, પથ્થર પડયા પેત

૮૫

હરિકી ભક્તિ બિના, ધિક્ક જીવન સંસાર,
ધુંવા કેરા ધોલરા, જાત ન લાગે વાર.

(૮૦) આપણે, જીવે અહીંયા આવીને શુ કીધુ, અને મરણ પછી ત્યા જઇને શુ કરનાના હતા ? ન તો આપણે આ દુનિયાના થયા, કે નહિ પેલી દુનિયાના થયા, અને એવી રીતે જેઓ ગયા, એટલે કે "હુ કોણ છુ" એ જાણ્યા વગર જેઓ ગયા તેઓએ પોતાના મુળને ગુમાવ્યો, યાને ખુદાને ગમાવ્યો

(૮૧) ઓ કબીર ! આ તારૂ શરીર તો ચાલ્યુ જવાનુ, માટે જયાંવેર તે હાથમા છે ત્યા વેર તુ સાધુ સતની સેવા કર, અને ખુદાના ગુણ ગાઇ તેને પિછાણવાને યત્ન કર

(૮૨) તુ શા સારૂ એટલો બધો લાડ તારા શરીરને લડાવે છે ? કેના ઝાડની નિચે તેના હાડકા જઇને પડશે તે પણ તુ જાણતો નથી !

(૮૩) આજે, નહિ તો પાચ દિવસ પછી પણ, તુ જગતનો રેહવાસી થવાનો, ને તારૂ શરીર જ્યા રાખ્યુ હશે તે જગા ઉપરથી લોકો હર હર કરશે, અને ઢોરો ચારો ચરશે

(૮૪) ખુદાનુ નામ શુ છે તે તે જાણ્યુ નહિ, ને ખુદા સાથે તારૂ દીલ લગાડયુ નહિ, તો તારી માતાને પેટે ફોગટજ પેદા પડેલો ગણાય, અને તે બિચારીએ તારો ભાર ફોકટ જ ઉપાડેલો કેહેવાય

(૮૫) ખુદાની ભક્તિ કર્યા વિના, તારા સસારમા જીવનાને ધિક્કાર જ છે, એ સસારને ધુંવાડાના ગોટાની પેઠે ચાલ્યો જતા વાર નથી લાગવાની

## મનુષ્ય જન્મ શા માટે મળ્યો છે?

૮૬

રામ બિસારયો બાવરા, અચરજ કિનો યેહ,
ધન જોબન ચલ જાયગા, અંત હોયગી ખેહ

૮૭

મનખા જનમ તોકુ દીયો, ભજવે કો હરિ નામ.
કાહે કબીર ચેત્યો નહિં, લાગો ઔર હિ કામ ?

૮૮

મનુષ્ય જન્મ તોકો દિયો, ભજવેકો ગોવદ,
તુ અપને કરને આપકો, કહા બધાયે ફંદ ?

૮૯

મનુષ્ય જનમ તો દુર્લભ હય, નહિં વારમ વાર,
તરવર તે ફલ ગિર પડો, બહોર ને લાગે ડાર.

૯૦

કાહે સોવે નિદભર, જાગી જપ મોરાર,
એક દિન ઐસો સોવેગો, લામે પાઉ પસાર.

૯૧

કબીર ' કેવલ નામકે, જબ લગ દિવે બાત,
તેલ ઘટા ' બાતી બુઝી, તમ સોવે દિન રાત

(૮૬) જેને તું "મારૂં ધન," "મારી જુવાની," એમ કરી કહે છે તેઓ તો અંતે નાશ પામવાનાં, ત્યારે કબીરજી કહેછે કે મને મોટી અજાયબી લાગેછે તું ખુદાને કેમ ભુલી ગયો છે?

(૮૭) માણસનો જન્મ તુંને આપ્યો તે ખુદાને ભજવાને માટેજ, તે વાત તેં કેમ યાદ રાખી નહિં, ને બીજાં બીજાં કામોમાં લાગી ગયો?

(૮૮) માણસનો અવતાર તને મળ્યો, તે ખુદાને ભજવાને અને પિછાણવા માટે, ત્યારે તું તે નથી કરતો ને બીજાં બીજાં ફંદામાં પડી, તારા પોતાનાં હાથે તું કાંય બંધાઇ જાય છે?

(૮૯) જેમ ઝાડ પરથી એક ફળ નિચે તુટી પડયું તે ફરીથી ડાંખલીને વળગી શકતું નથી, તેમજ માણસનો અવતાર બી મેળવવાનો એટલો મુશકેલ છે કે તે ફરી ફરીથી મળતો નથી.

(૯૦) એવો દુલર્ભ (ભાગ્યવંત) માણસનો અવતાર મળ્યા પછી તું ઘણા ઘણાં કલાકો શાનો ઉઘાય છે? તું જગાય એટલું જાગ, ને જાગતો રહીને ખુદાની જપ અને એટલી કર; હમણાં સુવાની શું જરૂર છે? એક દીવસ સુવાનો તો આવવાનો છેજ ત્યારે લાંબા પગ કરીને સુઇજ રેહેજેની?

(૯૧) હું કબીર કેહવાઉ છું, તે જ્યાંસુધી આ દીવા બળતો રહેલો છે ત્યાંસુધી જ, એકવાર તે દીવા માંહેલું તેલ ઘટયું ને બતિ બુજાઇ ગઇ, ત્યારે તો પછી ગત ને દિવસ સુઇ રેહેવાનું છેજ.

## મનુષ્ય જન્મનો ભેદ સમજી લે!

૯૨

મન તું કૈસા બાવરા, તેરી શુદ્ધ કયુ ખોય?
મોત આયે સિરપે ખડા, ધનને બેર ન હોય

૯૩

મન અપના સમજાઈ લે, આયા ગાફિલ હોય,
બિન સમજે ઉઠ જાયગા, ફોકટ ફેરા તોય.

૯૪

મનખા જનમ પાય કે, ભજ્યો ન રઘુપતિ રાય,
તેલી કેરા બેલ જ્યુ, ફિર ફિર ફેરા ખાય

૯૫

જગ સારા દરિદ્ર ભયા, ધનવત ભયા ન કોય
ધનવત સોહિ જાનીયે, રામ પદાર્થ હોય.

૯૬

રામ નામકી લૂટ હય, લૂટ શકે તો લૂટ,
પિછેકો પસ્તાય ગો, જબ તન જાયગો છૂટ

૯૭

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ,
અવસર બિતો જાય તે, ફિર કરોગે કબ?

(૯૨) અરે માણસ, તારું મન કેવું લાધું આધું છે? તારી બુદ્ધિ તે કેમ ખોઈ દીધી છે? મોહોત આવીને તારા માથા ઉપર ભમે છે ને તને મરતા પલનો વાર લાગવાનો નથી!

(૯૩) જન્મ લીધા પછી તું સમજી શકતો નથી કે "હું કોણ છુ?" અને સમજ્યા વગર તુ ગુજરી જશે તો તારું જનમવુ ફોકટ જશે માટે મનને સમજાવી-સમજાવીને તારા કાબૂમા લે, કે "હું કોણ છુ" તે તને સમજાય

(૯૪) માણસનો જન્મ પામીને, જો તુ ખુદાને નહિ ભજે, તો ઘાચીના બલદની પેઠે પાછા પાછા જન્મ-મરણના ફેરા તને આવા પડશે અર્થાત-ઘાચીનો બલદ જેમ અંધારામા ગોળ ગોળ ફરી ફરી, જ્યાનો ત્યાજ રહે છે, તેમ માણસ, જ્યા સુધી ખુદા તરફ દીલ લગાડી પોતાનું ખરૂ સાર્થક કરતો નથી, ત્યાસુધી તેને અનેક વાર આ ખાકી દુનિયામા આવી જનમવા-મરવાના દુઃખો વેઠવા પડે છે.

(૯૫) જેહાનના બધા લોકો નિર્ધનજ છે, ધનવાન કોઈ થયુ નથી ધનવાન તેને જાણીએ કે, જેને ખુદા નામની ચીજ હાથ લાગી હોમ

(૯૬) ખુદાના નામની લૂટ લાગી છે, તાગથી લૂગવું હોય તેટલૂ લૂટ, નહિ તો પછી જ્યારે મરણ આવશે ત્યારે, ઓ માણસ, તને પસ્તાવો થશે, કે મારાથી કાઇ બન્યુ નહિ.

(૯૭) જે કામ તુ કાલે કરવાનો હોય, તે આજે જ કરી લે, અને આજે કરવાનો હોય તે હમણાજ કરી લે, તક જતી રહ્યા પછી કેમ કરશે?

## તે શુભ કામ આજેજ કરી લે.

૯૮

કાલ કહે મેં કાલ કરૂં, આગે વિસમી કાલ,
દો કાલકે બિચ કાલ હય, શકે તો આજ સભાલ

૯૯

આજ કહે હરિ કાલ ભજુ, કાલ કહે ફિર કાલ,
આજ કાલકે કરનેહિ, અવસર જાતી ચાલ

૧૦૦

કબીર! અપને પેહેરે જાગીયે, ના પર ગ્હીએ સોય.
ના જાનું છિન એકમે, કિસકા પેહગ હોય?

૧૦૧

હરિ હરિ કર હુશયાર રહે, કુડી ગોલ નિવાર,
જો પેડે ચલનાં તુજે, સોહિ પથ સભાર

૧૦૨

દિન ગમાયા દુનિયાંમે, દુનિયા ચલી ન સાથ
પાય કુહાડા મારિયા, ગાફેલ અપને હાથ

૧૦૩

કબીર! ગુજરી જિઅકી, સૌદા લિયા બિમાય,
ખોટી બાંધી ગાઠરી, અમ કછુ લિયા ન જાય

(૯૮) કાલેખી કેહશે કે હુ કાલે કરીશ, અને એવી વીશ કાલો (દીવસો) નિકળી જશે, પણ એ "આજ ને કાલ" ની વચ્ચે, જે કાળ છે તેનો વિચાર કર, ને બની શકે તો આજેજ કામ કરી નાખ

(૯૯) આજે તું કેહે છે કે કાલે હરિની જપ કરીશ, કાલે ખી તું એમજ મનસે કેહશે કે આવતી કાલે (તો જરૂર) કરીશ, એમ "આજે-કાલે કરતા કરતા વખત તો વહી જશે ને તારી તક હાથમાથી જતી રહેશે

(૧૦૦) માટે હુ કબીર કહુ છુ કે આ તારી તક છે તેટલા જાગૃત રહી તારૂ કામ કરી લે, ને સુધ ના રહે એક પળમાં શુ થશે તે તુ જાણતો નથી?

(૧૦૧) જુદા જુદા કરતોતુ જાગૃત રેહ, બીજુ બધુ નિવારી મુક, જે ઠેકાણે તને પોહોચવાનુ છે, તેનોજ રસ્તો તુ પકડી રાખ

(૧૦૨) તારા દીવસો, દુનિયવી ખટપટમા જ રોકી દુનિયાની ચીજો ભેગી કરવાને તારો અમુલ્ય વખત ગુમાવ્યો, પણ તે ચીજો તો તારી સાથે આવવી નહિં, એવી રીતે, ઓ ગાફેલ માણસ, તે તારા હાથે તારા પગમા કોહાડી મારી

(૧૦૩) ઓ કબીર! જેહેવી બજારનો સોદો વેચાતો લીધો અને એવી ખોટી માલમતા ભેગી કીની તો તે સાથે હવે કેમ લઇ જવાય?

## માયા. (Illusion)

૧૦૪

હરિકી ભક્તિ • કર, તજ માયાકી ચોજ,
મેર મેગ ન પાઇયે, નનખા જનનકી મોજ

૧૦૫

મ્બીર ' માયા પાપની, હરિસે કરે હરાન,
મુખ કુટિયાલી કુમતકી, કહેને ન દે ગમ

૧૦૬

મે જાનુ ।રિકો નિનુ, મો નનમ બડિ આસ,
।'રિ જિય પાડે આંતરા, નાપા બડિ પિવાસ

## માયા એટલે

(૧) જે વસ્તુ ભુત, ભવિષ્ય, વર્તમાન આદી ત્રણ કાળમાં છેજ નહિ તેને, છે એમ માનવી તે માયા.

(૨) ઇંદ્રિઓને ગમતી ચીજો, સુખ આપનારી છે, ને તે સુખ ખરૂં છે યાને હંમેશાં ટકનારૂં છે એમ માનવું તે માયા.

(૩) જીવની આસપાસ (encircle) ઘહેરો નાંખી, તેનું પોતાનું ખરૂં સ્વરૂપ (આત્મસ્વરૂપ) જોતાં અટકાવ કરે છે, તે માયા.

(૧૦૪) માયાની ખોટી ચીજોની ઇચ્છા તું મુકી દે, ને ખુદાની સેવા કર, કારણ કે મનુષ્યના અવતાર રૂપી મજાહ ફરી ફરીથી મળતી નથી; તે મેળવવાને બહુ મુશકેલી પડે છે.

(૧૦૫) ઓ કબીર! આ જગતની અંદર રહેલી માયા એવી તો પાપી છે કે તે માણસને ઇશ્વર તરફ નિમકહરામ બનાવે છે; એ કાળાં મોહડાંની એવી ખરાબ મનની છે કે, લોકોને ખુદાનું નામ લેવા દેતી નથી.

(૧૦૬) (કબીરજી કહે છે કે) હું જાણું કે હું ખુદાને મળું, ને તે મારે મનમાં મોટી આશા રાખતો, પણ માયા એવી જુલમી કે હું ખુદાપર ધ્યાન લગાડવા જાઉં જાઉં ને તે વચ્ચે આવી, આડો અંતર કર્યા કરે.

## માયાનું રૂપ કેવું છે?

૧૦૭

માયા માથે શિંગડા, લંબા નવ નવ હાથ;
આગે મારે શિંગડા, પિછે મારે લાત.

૧૦૮

માયા તરવર ત્રિવિધકી, શોક દુઃખ સંતાપ;
શિતલતા સ્વપને નહિં, ફલ ફીકો તન તાપ.

૧૦૯

કબીર! માયા મોહિની, માંગી મિલે ન હાથ;
મન ઉતાર જુઠી કરે, તબ લગ ડોલે સાથ.

૧૧૦

કબીર! માયા સાંપની, જનતાહિકો ખાય;
ઐસા મિલા ન ગારૂડી, પકડ પિંઠારે બાય.

૧૧૧

માયાકા સુખ ચાર દિન, ગ્રહે કહાં ગમાર?
સુપનેં પાયો રાજ ધન, જાત ન લાગે વાર.

(૧૦૭) માયાને માથે નવ નવ હાથ જેટલાં લાંબાં શિંગડાં છે; તેનાં સામી ગયા તો શિંગડા મારે, ને પછવાડે લાગા તો લાત જાડે, એમ બેઉ તરફથી માણસને તે મારે છે.

(૧૦૮) માયા, ત્રણ ડાળીનું ઝાડ છે, જેમાં દલગીરી, દુઃખ અને બળાપો, એ ત્રણ અવગુણો ભરેલા છે; તે ઝાડથી માણસને સ્વપનાંમાં બી, યાને કદીબી શાંતિ મળતી નથી; તેના ફળ સ્વાદ વગરના છે ને શરીરને દુઃખ જ ઉત્પન્ન કરે છે.

(૧૦૯) ઓ કબીર ! એ માયા ઘણીજ મોહ પમાડનારી યાને લલચાવનારી છે, તેને માગવાથી યાને શોધવા જતાં તે હાથ આવતી નથી, મન દુનિયામાંથી ઉતરી જાય ને દુનિયાં બધી જુઠી દેખાય, છતા માયા તો સાથેની સાથે જ રહે છે, તે કાંઇ માણસને છોડતી નથી

(૧૧૦) જેમ સર્પની માદા પોતાના જનેલા બચ્ચાંને ખાઇ જાય છે, તેવી માયા સાપન છે, પણ એવો કોઇ ગારૂડી નથી મળ્યો કે જે, એ (માયા) સાપનને પકડીને મારી હઠાડે.

(૧૧૧) સ્વપનામાં મેળવેલુ રાજ ને ધન, પાછું જતા રહેતાં વાર લાગતી નથી, તેવુ માયાનું સુખ ચાર દિવસ જ હોય છે, તેવાં સુખને ઓ મુરખ માણસ, તું શા માટે પકડે છે?

૧૧૨

કરક પડા મેદાનમે, કુકર મિલે લખ કોટ;
દાવા કર કર લડ મુવે, અંત ચલે સબ છોડ

## માયાની ઠગબાજી.

૧૧૩

હસ્તી ચઢ કર જો ફીરે, ઉપર ચમર ચઢાય,
લોક ક્હે સુખ ભોગવે, રહે તો દોજખ માંય

૧૧૪

રામહિ થોરા જાનકે, દુનિયા આગે દિન;
વોહુ રંકકો રાજા ક્હે, માયા કે આધિન

૧૧૫

માયા એસી મોહની, આમી મારે ખાંડ
આાનન તો રીને રહે દ ઔરનકો ભાંડ

(૧૧૨) મેદાનમાં હાડકાં પડેલાં હોય તે ઉપર જેમ લાખો ને કરોડો કુતરાંઓ આવી મળે છે, ને "તે મારૂં છે" એવો દાવો કરી એક બીજા સાથે લડી લડીને માર્યા જાય છે, તેમ માણસો, આ દુનિયાંની માયા રૂપી ચીજે માટે, દુઃખ ને રંજ ઉઠાવી, અંતે તેઓને છોડીને ચાલતા થાય છે

(૧૧૩) હાથી ઉપર બેસી, છત્રપતિ થઇને જેઓ ફરે છે યાને જેઓ રાજા યા બાદશાહ જેવા છે, તેઓ માટે લોકો કહેછે કે તેઓ સુખ ભોગવે છે, પણ તેઓ બિચારાઓ ખરેખર દોજખમાં રહે છે યાને તેઓને શું શું દુઃખો છે તે કોઇ જાણતા નથી

(૧૧૪) ખુદા વિષે થોડુ કઇ જાણી, દુનિયાને માયુ નમાવીને જેઓ ચાલે છે યાને જેઓ દુનિયાની રીતેજ રહે છે, તેઓજ પેલા (હાથીપર બેસીને ફરનારા) બિચારા કંગાલને, રાજા કહે છે; એ સઉ માયાને આધિન હોવાથીજ થાય છે.

(૧૧૫) માયા એવી શયતાણી છે, કે જે કોઇ એમ સમજે છે કે આ બધું માયા મય છે તેને બી સાંમો ફસાવે છે, જગત માયા છે યાને મિથ્યા છે એમ તેઓ બીજાઓને બોધ કરે છે, પણ પોતે તો માયાની રીતેજ રહે છે યાને માયાને આધિન હોય છે, એ સઉ માયાની હગબાજી છે.

૧૧૬

સંસારીસે પ્રીતડી, સરે ન એકો કામ,
દુબધામે દોનો ગયે, માયા મિલી ન રામ

૧૧૭

માયા કો માયા મિલે, લંબી કરકે પાંખ;
નિર્ગુનકી ચિને નહિ, ફુટી ચારો આંખ

૧૧૮

ગુરૂકો ચેલા બિખ દે જો ગઠકી હોય દામ
પુત પિતાકો મારસી, ચેહ માયાકે માન

૧૧૯

જે માયા સુનો તજી, મૂઢ નાહિ લપટાય
નર ખાવ કે ઘરે નો, સ્વપ્ન સ્વાદ ન આય

(૧૧૬) આ દુનિયાનાં સંસાર સાથે પ્રીત લગાડવાથી, યાને સંસારની અંદરજ બધું મન પોરવેલું રાખવાથી, માણસનું એકે કામ સફળ થતું નથી; નથી માયા મળતી કે નથી ખુદા મળતો, બેઉ ચાલ્યાં જાય છે યાને બંન્ને તરફથી માણસ બેનસિબ રહે છે.

(૧૧૭) માયાની ઇચ્છા રાખનાર સાથે માયા લાંબી પાખ કરીને એવી મળી જાય છે, કે પેલા માણસની જાણે ચારે આંખો (મન, હૈયું ને બે આંખો) ફુટી જાય છે, તેથી તેને, બીજું કાંઇ નિર્ગુંણુ તત્વ જગતમાં રહેલું છે યાને ખુદા છે, એવું કશું સુજ પડતું નથી.

(૧૧૮) પૈસો મેળવવાના લાભથી ચેલો પોતાના ગુરૂને ઝેહેર આપે છે, ને દીકરો બાપને મારી નાંખે છે એ સઉ માયાનું કામ છે, યાને અણઘટતા કાર્ય કરીને સુખ મળશે એવું માણસ સમજે છે, તે માયા છે.

(૧૧૯) જે માયાને સાધુપુરૂષોએ છોડી દીધી તેને, મુરખ માણસો લલચાઇને પકડે છે, જેમ માણસ ખાઇ રહ્યા પછી બાકી રહેલું એઠું બાહેર રસ્તામાં ફેકી દે, તેને કુતરાઓ સ્વાદથી ઉપાડી લે છે, તેમ સાધુપુરૂષોએ છોડી દીધેલી (વિષયોની)ચાલોને, મુરખ લોકો ખુશીથીરૂ ચકી લે છે.

## માયાના બે મુખ્ય પ્રકાર.

૧૨૦

માયા હુય દો પ્રકારકી, જો કોઇ જાને ખાય,
એક મિલાવે રામકો, એક નર્ક લે જાય

૧૨૧

ઉચે ડાલી પ્રેમકી, હરિજન બેઠા ખાય,
નિચે બેઠી વાઘની, ગીર પડે સો ખાય.

૧૨૨

માયા દાસી સતકી, સાકુંન્થકી શિર તાજ
સાકુન્થકી શિર માનની, સતો સેહતી લાજ

૧૨૩

કબીર! માયા ડાકની, સબ કોઇકો ખાય,
દાત ઉપાડે પાપની, જો સતો નેડી જાય.

૧૨૪

એક હરિ એક માનિની, એક ભગત એક દાસ,
દેખો માયા કયા કિયા, ભિન્ન ભિન્ન કિયા પ્રકાસ

(૧૨૦) માયાના બે પ્રકાર (aspects) છે, અને તે જે કોઇ સમજે, તે માયાને ખાઇ શકે; એક પ્રકાર યાને માયાનો જે ઉંચ પ્રકાર છે તે માણસને ખુદાની મુલાકાત કરાવે છે, જ્યારે બીજો (નિચલો) પ્રકાર તેને નર્કમાં લઇ જાય છે યાને દુઃખમાં નાંખે છે.

(૧૨૧) પ્રેમની ડાળી જે ઉંચે છે તે હરિજન જ બેસીને ખાઇ શકે છે, જ્યારે નિચે બેઠેલી વાઘણ, જે કાંઇ ઉપરથી પડે છે તેટલુંજ ખાઇ જાણે છે. સારાંશ કે હરિજન પોતાનું મન ઉંચ પ્રકારની માયામાં રાખે છે, યાને ખુદાને મળવાની ઇચ્છા કરે છે, ત્યારે સાધારણ માણસો નિચલા પ્રકારની માયામાં પડયા રહી, ઇદ્રિઓનાં વિષયોનું જ સુખ મેળવવાની ઇચ્છા કર્યા કરે છે.

(૧૨૨) માયા, સાધુપુરૂષની દાસી થઇ રહે છે, પણ અજ્ઞાનીનાં માથાંનું તાજ બને છે, મુરખ માણસની તે માનિતી સ્ત્રિ જેવી હોય છે, પણ સાધુસંતો પાસે આવતાં તેની લજવાય છે

(૧૨૩) ઓ કબીર! એ માયા એવી ડાકણ છે કે તે બધાંને ખાઇ જાય છે, પણ સતપુરૂષો પાસે તે જો આવે તો તેનાં દાંત જ કાઢી લે, યાને સાધુપુરૂષો જેઓનું મન ઇશ્વર તરફજ લાગેલુ હોય છે તેઓને માયા લલચાવી શકતી નથી.

(૧૨૪) એક માયા ખુદાની છે, એક માયા સ્ત્રીની છે, જે ખુદા તરફ જાય છે, તે ભગત થાય છે, જે સ્ત્રી તરફ યાને ઇદ્રિઓના વિષયો તરફ ખેંચાય છે તે ચાકર બને છે, એવા એવા અનેક પ્રકારના માયાના ખેલ છે, તે તમો જુવો.

(નિમ્બલા પ્રકારની)

## માયામાં પડેલા જીવની કહાણી.

૧૨૫

માયા દીપક નર પતંગ, ભ્રમે ભ્રમી પડંત,
કહે કબીર ગુરૂ જ્ઞાનસે, એકાદા ઉબરંત

(૧૨૫) માયા, યાને ઇંદ્રિઓને ગમતી ચીજો, તે દીવા છે, ને તેઓની ઉપર ઝીપલાં માર્યા કરતો માણસ, તે પતંગિયું છે. ઇંદ્રિઓનાં વિષયો (objects of senses) વડે સુખ પામવાનાં વેહેમથી ઉપજતાં શરીર સંસારનાં દુઃખોમાં, માણસ જાત હમેશાં ડુબેલી હોય છે, અને તેઓમાંના ઘણાએકના જીવ બી નાશ પામી જવાનાં ભયમાં પડેલા હોય છે. એ દુઃખમાંથી, ને ભયમાંથી, જ્યારે માણસને સદ્દગુરૂની મુલાકાત થાય છે, ને ગુરૂએ આપેલાં જ્ઞાનથી કોઇ એકાદને ખુદાની મુલાકાત થાય છે ત્યારેજ તે બચવા પામે છે.

અર્થાત—પતંગિયાને એવો વેહેમ લાગેલો હોય છે, કે હું દીવાને જઇને મળું તોજ મને સુખ થાય, ને નહિં તો નહિ થાય, ને માણસને એવો વેહેમ લાગેલો હોય છે કે, મારી ઇંદ્રિઓને ગમતી ચીજો મને મળે, ને મળ્યા કરતી રહે, તોજ મને સુખ થાય, ને નહિં તો નહિં થાય.

સુખ પામવાના વેહેમથી પતંગિયું દીવા તરફ જાય, ને તેની ગરમીથી પીડાય, ને ગરમીથી પીડાય તો પણ પાછું નહિં હઠે, ને બળતાંને મળવા જ જાય, ને એમ કરતાં દાઝી જઇને મરી જાય.

'માણસથી એવુંજ કરે ને એવુંજ પામે, પોતાની કોઇ એક ઇંદ્રિને ગમતી, કોઇ એક ચીજ, ને પેહેલી વાર ભોગવે, ત્યારે તે બેહદ સુખ પામે બીજીવાર ભોગવે ત્યારે સુખ જરા ઓછું થાય, ને સાથે જરાક દુઃખ આવી જાય; ત્રીજીવાર ભોગવે, ત્યારે સુખ જરા વધારે ઓછું થાય, ને દુઃખ જરા વધારે ઉપજી આવે; એમ કરતાં કરતા, અંતે એવુ થઇ જાય, કે પેલો ભોગ તો પુરો ભોગવાય, પણ સુખ જરાએ નહિં થાય, ને દુઃખજ બધું થાય.

દુઃખ શરીરનું ઉપજે, ને સંસારનું ઉપજે, ને એક નહિં પણ અનેક દુઃખો ઉપજે, ને દરેક અસલ દુઃખમાથી બીજાં અનેક નવા ઉપજે, એમ બીજાં ને બીજાં દુ.ખો ઉપજ્યા જ જાય, અને દુઃખનો સીલસીલો એટલો લાંબો જાય કે અમુક દુ ખ, કિયું સુખ ભોગવવા જતા ઉપજેલાં માઠા પરિણામોમાનુ એક માઠું પરિણામ છે? તેટલું બી નહિ દેખાય

એથી ઉલટું, કોઇ એક ઇંદ્રિને લગતું કોઇ અમુક સુખ માણસ ભોગવ ભોગવ કરે, તેથી શરીરનાં ને સસારના જે જે દુ.ખો થાય, તે બધા જોઇને તે માણસ હેબતાઇ જાય,

ને ફરી પેલું સુખ ભોગવવાનું છોડી દે, તો તે બચી જાય; નહિ તો માર્યો જાય. કારણ કે, દુર્ગુણો સંખ્યામાં ને બળમાં વધ્યાં જાય, જ્યારે સદ્‌ગુણો સંખ્યામાં ને બળમાં ઘટયાં જાય, ને મનની શક્તિઓ ઘટતી જાય; એમ કરતાં કરતાં એક વખત એવો આવે, કે જ્યારે મનના સર્વે સદ્‌ગુણો ને શક્તિઓ જતી રહે, ને એવું જ્યારે થાય ત્યારે તે માણસનો જીવ મરી ગયલો કહેવાય.

એ પ્રમાણે ઇંદ્રિઓનાં જેટલા જેટલા વિષયો છે, તેટલા તેટલા જાણે કે દીવા છે, અને માણસ જાણે કે પતંગિયું છે માણસ એ વિષયો ભોગવવા જાય, તેથી તેને શરીર, સંસાર, ને મનનાં દુઃખો થાય, અથવા તેના શરીર, સંસાર, ને જીવ માર્યો જાય, એ વાત જ્યારે ગુરૂ મળે, ત્યારે માણસને સમજ પડે છે

૧૨૬

કબીર ! માયા પાપની, લાલે, લુભાયા લોગ,
પુરી કાહુ ન ભોગવે, વાકો એહિ વિયોગ

૧૨૭

તૃષ્ના સિચે ના ઘટે, દિન દિન બઢતે જાય,
જવાસાકા રૂખ જ્યુ, ઘને મેર કમલાય

(૧૨૬) અા ફકીર! એ પાપી માયાના લોભથી લોકો લલચાઇને ઠગાઇ જાય છે, એને કોઇથી પુરી ભોગવી શકયું નથી, ને કદીપણ કોઇ ભોગવી શકશે નહિ, એવી એની જુદાઇની વાત છે અર્થાત—દુનિયવી માલમતા મેળવવા છતા, માણસને ખરૂં સુખ તો મળતુ નથી, જે ઇચ્છાથી એક ચીજ મેળવવાને વા અમુક ભોગ ભોગવવાને માણસે શ્રમ ઉઠાવ્યો, તે ઇચ્છા ખર આવતી નથી, એટલે તે બીજી ચીજ માટે ઈચ્છા કરે છે, અને એમ અનેક જાતની ઇચ્છા કરી તેમાથી સુખ મળશે એવુ માને છે, એવી રીતે માયાની ઠગાઇઓમા તે સપડાયા કરે છે, પણ ખરૂ સુખ તેને હાથ આવતુ નથી.

(૧૨૭) જેમ જવાસાનું ઝાડ, ઘણા વરસાદના પાણીથી કરમાઈ જાય છે, તેમ ઘણું પાણી પાવાથી, માણસની તૃષ્ણા એટલે ઇંદ્રિઓના વિષય ભોગવવાની, અથવા પૈસો ટકો ભેગો કરવાની ઇચ્છા કાંઇ ઘટતી નથી, પણ જેમ જેમ માણસ ઇંદ્રિઓના વિષયો (life of senses) ભોગવ ભોગવ કરે છે તેમ તેમ તે માટની ઇચ્છા ઘટવાને બદલે દિવસે દિવસ વધતી જાય છે ( As fire is not extinguished by pouring butter into it, in the like manner, a desire is not extinguished by gratifying it with objects of desire, the more a man grati fies his senses, the more hungry they become & the stronger they wish for gratification Manu II 94 )

૧૨૮

કામી અમૃત ન ભાવહિ, બિખ્યા લિની શોધ;
જનમ ગમાયા ખાધમેં, ભાવે ત્યું પરમોધ.

૧૨૯

એક કનક અરૂ કામિની, બિખ્યા ફલકુ પાય;
દેખતહિસેં બિખ ચઢે, ખાય ને મર જાય.

(૧૨૮) જે કામી પુરૂષ છે યાને જેનું મન ઇંદ્રિઓના વિષયોમાંજ ભમતું હોય છે, તેને અમૃત ગમતું નથી યાને ખરી હંમેશની ટકનારી જે ચીજ છે તે ઉપર તેનું દીલ થતું નથી: તે તો નિરંતર ઇંદ્રિઓનાં નવા નવા વિષયોની શોધમાંજ હોય છે અને તેઓને, મન ગમે તેમ ભોગવવાને એટલો તો આતુર રહે છે કે તેમાં જ તે પોતાનો જન્મ બરબાદ કરે છે

(૧૨૯) એક પૈસો, ને બીજુ સ્ત્રી, એ બે વિષયોની પૂઠે જનાર ઝેહરી ફળ જ પામે છે, એ બે મહા માયારૂપી વિષયો છે કે જેઓને માત્ર જોવાથી માણસને ઝેહેર ચઢે છે યાને તેની વૃતિ ફેરવાઇ જાય છે, અને જેઓ ન વિષયો ભોગવ ભોગવ કર્યા કરે છે તેઓ તો નાશ જ પામે છે.

૧૩૦

સાધે ઇંદ્રિય પ્રબલકુ, જેઇસેં ઉઠ ઉપાધ;
મન રાજા બહેંકાવતે, પાંચો બડે અસાધ.

(૧૩૦) ઇન્દ્રિઓને વિષયો પુરા પાડવાથી, તેઓ બહુ બળવાન થઈ જાય છે, અને માણસને દુખ ઉપજાવે છે, મન, જે ઇન્દ્રિઓનો રાજા છે, તે ઇન્દ્રિઓને બેહેકાવે છે જેથી તેઓ ઘણી બેઅદબ બની જાય છે, માટે કબીરજી કહે છે કે, એ ઇન્દ્રિઓને તું તાબામા રાખ

હિંદુશાસ્ત્રમા કહ્યુ છે કે, માણસનુ શરીર, તે એક ગાડી છે, તેને જોડેલા ઘોડાઓ, પાચ ઇન્દ્રિઓ છે, તે ગાડીનો ચલાવનાર, તે મન છે, અને ગાડીમા બેઠેલો ધણી, તે જીવ યાને ખરો માણસ છે ગાડીને ચલાવનાર ઘોડાઓને કાબુમા નથી રાખતો ત્યારે ઘોડાઓ મસ્તીખોર બની ગાડીને ગમે ત્યા ઘસડી લઈ જઈ તેને, તેમજ ગાડીમા બેઠેલા માણસને નુકશાનમા નાખે છે, તેવીજ હાલત આ શરીરમાં બેઠેલા જીવની છે

વિષયોના ભોગ ભોગવવાના, મનની અંદર થતા વિચારો ને કલ્પણાઓથી, ઇન્દ્રિઓ ઉછ ઉછ થયા કરે છે ને તેઓ શરીરને તે વિષયો તરફ ખેચી જાય છે, ને જેમ ગાડીને, ઘોડાઓ નુકશાનમા લાવી મુકે છે, તેમ આ ઇન્દ્રિઓ છુટી રેહવાથી, જીવને અને આખા શરીરને, આફતમા ને દુખમા લાવી નાખે છે જયાસુધી માણસ પોતાના મન ઉપર કાબુ રાખી, ઇન્દ્રિઓને રોક રોક કર્યા કરતો નથી, ત્યાસુધી તેને દુખ આવ્યા જ કરે છે (આ હિંદુશાસ્ત્રને મળતુ કવી શેકસપીઅર (Shakespeare) કહે છે —

Poor Soul! The centre of my sinful earth,
Fooled by those rebel powers that thee array,
Why dos't thou pine within and suffer dearth?
Painting thy outward walls so costly gay
Why so large a cost, having so short a lease
Dos't thou upon thy fading mansion spend?

(sinful earth = શરીર rebel powers = હિંદુની શકિતઓ, તે પાચ ઇન્દ્રિઓ)

# એ માયા કેમ છુટતી નથી?

૧૩૧

માયા માયા સબ કોઈ કહે, મયા લખે ન કોય,
જો મનસે ના ઉતરે, માયા કહિયે સોય.

૧૩૨

માયા છોગન સબ કોઈ કહે, માયા છોરી ન જાય
છોરનકી જો બાત કરે, તો બહોત તમાચા ખાય

૧૩૩

મન મતે માયા તજી, યુ કર નિકસા બહાર,
લાગી રહી જાની નહિ, ભટકી ભયો ખુવાર

૧૩૪

માયા તજી તો કયા ભયા, માન તજા નહિ જાય,
માને બડે મૂનીવર ગલે, માન સબનકો ખાય

(૧૩૧) જગત મિથ્યા છે, અને આ બધું માયા જ છે, એવું સઉ કોઇ બોલે છે ખરા, પણ માયા શું છે તે કોઈ જાણતું નથી; જે કાંઇ મનમાંથી નહિં જાય, તેને માયા કેહેવી. અર્થાત–કાર્ય કરવાનું છોડી દીધું હોય યાને અમૂક વિષય ભોગવવાનું મુકી દીધું હોય છતાં તે ચીજોનાં વિચારો ને કલ્પણાંઓ મનમાંથી નહિં જાય, ત્યારે જાણવું કે આપણે માયામાં જ રહેલા છઈએ.

(૧૩૨) માયા છોડી દેવી, એવું સઉ કોઇ કહે છે, પણ એમ કાંઈ માયા છુટતી નથી; માયા છોડવાને માટે માત્ર ઓઠાડાંની વાતો જેઓ કર્યા કરે છે, તેઓ માયાના હાથના વધારે તમાશા થાય છે

(૧૩૩) મેં માયા છોડી દીધી છે એવું મનથી માની લઈ, જે કોઈ સંસાર છોડીને એકાંતવાસમાં જાય છે, તેને માયાતો સાથે લાગેલીજ હોય છે, અને એ વાત તે સમજતો ન હોવાથી, વગર ફોકટનો લટકીને ખુવાર થાય છે.

(૧૩૪) માયા છોડી દીધી, યાને ઇંદ્રિઓનાં વિષયો ભોગવવાનું છોડી દીધું હોય, તો શું થયું? માનનો વિચાર યાને "હું મોટો છું" એવો ખ્યાલ તો છોડયો નથી? માન એવી ચીજ છે કે તેનાથી મોટા મુનીઓ પણ ગળી જાય છે, એ માન સઉ કોઇને ખાઈ જાય છે.

૧૩૫

માન દિયો મન હરખ્યો, અપનાને તન છીન;
કહે કબીર તબ જાનીએ, માયાને લોલીન

૧૩૬

માન તજા તો ક્યા ભયા, મનકા મતા ન જાય,
સત બચન માને નહિ, તાકો હરિ ન સોહાય

૧૩૭

માયા છાયા એક હય, જાને બિરલા કોય,
ભાગે તાકે પિછે પરે, સનમુખ આગે હોય

૧૩૮

માયા સમી ન મોહિની, મન સમા નહિ ચોર,
હરિજન સમા ન પારખુ, કોઈ ન દીસે ઓર.

(૧૩૫) માન મળે ત્યારે મન હરખાઇ જાય, ને અપમાન થાય ત્યારે શરીર બધું નિકળી પડે યાને માણસને ગુસ્સો આવે ત્યારે, કબીરજી કહે છે કે એમ જાણવું જે તે માણસ માયામા તદન લીન છે.

(૧૩૬) માન છોડી દીધું યાને બાહેરથી મોટાઇ દેખાડવાનું મુકી દીધું, તેથી શું થાય? મનની અંદર છુપઇ રહેલી પોતાની મોટાઇ તો દુર થઇ નથી? મનની અદર મોટાઇ રહેવાથી માણસો, સાધુપુરૂષના ગુરૂ વચનો માનતા નથી અને તેઓનું મન, ઇશ્વરની ઉચ્ચ માયા તરફ હોતુ નથી, પણ દુનિયવી માયામાજ રમતું હોય છે, અર્થાત,—તેઓ હજુર માયાના ગુલામ છે

(૧૩૭) માયા ને છાયા એકજ છે; માણસનો ઓળો (shadow) જ્યારે તે ચાલે છે યા દોડે છે ત્યારે આગલ યા પાછલ, પણ માણસની સાથેનો સાથેજ રહે છે, તેમ માયા ઓળાની માફક માણસ સાથે હમેશા રહેલી છે, એ વાતનો ભેદ કોઇ વિરલો પુરૂષજ જાણે છે.

(૧૩૮) માયાના જેવી મોહેની, યાને લલચાવનાર વસ્તુ, બીજી એકે નથી, ને મનના જેવા ચોર બીજો કોઇ નથી, એ બે વાતને સમજનાર, હરિજન સિવાય બીજો કોઇ દેખાતો નથી (હરિજન એટલે, જેને પોતાનું તન, મન ઇશ્વરને અર્પણ કીધુ છે અને જે નિરંતર લોક—કલ્યાણ જ કરી રહયો છે તે )

૧૩૯

માયાસે કો મત મિલો, સબ બહેંલા દે બાય.
નારદસા મૂની ગલા, તો કહા ભરોસા તાય?

## ખુદાનો આસરો લે, તો માયા છુટે.

૧૪૦

સાકલ હું તે સબ હય, યેહુ માયા સંસાર;
સો કયું છુટે બાપરે, જો બાધે કિરતાર?

૧૪૧

છોરે બિન છુટે નહિ, છોરન હારા રામ;
જીવ જતન બહોતહિ કરે, સરે ન એકો કામ.

(૧૩૯) માયાને કોઈ મળતાં ના, યાને માયાની જે ચીજો હોય તેને નિવારી મુકે, કારણ કે, નારદ જેવો મોટો ઋષી તેનાથી ઠગાઈને દુઃખમાં આવી પડયો તો પછી સાધારણ માણસનો શું ભરોસો?

(૧૪૦) આ માયાને સંસારને સાથે બાંધવાવાળી જે સાંકળ છે, તે માણસનું "હું અને મારૂં" એવું જે "હુંપણું" લાગેલું છે તે છે, અને એ "હુંપણું" જીવને ખુદા તરફથી જ મળેલું હોવાથી, તેમાથી તે કેમ છુટો થઈ શકે?

(૧૪૧) જયા સુધી માણસ પોતે છોડતો નથી, ત્યાંસુધી માયા છુટતી નથી, અને તે છોડાવનાર ખુદાજ છે, તે સિવાય માણસ ગમે એવુ કરે પણ કાંઈ વળતુ નથી. અર્થાત-જગત બધી જ માયા છે, અને એ માયારૂપી યંત્રને લીધે આખું જગત ચાલે છે, પણ જે કોઈ યંત્રની અમુક કળ અથવા દોરી તેના કર્તાના અથવા ચલાવનારના હાથમાં હોય છે, તેથી તે જેમ જેમ તે કળને મરડે છે અથવા દોરીને ખેંચે છે, તેમ તેમ તે યંત્ર ચાલે છે, તેવી રીતે આ માયા યંત્રની દોરી જગકર્તા ઈશ્વરના હાથમાં છે અને તે પોતાની ઈચ્છાથી જેમ ચલાવવા ઈચ્છે છે તેમ તે ચાલે છે, અર્થાત,—માયા ઈશ્વરને આધીન છે ત્યારે જે વસ્તુ જેને આધિન હોય તેની કૃપા મેળવવી, જેથી તેની આજ્ઞામા રહેલી વસ્તુ આપણને બાધ કરી શકે નહિં, માટે કબીરજીનું કહેવુ એ છે કે તુ ઈશ્વર તરફ મન લગાડી તેની કૃપા મેળવ, કે માયામાથી આપોઆપ છુટી શકાશે.

૧૪૨

કબીર ! માયા મોહિની, જૈસી મિઠી ખાંડ;
સદગુરૂ કૃપા ભઈ, નહિં તો કરતી ભાંડ.

૧૪૩

ભલા ભયા જો ગુરૂ મિલ્યા, નહિં તો હોતી હાંન;
દિપક જોત પતંગ જ્યુ, પડતા પુરી જાંન

૧૪૪

કબીર! માયા ડાકની, ખાયા સબ સંસાર;
ખાઈ ન શકે કબીરકોં, જાકે રામ આધાર.

૧૪૫

કબીર ! જીગકી ક્યા કહું, ભવજલ ડુબે દાસ,
પાર બ્રહ્મ પતિ છાડકે, કરે દુનિકી આસ.

૧૪૬

કબીર, એ સંસારમેં, સમજાવુ કઈ બાર;
પુછન પકડે ભેસકો, ઉતરા ચાહે પાર.

(૧૪૨) ઓ કબીર! એ માયાની મોહેનીકુઅેવી છે કે સાકરનાં જેવી મિઠી લાગે છે તેથી કોઇને છોડવાને ગમતું નથી; પણ મારી ઉપર શ્રી સદ્ગુરૂની મેહેરબાની થઈ, ને તેવને જ્ઞાન આપી, મને સમજાવ્યો તેથી હું બચ્યો, નહિં તો એ માયા મને બી પોતાની જાળમાં ફસાવી નાંખતે.

(૧૪૩) સારૂં થયું કે મને ગુરૂ મળ્યા, નહિં તો જેમ પતંગિયું (buttorfly) બતીને જોઇને તેનાથી લલચાઇને, તે પર બેસવા જતાં પોતાનો જાંન ગમાવે છે, તેમ હું (કબીર) બી આ દુનિયાની માયા પર મોહેલો રેહતે, ને નાશ પામી જતે.

(૧૪૪) ઓ કબીર! એ ડાકણી માયા સંસારના બધાં લોકોને ખાઇ ગઈ છે, પણ જે કોઈ કબીરની માફક ખુદા પરજ આધાર રાખે, યાને જે માણસ ઇશ્વરને શરણે જાય, તેને માયા કદીબી ખાઇ શકતી નથી

(૧૪૫) ઓ કબીર! આ કલજુગની શું વાત કેહું? સર્વે કોઈ એ માયાના મહાસાગરમાં ડુબી જાય છે; ખરો પારબ્રહ્મ યાને ઇશ્વર જે કુલ જગતનો ધણી છે તેને છોડીને, દુનિયાની આસા રાખે તે કેમ બચી શકે?

(૧૪૬) હું (કબીર) આ સસારના લોકોને કંઇ કંઇ થપાત સમજાવુછું, કે બેંસનુ પુછડું પકડીને પાર ઉતરવા માંગો તે કેમ બની શકે?

## માયાથી માણસપર આવી પડતો કાળ.

૧૪૭

જો તું પરા હય ફંદમે, નિકસેગા કબ અંધ?
માયા મદ તોકુ ચઢ, મત ભુલે મત મદ

૧૪૮

માયા બડિ હય ડાકની, કરે કાળકી ચોટ;
કોઈ એક હરિજન ઉબરા, પાર બ્રહ્મકી ઓટ.

૧૪૯

કબીર! કાયા પાહોની, હંસ બટાઉ માંહે,
ન જાનુ કબ જાયગી, મોહે ભરોસો નાહિ

૧૫૦

કહત સુનત જગ જાત હૈ, વિષે ન સુઝે કાલ,
કબીર કહે રે પ્રાનિયા, સાહેબ નામ સંભાલ.

(૧૪૭) હે આંધળા માણુસ, તું માયાનાં વિષયોમાં ફસાયલો છે, તેમાથી હવે તું કેમ નિકળી શકશે? કારણ કે તુંને માયાનો મદ (કેફ) ચહેલો છે, અને તું બુદ્ધિહીન થઈ ગયો છે?

(૧૪૮) માયા એવી મોટી ડાકણ છે કે તે બધાને કાળનાં હાથમાં સપડાવ્યા કરે છે, જેના સપાતામાથી કોઇ એક હઝ્રિન જેને ખુદાનો આસરો પકડયો તેજ બચવા પામે છે

(૧૪૯) એ કબીર! આ કાયા નો એક પરાણી યાને મેહમાન છે, ને બરૂ કાર્ય કરનાર જીવ તેની અંદર છે; એ શરીર ક્યારે જતુ રહેશે તેનો મને ભરોસો નથી.

(૧૫૦) કેહતા ને સાંભળતા કઇ જુગો ચાલી જાય છે પણ માણુસ ઇંદ્રિઓના વિષયોમા યાને માયાની કેફમા પડયો રેહવાથી, તેને સુજતુ નથી કે ચાર માથા ઉપર કાળ (મોત) હમેલો છે, માટે એ જીવ! હુ કબીર, તુને કાળ વિષે કહું છુ ને સમજીને હવે ખુદાનુ નામ જ ચાખવી રાખવાની કોશેશ કર.

## કાળ વિષે.

જગતમા કાળનું ચાલી રહેલું જોર

૧૫૧

મુસા ડરપે કાલસુ, કઠન કાલકા જોર;
સ્વર્ગ ભુ પાતાલમે, જહા જાવે તહા ઘોર.

૧૫૨

ફાગન આવત દેખકે, મન ઝુરે બનરાય;
જીન ડાલી હમ ક્રિડા કિયા, સોહિ પ્યારે જાય

૧૫૩

પાત ઝરતા દેખકે, હસતિ કુપલિયા,
હમ ચલે તુમ ચાલીયો, ધીરી બાપલિયાં.

૧૫૪

પાત ઝરતા યું કહે, સુન તરવર બનરાય;
અમકે બિછુરે કહા મિયેગે, દૂર પડેગે જાય?

(૧૫૧) કાળ યાને જમનુ જોર એટલુ તો સખત છે કે તેનાથી મુસા પેગમબર જેવા પણ ધ્રુજે છે સ્વર્ગ પૃથ્વિ ને પાતાળ, જ્યા ભી જુવો ત્યા એના દોર ચાલેલા છે, યાને આ બધુ નિચલી દુનિયામા, સઘળુ નાશ કરવાનુ કામ કાળને હાથ ગયેલુ છે

(૧૫૨) ફાગણ રૂતુને આવતા જોઇને ઝાડ જે જગતનો ગજ કહેવાય છે, તે મનમા બળાપા કરે છે કે જે ડાળીઓ મે મેહનત કરીને બનાવી તે આગ બધા વહાલાઓ હવે જતા રહેવાના!

(૧૫૩) પાતગને નિચે પડતા જોઇને ડાળી હસવા લાગે છે ત્યારે પાતગ કહે છ કે બેન, હમે તો ચાલ્યા, તુ જરા થોભ, તારી વારી આવશે ને તુને બી ચાલવુ પડશે

(૧૫૪) પાતરાઓ ઝાડપરથી ખરી પડતા એમ બોલે છે કે, ઓ વનના ગજ, તારાથી હમો છુટા થઇએ છીએ તે પાછા ક્યા સાથે મળશુ ? હમે તારાથી દુર પડી જશુ

## કાળ વિષે.

જગતમાં કાળનું ચાલી રહેલું જોર.

૧૫૧

મુસા ડરપે કાલસું, કઠન કાલકા જોર;
સ્વર્ગ ભુ પાતાલમે, જહાં જાવે તહાં ઘોર.

૧૫૨

ફાગન આવત દેખકે, મન ઝુરે બનરાય;
જીન ડાલી હમ કિડા કિયા, સોહિ પ્યારે જાય.

(૧૫૧) કાળ યાને જમનું જોર એટલું તો સખત છે કે તેનાથી મુસા પેગમબર જેવા પણ ડરતા છે; સ્વર્ગ, પૃથ્વિ ને પાતાળ, જ્યાં જ્યાં જુવો ત્યાં એનો દોર ગોઠવેલો છે, યાને આ ત્રણ નિચલી દુનિયામાં, સઘળું નાશ કરવાનું કામ કાળને હાથ સોંપેલું છે.

(૧૫૨) ફાગણ રૂતુને આવતા જોઇને ઝાડ, જે જંગલનો રાજા કહેવાય છે, તે મનમાં બળાપો કરે છે કે, જે ડાળીઓ મે મેહનત કરીને બનાવી, તે આગ બધા વહાલાઓ હવે જતા રહેવાના!

(૧૫૩)— ખરીને નિચે પડતા જોઇને ડાળી હસવા લાગી— હેન, હમે તો આફ્રા—

(૧૫૪) એ ઘંટીના બે પડની વચ્ચે જે દાણા આવે છે તેઓ બધા દળાઇને બારીક આટો થઇ જાય છે, પણ જે કોઇક દાણો ઘંટીના-ખીલને પકડીને બેઠો હોય, તેને તે ઘંટી પીસી શકતી નથી, અર્થાત—આ જગતના ચક્રાના (circumference) મા રહેલા યાને માયામાં રમી રહેલા માણસો બધા કાળને હાથ માર્યા જાય છે, પણ જે કોઇ તેના મધ્યબિંદુ (centre) મા રહે છે યાને ખુદાને પકડીને બેસે છે તેને કાળ કદાપી મારી શકતો નથી.

## શરીરનાં મરણ વિષે જીવને ચેતવણી.

૧૫૯

કાલ સિરાને આ ખડા, જાગ પ્યારે મિત
રામ સ્નેહિ બાવરા, તુ કયુ સોય નચિંત?

૧૬૦

માટી કેરા પુતલા, માણસ ધર્યા નામ,
દિન દો ચાર કારને, ફિર ફિર રોકે ઠામ

૧૬૧

ખડ ખડ બોલી ઠિકરી, ઘડ વડ ગયે કુંભાર;
રાવન સરખે ચલ ગયે, જો લંકકે સરદાર

૧૬૨

ધમ્મન ધનતિ રહે ગઈ, બુજ ગયે અંગાર;
એહરન ઠમકા રહે ગયા, જમ ઉઠ ચલા લોહાર

(૧૫૯) તારા તકિયા આગળ જમ આવીને ઉભા રહેલા છે, માટે તું જાગૃત થા! તારે તો ખુદાને મળવું છે ત્યારે ઓ ગભરાયલા માણસ, તું કાંય એવો નચિંત થઇને સુતોચ?

(૧૬૦) જેવું માટીનું બનાવેલું પુતળું હોય છે, તેવું આ શરીર માત્ર પુતળું છે, કે જે, માણસનું અમુક નામ ધારણ કરે છે, અને એ પુતળુંજ છે કે જે થોડાક દિવસનાં કાંઇક કાર્ય માટે, અમુક અવતાર લઇને, વારમવાર આ ધરતિપર આવીને, અમુક જગ્યા રોકે છે.

(૧૬૧) એ માટીની ઠિકરી (શરીર) હસી હસીને કહે છે કે એવા એવાં વાસણો તો ઘણાએ કુંભારો ઘડીને ચાલતા થયા છે, રાવન જેવો લંકાનો રાજા, તેપણ મને છોડીને ચાલી ગયો.

(૧૬૨) ભઠીમાનો અગ્નિ બુઝાઇ જાય છે ત્યારે ધમ્મણ ચાલતી બંધ પડે છે, અને જ્યારે લુહાર ધમ્મણ મુકીને ચાલતો થાય છે, ત્યારે એહરણ ઉપર ઠબકો પડવાનું કામ બધ પડે છે તેમજ, જીવ શરીર છોડીને ચાલતો થયો કે તે શરીર નકામું થઇ પડે છે.

૧૬૩

કાચી કાયા મન અસ્થિર, થિર થિર કામ કરંત;
જ્યુ જ્યુ નર નિધડક ફિરે, ત્યુ ત્યુ કાલ હસંત

૧૬૪

કાલ હમારે સંગ રહે, કૈસી જતનકી આસ,
દિન દશ રામ સંભાર લે, જબલગ પિંજર પાસ.

૧૬૫

પાવ પલકકી ખબર નહિ, કરે કાલકો સાજ,
કાલ આચાનક ઝડપેગા, જ્યુ તીતરકો બાજ.

૧૬૬

કબીર ! ગાફેલ ક્યુ ફિરે, ક્યુ સોતા ઘનઘોર;
તેરે સિરાને જમ ખડા, જ્યુ અંધિયારે ચોર

૧૬૭

કબીર ! જો દિન આજ હય, સો દિન નાહિ કાલ;
ચેત શકે તો ચેત લે, મીચ પડી હય ખ્યાલ,

(૧૬૩) આ શરીર કાચું છે, મન ભમતું છે યાને હરપલ તે કંઇને કંઈ બાહેરની ચીજો તરફજ દોડતું હોય છે, જેથી માણસનું, (ખુદાને પિછાણવાનું) કામ ઘણુંજ ધીમું ધીમું થાય છે, પણ જેમ જેમ તે માટે માણસ નફકરો થઇ ફરે છે, તેમ તેમ કાળ તેને માટે હસે છે, યાને કાળનાં હાથમાં સેહલાઇથી તે સપડાયા કરે છે.

(૧૬૪) કાળ આપણી સાથે જ રહેલો છે યાને મરણ તો નિપજવાનું છેજ, ત્યારે શરીર હમેશા જળવાઇ રહેશે એવી આશા તે કેવી કરવી? માટે હું કબીર તુંને કહું છું કે આ શરીર તારી પાસે છે તેટલા તું ખુદાને યાદ કરી, તારૂં કામ કરી લે.

(૧૬૫) પા ઘડીની પણ ખબર નથી કે શું થશે? ત્યારે આવતી કાલે શું પેહરીશ, શું ખાઇશ, તેની તૈયારી શાની કરવા બેઠો છે? જેમ બાજ પક્ષિ તિતરનો શીકાર કરે છે તેમ અચુકજ કાળ આવીને તુને, પકડી લઇ જશે, તેની કાંઇ ખબર છે?

(૧૬૬) ઓ કબીર! તું ગાફેલ જેવો કાય ફર્યો કરે છે, ને ભર ઉંઘમાં કાંય પડયો રહે છે? જેમ ચોર અંધારામાં ઉભો રહે છે, તેમ જમ બી તારા તકિયાની પાછલ છુપઇને ઉભો રહેલો છે!

(૧૬૭) ઓ કબીર! જે તક આજે હોય તે કાલે નથી મળવાની, માટે તું જો સમજુ હોય તો ચેતીને તે તકનો લાભ આજે જ લઈ લે, કારણ કે કાલ ને આજની વચ્ચે મોત ઉભુ રહેલું છે

## દુનિયવી માલમતા હમેશ રહેવાની નથી.

૧૬૮

યા અવસર ચેત્યો નહિ, ચુકયો મોટી ઘાત,
માટી મિલન કુંભારકી, બહોત સહેગો લાત

૧૬૯

દરદ ન લેવે જાનકો, દુના ન ગણે કોય;
સગા ઉસીકો કીજીયે જો નેત નિભાવુ હોય

૧૭૦

મનખા જનમ પાનકે, જગમગ ભજયો ન રામ;
જૈસે કુવા જલ બિન બન્યો, તોકો નહિ કામ

૧૭૧

જીઉ સુખકો સુખ ક્હે, માનત હય મન મોદ,
જગત ચબેના કાલકા, કછુ મુખમેં કછુ ગોદ

૧૭૨

જો દેખા સો વિનાશ હિ, નામ ધર્યા સો જાય,
કબીર, ઐસા તત્વ ગ્રહો, જે સદ્દગુરૂ દિયે બતાય

૧૭૩

કબીર! આયા હય સો જાયગા, રાજા રંક ફકીર,
કોઈ સિંહાસન ચઢ ચલે, કોઈ બંધ જાત જંજીર!

(૧૬૮) હમણા તક મળી ત્યારે તું નહિં ચેતી જાય, યાને મનુષ્ય જાતિમા તુંને જન્મ મળ્યો, તે જન્મનો તે લાભ લીધો નહિં, તો એમ જાણ કે તું શરીમામ રસ્તો ચુકી ગયો, અને તેથી કુંભારની માટીની પેરે તુને ઘણીક માર ખાવો પડશે

(૧૬૯) તારૂં પોતાનું કુઃખ કોઈ બેનાનું નથી, ને મરણ પછી તારા શરીરને ઘરમા બી કોઈ રાખવાનું નથી, માટે તું એવો સગો કરી રાખ કે જે તારી સાથે રહી, તુને હમેશા નિભાવી લે.

(૧૭૦) પાણી વિનાનો કુવો જેમ નકામો હોય છે, તેમ મનુષ્ય જાતિમા લીધેલો જન્મ, ખુદાની ભકિત કર્યા વિના, નકામોજ છે

(૧૭૧) ખોટા સુખોને, ખરૂ સુખ છે એવુ તુ માની, તેમા રાજી રાજી રહે છે, પણ એ કાંઇ તારૂં નથી, કારણ-કે આ આખુ જગત, કાળનો માત્ર ખોરાક છે, કે જેનો કેટલોક ભાગ તેના (કાળના) મોહડામા ચવાતો હોય છે, ને બાકીનો ભાગ તેના ખોળામા પડેલો હોય છે

(૧૭૨) જે આખે દેખાતી ચીજો છે તે બધી નાશ પામવાની, જેનું નામ તેનો નાશ છેજ, માટે હુ કબીર તને કહું છુ કે, જે તત્વ તાગ સદ્ગુરૂએ તને દેખાડી આપ્યુ હોય, તે (ખરા) તત્વને જ તું પકડી રાખ

(૧૭૩) ઓ કબીર! રાજા, રંક કે ફકીર જેઓ આવ્યા છે યાને જનમ્યા છે તે બધા મરવાના, કોઇ રાજગાદી ભોગવીને, તો કોઇ બ ધિખાનું ભોગવીને અથવા દરિદ્રતા ભોગવીને, પણ સહુ કોઇ જવાનું

૧૭૪

સંગી હમારે ચલ ગયે, હમભી જાને હાર;
કાગજમેં કછુ બાકી હુયે, તાસે લાગી બાર.

૧૭૫

કબીર! થોડા જીવના, માડા બહોત મડાન;
સબહિ છોડકે ચલ ગયે, રાજા રંક સુલતાન.

૧૭૬

કાહે સુંનાવે મેડિયાં, કરતે દોડા દોડ?
ચિઠી આઈ રામકી, ગયે પલકમે છોડ.

૧૭૭

જીન ઘર નૌબત બાજતી, હોતે છત્રીશ રાગ,
સો ઘરહિ ખાલી પડે, બેઠન લાગે કાગ.

૧૭૮

જીન ઘર નોબત બાજતી, મગાવ બાંધે દ્વાર;
એક હરિકિ નામ બિન, ગયા જનમ સબ હાર.

(૧૭૪) મારા સગાં સ્નેહિઓ જતાં રહયાં છે ને મનેબી જવું છે, પણ જન્મોત્રિમાં લખ્યું છે કે થોડીક વાર બાકી છે, તેથી ઢીલ થઇ છે.

(૧૭૫) 'ઓ કબીર! એટલું થોડું જીવવાનું છે સારે એટલો બધો પસારો શાનો માંડી બેઠોચ? રાજા, ફકીર, કે બાદશાહ સઘળાઇ, અહિયાંજ સઘળું છોડીને ચાલ્યા ગયા છે.

(૧૭૬) શા માટે, મોટી મોટી હવેલીઓ બંધાવે છે, ને એટલી દોડા દોડી કરી રહયો છે! એક પલકવારમાં ખુદાનો પેગામ આયો, તો એ બધું છોડીને તું'ને તુરત ચાલતું થવુ પડશે.

(૧૭૭) જે ઘરમા નગારો વાગતો હતો, ને છત્રીસ જાતનાં રાગો ગવાતા હતા, તે ઘરોબી ખાલી થઇ ગયાં છે, ને હવે ત્યા કાગડાઓ આવીને બેસવા લાગા છે.

(૧૭૮) જેના ઘરમાં નગારા વાગતાં હતાં, ને બારણે તોરણો બંધાતી હતી, યાને જ્યાં બધો દુન્યવી ઠાઠમાઠ હતો, પણ જ્યા ખુદાનું (એક) નામ લેવાનું ન હતું, તે ઘરના લોકો પોતાનો જન્મ બરબાદ કરી ગયા છે.

## જીવવા કરતાં મરવું બેહેતર છે.

૧૭૯

જાગો લોકો મત સોયો, ન કરો નિંદસે પ્યાર
જૈસો સ્વપનો રયનકો, ઐસો એ સંસાર.

૧૮૦

ઉચા ચઢ પુકારીયા, બુમત મારી બહોત;
ચેતનહારા ચેતીયો, સિરપે આઇ મોત.

૧૮૧

સબ કોઈ મર જાત હય, કાલ જાલકી પાસ;
રામ નામ પુકારતા, કોઈક ઉબરા દાસ;

૧૮૨

એક બુંદકે કારને, રોતા સબ સંસાર.
અનેક બુંદ ખાલી ગયે, તિનકા કૌન બિચાર?

૧૮૩

મરતે મરતે જીગ મુવા, અવસર મુવા ન હોય;
દાસ કબીરા યું મુવા, બહોર ન મરના હોય.

૧૮૪

જો મરનેસે જગ ડરે, સો મરે મન આનંદ;
કબ મરિયે કબ લેટીયે, પુરન પરમાનંદ.

(૧૭૯) માટે હું કબીર તમોને ચેતવું છું, કે તમો જાગૃત થાવો ને એશ આરામની ઉમમાં પડી ના રહો, કારણકે આ સંસાર તો માન ગતનાં એક સ્વપના જેવો છે, કે જેને આવીને જતા રેહતા વાર લાગતી નથી.

(૧૮૦) હું ઉંચે ઉભો રહી, યાને બધા સાંભળે તેમ કહું છું, કે માથા ઉપર મોત ભમ્યા કરે છે, માટે તેનો કાંઇ વિચાર કરો, ને સમજીને ચેતી જાવો!

(૧૮૧) એ કાળની જાળમાં સપડાઇને સહુ કોઇ નાશ પામે છે, જે કોઇ માત્ર ખુદાનો જ આશરો લીયે છે, તેજ (તેનો) બંદો સલામત બચી જાય છે

(૧૮૨) એક ટીપાને ખાતર, દુનિયાના લોકો રડવા બેસે છે, પણ એના તો અનેક ટીપાઓ યાને અનેક જન્મો ખાલી ગયા યાને નગર ફોકટના ગયા, તેનો કોણ વિચાર કરે છે?

(૧૮૩) મરતા મરતા કાંઈ જુગો ચાલી ગયા છે, પણ વખત કાંઇ મરતો નથી, પણ હું કબીર જે ખુદાનો બંદો થયો છું તે એવી રીતે મરી ગયો છુ કે મને ફરીને મરવાનું રહ્યું નથી.

(૧૮૪) જે મરવાથી લોકોને બીક લાગે છે તે મારે મનથી તો આનંદ છે, અને હું તો વાટ જોઉછું કે કયારે મરૂં કે પરમાત્માને ભેટ

## જીવતાં જીવત મરવા વિષે.

૧૮૫

મરૂં મરૂં સબ કોઇ કહે, મેરી મરે બલાય;
મરના થા સો મર ચુકા, અબ કોન મરેહિ જાય?

૧૮૬

મન મુવા માયા મુઈ, સંશય મુવા શરીર.
અવિનાશી તો ના મરે, તું કયું મરે કબીર?

૧૮૭

જીવત સે મરનો ભલો, જો મર જાણે કોય;
મરને પહેલે જો મરે, કુલ ઉજીયારા હોય.

૧૮૮

મરતેં મરતે જીગ મુવા, સુત બિત દારા જોય,
રામ કબીરા યું મુવા, એક બરાબર હોય

૧૮૯

ના મુવા ના મર ગયા, નહિં આવે નહિ જાય,
એ ચરિત્ર કરતારકા, ઉપજે ઔર સમાય

(૧૮૫) દુનિયામાં સઉ કોઇ કહે છે કે હું તો મરૂં છું, પણ કબીરની બલાએ મરતી નથી, કારણકે જે સઘળું મરવાનું હતું તે મરી ગયું, ત્યારે બાકી રહ્યું શું કે તે મરી જાય!

(૧૮૬) મન મરી ગયું, માયા મરી ગઇ, ને મારા શરીરનાં વેહેમો (false perceptions) હતા, તેઓબી મરી ગયા, એવી રીતે જે કાંઇ મરવું જોઇએ તે સર્વ મરી ગયું; પણ જે અવિનાશી છે યાને જીવ કે જેનો નાશ નથી અને જે પરેમરનો "હું (કબીર) છું" તે કેમ મરી જાય?

(૧૮૭) જીવવા કરતાં મરવું બેહેતર છે, પણ તે કેમ મરવું એ જે કોઇ જાણતો હોય ત્યારેજ, અને તે રીતે જે કોઇ, મરણ આગમજ મરે, તેને સઘળું અજવાળું થઇ જાય.

(૧૮૮) મરતા મરતાં જુગો મરી ગયા; સ્ત્રિ પોતાનાં છોકરાને અને ભરથારને મરણ પામતો જુવે છે, પણ હું કબીર એવી રીતે મરી ગયો છું, કે હું ખુદા સાથે એક થઇ ગયો છું

(૧૮૯) આત્માં (The Self) જે પોતે ખરો માણસ છે, તે કાંઇ મરતો નથી, ને તે કદીબી મરણ પામતો નથી; તે આવતો બી નથી ને જતો એ નથી, પણ તેનું ચરિત્ર એવું છે કે તે જાહેર થઇને પાછો પોતામાં જ સમાઇ જાય છે. -

૧૯૦

જોય મરે સો જીવ હય, રમતા મરતા ન હોય,
જન્મ મરનસે ન્યારા હય, સાહેબ મેરા સોય

૧૯૧

હરિ મરિ હે, તો હમ હુ મરિ હુ
હરિ ન મરિ હે, તો હમ કાહે મરિ હુ ?

૧૯૨

જબ તક આસ શરીરકી, નિર્ભય ભયા ન જાય,
કાયા માયા મન તજે, ચૌપટ રહા બજાય

૧૯૩

અનહદ તેરા સબ મિટે, જો જુગ માને હાર;
ઘરમે ઝગડા હોત હય, સો ઘર જારહિ દાર.

(૧૯૦) જે કાંઇ મરે છે તે જીન યાને માણસનુ નીચલુ (personality) ભાન છે, પણ આત્મા કાંઇ મરતો નથી, તેતો જન્મ—મરણની પેલા મેર છે યાને તેને મરણ યા જન્મ જેવું કાંઇ નથી

(૧૯૧) જો ખુદા મરતો હોય તો પછી હું (ફકીર) ભી મરવાનો, પણ જો ખુદાને મરણ જેવુ કાંઇજ નહિ યાને તેને નાશ નથી, તો પછી હું કેમ મરૂં યાને મારો નાશ કેમ થાય? અર્થાત ખુદા હમેશગીનો છે, ને માણસનો આત્મા તેનોજ ભાગ છે, ત્યારે તે પણ અમર હોવાથી તેને મરણ જેવુ કશુ નથી

(૧૯૨) જ્યાસુધી શરીરનુ મગતલ છે, યાને શરીર તે "હું છુ" એવો ખ્યાલ રહે છે, ત્યાસુધી કોઇ પણ માણસ નિર્ભય થઇ શકતો નથી, યાને કાળના ભયમાથી છુટો થતો નથી, જ્યારે મનમાથી શરીર વિષેની ઇનતેજારી અને જગતની માયાનો વિચાર છુટી જાય, ત્યારે તે માણસને માટે સઘળા બજારો યાને રસ્તાઓ ખુલ્લા થાય છે, અને પછી તેને કોઇ પણ જાતનો ડર રહેતો નથી

(૧૯૩) જો તુ એમ સમજે કે આ સસારમા મળતી ફતેહો તો બધી હાર જ છે, તો તારી જજાળોનો છેડો આજે જ આવી જાય, માટે આ તારા ઘર (શરીર) મા જે મારામારી ચાલી રહી છે, તારી ઇંદ્રિઓની બેચતાપુ થયા કરે છે, તેને તું બાળી નાખ

૧૯૪

અજહુ તેરા સબ મિટે, જો મન રાખે ડોર
ગાન હો તે સબ છોર દે, અગમ પથકુ દોર,

૧૯૫

મેં મેરા ઘર જાલ્યા, લિયા પલિતા હાથ,
જો ઘર જાલો આપના, તો ચલો હમારે સાથ.

૧૯૬

ઘર જારે ઘર ઉગરે, ઘર રાખે ઘર જાય,
એક અચબા દેખિયા, મડા કાલકો ખાય.

(૧૯૪) જો તું તારાં મનને સમજાવી સમજાવીને કાબુમાં રાખે, ને તેને શાંત કરે તો તારી બધી જંજાળો આપોઆપ મટી જાય, માટે જે જે હદવાળી (નાશવંત) ચીજો છે તે બધી મુંકી દે, ને જે બેહદનો રસ્તો યાને ખુદાને મળવાનો મિનોઈ માર્ગ છે તેને જ તું પકડી રાખ.

Buy terms divine, by selling hours of dross,
Within be fed, without be rich no more—
So shall thou feed on Death, which feeds on man,
And death once dead, there shall be
**No More Dying Then**—Shakespear.

(૧૯૫) કબીરજી કહે છે કે, મેં મારૂં ઘર બાળી નાખ્યું ને તેમ કરીને કાળને મારા હાથમાં લીધો તેમ તું જો તારૂં ઘર બાળી નાખતો હોય, તો મારી સાથે ચાલ, યાને તું બી મારી માફક નિર્ભય થઈ જશે

(૧૯૬) જે કોઈ ઘર બાળે, તેનુ ઘર બચી જાય; ને જે ઘર રાખે તેનું ઘર જાય રહે, એવું અજાયબ જેવું મે જોયું છે કે, મુએલો હોય તે કાળને ખાઈ જાય છે. અર્થાત— માણસનું ઘર તે તેનુ નિચલુ ભાન યાને 'હુંપણું' છે જે તેને દુનિયવી ચીજો સાથે જોડેલુ રાખે છે, એ નિચલા ભાન (lower mind) ને જે કોઇ બાળી નાખે યાને તે મળે નહિ થઈ જાય એવું કરે, ત્યારે તે માણસ ખરા ઉચ્ચા ભાનમાં રહી શકે, ને ઇશ્વરને પોહોચી શકે, ત્યારે તે કાળને જીતી શકે

૧૯૭

કબીર ! મરતક દેખ કર, મત ધરો વિશ્વાસ,
કબહુ જાગે ભુત હોય, કરે પિંડકો નાસ.

૧૯૮

મરતક તો તમ જાનીયે, આપા ધરે ઉપાય;
સેહેજ સુન્યમે ઘર કરે, તાકો કાલ ન ખાય.

૧૯૯

સેહેજ સુન્યમે પાઇયે, જહાં મગ્ન થઇ મન,
કબીર સુન સુન લે ગયા, ભીતર રામ રતન.

(૧૯૭) માણસને સાધારણ રીતે મરણ પામેલો જોઇને, તું એમ ધારતો ના કે, તે માણસ ખરેખર મરી ગયો છે; કારણ કે તે ઘણીક વાર જાગૃત થઇને, પિંડનો નાશ કરી નાંખે છે (પિંડ એટલે મરણની ક્રિયાઓ થતી વેળા ત્યાં રાખેલો ખોરાક.)

(૧૯૮) જ્યારે માણસનું "હું પણું" નિકળી જાય, ત્યારે જાણવું કે તે ખરેખર મરણ પામ્યો છે; જેનું મન સુન્યની હાલતમાં રહી શકે, યાને જેના મનમાંથી ઇંદ્રિઓના વિષયોનાં વિચારો, આકારો, ખ્યાલો બધા જતા રહ્યા હોય, તેમજ તેનું નિચલું ભાન પણ જતું રહે, ત્યારે તે પેલી ઉંચ (ઇશ્વરી) ભાનમાં જઇ શકેછે ને ત્યારે તેને કાળ ખાઇ શકતો નથી

(૧૯૯) મન જ્યારે સુન્ય (Void or empty space) હાલતમા રહેતું થયું, ત્યારે માણસ જ્યા ગમે ત્યા જઇ શકે છે, ત્યારે તે જાણે છે કે આ શરીર તે "હું નથી" કબીરજી કહે છે કે મેં મારા મનને, દુનિયાની બધી ચીજોમાથી તેરવી કાઢીને એવું બનાવ્યુ છે, કે તે હવે ખુદામાંજ જઇને રહે છે.

૨૦૦

ફુલ થે સો ગિર પડે, ચરન કમલસે દૂર,
કલ્યોકી ગત અગમ હુય, તાતે રામ હજૂર.

૨૦૧

પાચ ઇદ્રિ છઠ્ઠા મન, સત સગત સુચત,
કહે કબીર જમ કયા કરે, જો સાતો ગાઠ નિચ ત.

## સસારમાં ખરૂં સુખ છેજ નહિ.

૨૦૨

જલતી આઇ વાદલી, બરખન લાગા અગાર,
ઉઠ કબીરા દોર જા, દાઝત હુય સસાર

૨૦૩

સસાર સારા સબ દુખી, ખાવે ઓર રોવે,
દાસ કબીરા યુ દુખી, ગાવે ઓર રોવે

(૨૦૦) જ્યારે ફુલ બાહેરથી તદન ખીલીને પાકું થાય છે, ત્યારે તે કમળનાં પગ આગળથી યાને પોતાનાં મુંળથી દુર થઇ જાય છે, પણ કળીઓનુ ખીલવું બેમાલુમ હોય છે યાને તેઓ અંદરથી ખીલે છે, અને તેથી તેઓ ખુદાની પાસેજ હોય છે. અર્થાત, દુનિયવી ચીજોમાં મોટાઇ છે એવું માની, જેઓ બાહેરથી (ફુલઇને) મોટા થાય છે તેઓ ખુદાથી દુર જ થતા જાય છે, પણ કળીઓની પેઠે જેઓ અંદરથી ખીલતા જાય છે યાને જેઓ પોતાનું અંતઃકરણ શુદ્ધ કરતા જાય છે તેઓ ખુદાની વધુ નજદીક રહેતા થાય છે.

(૨૦૧) જ્યારે પાંચે ઇંદ્રિઓ અને મન નિરંતર સત્યને જ પકડી બેસે, યાને ઇંદ્રિઓ વિષયો શોધવી બંધ પડે, મન દુનિયવી વિચારો કરવું અટકે, અને એવી રીતે જેનાં બાહેર જવાના સાતે રસ્તા બંધ પડયા, તે માણસને જમ શું કરવાનો હતો?

(૨૦૨) બળતું વાદળ આવ્યું છે ને તે માહેથી અગ્નિનો વરસાદ પડવા લાગો છે, જેથી સંસારના બધાં લોકો દાઝી મરે છે, માટે ઓ કબીર! તુ ઉઠ, ને તેઓની મદદે દોડી જા

(૨૦૩) સંસારનાં બધાં લોકો એક બાજુએ ખાતા-પીતાં જાય છે, ને બીજી ગમ રડતા જાય છે, જેથી હું કબીર (ખુદાનો દાસ) દુઃખી થાઉ છું ને ખુદાની ભક્તિ કરી માંગુ છું કે તેઓના દુઃખનું નિવારણ થાય.

२०४

सुखिया ढुंढत मे फिरं, सुखिया मिले न कोय;
जे के आगे दुःख कहुं, सो पहेला उठ रोय.

२०५

जे को आगे एक कहुं, सो कहे एकबिस;
एकहिसे मे दाझया, तो कहा काढु बिस.

२०६

बासुर सुख न रैन सुख, न सुख धुंप न छांय;
के सुख शरणे रामके, के सुख संतो मांय.

२०७

स्वर्ग मृत्यु पातालमे, पूर तिन सुख नांय,
सुख साहेबके भजनमे, ओर संतनके मांय.

२०८

संपत देख नव हरखिये, विपत देख मत रोय;
संपत हय तहा बिपत हय, कर्ता करे सो होय

(૨૦૪) કોઇક સુખીયો મળે, એવુ હું શોધતો ફરૂં છું, પણ મને કોઈ સુખી હોય એવો માણસ મળતો નથી, કારણ કે જેની પાસે દુઃખની વાત કરૂં છું, કે તે પહેલાં પોતાનું દુઃખ રડવા બેસે છે.

(૨૦૫) જેને એક દુઃખની વાત કહું છું, તો તે પોતાનાં એકવિશ યાને અનેક દુઃખો મને કહી સમજાવે છે, પણ જ્યારે એક દુઃખથી, કબીરજી કહે છે કે, હું એટલો દાઝી ગયો, તો તેનાં અનેક દુઃખો કેમ કાહું?

(૨૦૬) આ સંસારમાં તો નથી દિવસે સુખ, કે નથી રાત્રે; નથી સુખ તડકામાં કે નથી છાંયડે, સુખ કેઠે મળતું નથી; સુખ ખરૂં, ખુદાને તન મન અર્પણ કરવામાં હોય છે, કે સાધુસંત પુરૂષોનાં સમાગમમાં સુખ મળે છે.

(૨૦૭) સ્વર્ગ, પાતાલ, અને મૃત્ય લોક યાને આપણી આ ખાકી દુનિયા, એ ત્રણેકમાં પુરૂં સુખ નથી મળતું; પૂરૂં સુખ ખોદાનું ભજણ કરવામાં છે, કે સાધુ પુરૂષોમાં રહેલ છે.

(૨૦૮) ધન દોલત જોઇને તું ના હરખા, અને દરિદ્રતા યાને ગરીબાઇ જોઇને તું વિલાપ ના કર; કારણ કે જ્યાં દુનિયવી સંપત્તિઓ છે ત્યાં બી દુઃખ હાજર છે જ, કારણ કે એ બધું ખોદાની મરજી પ્રમાણે યાને તેનાં કાયદા મુજબ થયા કરતું હોય છે.

૨૦૯

લક્ષ્મી કહે મેં નિત નવી, કિસકી ન પૂરી આસ;
કિતને સિંહાસન ચઢ ચલે, કિતને ગયે નિરાસ.

૨૧૦

સંપત્ત તો હરિ મિલન, બિપત્ત રામ બિયોગ;
સંપત્ત બિપત્ત રામ કહા, આંન કહે સબ લોગ.

૨૧૧

મન ઐસા સોચિયે, જો ધન આગો હોય;
મુંદ માથે ગાઠરી, જાત ન દેખા કોય.

(૨૦૯) લક્ષ્મી (દેવી) કહે છે કે, હું તો રોજ નવીજ કહેવાઉછું, મારેથી કોઇની બી આશા પૂરેપૂરી બર લાવી શકાતી નથી, કારણકે હું હમેશા પાસે રહી શકતી નથી; ઘણાં લોકોએ મારેથી રાજગાદી મેળવી છે, પણ આખરે તે છોડીને ચાલ્યા ગયાં છે, ને ઘણાંકો બિચારા નિરાશ થઇને મરણ પામ્યા છે.

(૨૧૦) કબીરજી કહે છે કે, ખરી સંપત્તિ, તે ખુદાને મળવામાં છે, ને ખરું દુઃખ તેનાથી દુર રેહવામાં જ છે, મારી (કબીરની) સંપત્તિ અને વિપત્તી ખુદાજ છે, યાને સુખ–દુઃખ, હું તો ખોદામાંજ રહેલું સમજું છું, જયારે દુનિયાનાં લોકો કોઇ બીજી ચીજમાં સુખ–દુઃખ રહેલાં છે એવું માને છે.

God alone can satisfy the soul, and all that it can desire, it will find in HIM. The soul in HIM finds its peace, for He is He who is the SUPREME RICHES and SUPREME POWER, the SUPREME BEAUTY the SUPREME GOODNESS.

(૨૧૧) માટે કબીરજી કહે છે કે, તું એવું ધન મેળવ કે જે હમેશાં સચવાઇ રહે ને જે તારી આગળ આગળ ચાલતું રહે; કારણ કે દુનિયવી માલમતાની ગાંસડી કોઇ મુરખ, માંથે ઉપાડીને ગયો હોય, એવું કોઇએ દીઠું નથી.

૨૧૨

સબી રસાયન મેં કરી, હરિસા ઓર ન કોય.
રતી એક ઘટમેં સંચરે, સબ તન કંચન હોય.

૨૧૩

કહેતા હું કહે જાત હું, સુનતા હય સબ કોય;
રામ કહે ભલા હોયગી, નહિં તો ભલા ન હોય.

૨૧૪

સુમરનસે સુખ હોત હય, સુમરનસે દુઃખ જાય;
કહે કબીર સુમરન કિયે, સ્વામી માંહિ સમાય.

(૨૧૨) મે બધી જાતનાં રસાયણ કરી જોયાં, ઇંદ્રિઓનાં વિષયો તપાસ્યા, સંભારી દરેક બાબદ કરી જોઇ, અને એવી રીતે દુનિયાની હરેક ચીજ મેં બારીકીથી તપાસી તો મને માલમ પડયુ કે ખુદા જેવું બીજું કાંઈ નથી, એક રતીભાર બી જો ખુદા દિલમાં આવી જાય તો તે માણસ બધો સોનાનો થઇ જાય, યાને તેને બધું સુખ મળી જાય

(૨૧૩) માટે હું જે કહું છું ને તે શિક્ષણ મુકી જાઉ છુ તે તમો સઉ કોઈ ધ્યાનથી સાંભળજો; તે એ છે કે ખુદાનું નામ લેવાથીજ કલ્યાંણ થશે, નહિતો કદી ભલું થવાનું નથી, યાને દુનિયાની ચીજોથી ખરૂં સુખ હાંસલ થવાનુ નથી

Nay falter not—'tis an assured good
To seek the noblest, 'tis your only good
Now you have seen it, for that higher vision
Poisons all meaner choice for evermore.

GEORGE ELIOT.

(૨૧૪) ખુદાનું સ્મરણ કરવાથીજ માણસને સુખ પ્રાપ્ત થાય છે, અને સ્મરણથી જ તેનુ દુઃખ દૂર થઇ જાય છે, અને હુ કબીર કહુ છું કે સ્મરણ કરવાથીજ ખુદાનો વાસો આપણામાં થાય છે, અને ખુદાને મળી શકાય છે.

## સ્મરણુ.

ખુદાનાં નામની જપ કરવા વિષે.

૨૧૫

કબીર, સુમરન સાર હય, ઓર સકલ જજાલ;
આદી અંત સબ શોધીયા, દુજા દીસે કાલ.

૨૧૬

કબીર! નિજ સુખ રાંમે હય, દુજા દુઃખ અપાર,
મનસા વાચા કર્મના, નિશ્ચિય સુમરન સાર.

૨૧૭

રામ નામકે લેત હિ, હોત પાપકા નાશ;
જૈસી ચન્ગિ અગ્નકી, પડી પુરાને ઘાસ.

૨૧૮

નામ જો રતી એક હય, પાપ જો રતી હજાર,
એક રતી ઘટ સંચરે, જાર ફરે સબ છાર,

(૨૧૫) કબીરજી કહે છે કે, ખુદાનું નામ નિરંતર યાદ કર્યા કરવું, તેમાંજ માણસને ફાયદો છે. એ સિવાયનાં બીજાં બધાં કામો કરવાં, તે ફોકટની મેહનત છે; કારણકે, તેવણ કહે છે કે, બીજાં કામોની શરૂઆતથી છેક છેડા સુધી યાને પરિણામ સુધી મેં તપાસ કીધી, તો મને માલમ પડયું છે કે તેઓ નાશવંત છે યાને હંમેશ ટકનારાં નથી. ખુદાનું (નામ) સ્મરણ આપણું ફરી ફરીને જનમવા—મરવાનું નિવારે છે, બાકી બીજાં બધા કામો નવાં કારણો ઉપજાવી માણસને પાછા જંજાળમાં નાંખનારા છે.

(૨૧૬) રામ (ખુદા) ને મળવામાં જ આપણને ખરૂં સુખ છે, અને ઇંદ્રિઓથી ભોગવાતું હરકોઇ સુખ ભોગવવામાં આપણને અંતે બેસુમાર દુ:ખ છે. જગતની સલામતી અને આબાદાનીમાં કાંઇ નુકશાન ન થાય, એવા પવિત્ર વિચાર, વાચા અને કાર્ય કરવા સાથેજ, ખુદાની યાદ નિરંતર કરવી તેજ ખરેખરૂં સ્મરણ છે

(૨૧૭) જેમ અગ્નિની ઝીણી ચિનગારી સુકા ઘાસમાં પડે તો તેને બાળી નાંખે છે, તેમજ રામનું નાનું જેવું નામ આપણાં સઘળા પાપોના નાશ કરી નાંખે છે.

(૨૧૮) રામનું નામ જોકે એક રતી ભાર જેવું નાનું જણાય છે, અને પાપો જો હજારો રતી જેટલાં હોય, તે છતાં એક રતી જેટલું એ બિનવજન નામ, જેના હૈયાંમાં પસરી ગયું, અને જેને તે નામ નિરંતર યાદ આવ્યા કરે તો તેના સર્વે પાપોને બાળી જાળી નાખશે સારાંશ કે, રામ વાસના યાને ખુદાને મળવાની ઇચ્છા, બીજી સર્વે વિષય વાસનાઓને મારી હઠાડે છે,

## નામ-સ્મરણમાં બધું સમાઇ જાય છે.

૨૨૨

નામ લિયા ઉને સબ કિયા, સબ શાસ્રકા ભેદ
બિના નામ નર્કે ગયે, પઢ પઢ ચારો બેદ.

૨૨૩

એકહિ શબ્દમે સબહિ કહા, સબહિ અર્થ બિચાર;
ભજીયે કેવલ રામકો, તજીયે બિનયહિ બિકાર

૨૨૪

કબીર ! હરિકે નામસે, કોટ બિઘન ટલ જાય,
રાઇ સમાન બસુદરા, કેતેક કાષ્ટ જલાય

(૨૨૨) જેણે ખુદાનાં નામની જપ (સ્મરણ) કીધી તેને સઘળું લેહતુ કીધું, તથા તે સઘળાં શાસ્ત્રોનાં ભેદ પામ્યો. પણ એ ખુદાનું નામ જપ્યા વિનાં ફકટ ચારો વેદ ભણ્યા કીધા, તેઓ આખરે નર્કે ગયા છે. સારાશ કે, જે ખુદાનાં નામની જપ કર્યા કરે, તેણે ધર્મની બધી ક્રિયાઓ કીધેલી ગણાય, તેણે ધર્મની બધી આજ્ઞાઓ પાળેલી ગણાય, તેને ધર્મને લગતા બધાં શાસ્ત્રો આવડી જાય, ને તેઓના છુપા ભેદો બી તે પાગી જાય. એથી ઉલટું કરે, એટલે કે જે કોઇ ખુદાનાં નામની જપ કરે નહિ, ને શાસ્ત્ર માત્ર જ ભણ્યાં કરે, ને તે શાસ્ત્રો (ચાર વેદો) બી શિખી જાય, તોપણ ઘણીવાર નર્કે જાય, કારણ કે, ધર્મ શાસ્ત્રનો ફકટ મોહડેનો અભ્યાસ કરવાથી, મન વશ થતું નથી, અને મનની વાસનાઓ અનામત રહી જવાથી પાપો કરાય છે, અને પાપથી નર્કનું દુઃખ ખમવુ પડે છે.

(૨૨૩) તને એક વાત કહી, તેમાં શાસ્ત્રની બધી વાતો આવી ગઇ, બધી મતલબ સમાઇ ગઇ, ને બધા વિચારો આવી ગયા, તે, એ વાત છે જે માત્ર ખુદાનું ભજન કર્યા કરવું અને એ ભજનની સાથે સાથે, ઇંદ્રિઓની મજાહો તજીને રહેવુ—પૂરે પૂરી તજીને રહેવુ

(૨૨૪) ગઇનાં જેટલી અગ્નિની ઝીણી ચિંનગારી, જેટલા લાકડાનો જથ્થો હોય, તેટલા બધાને બાળી નાખે છે, તેજ રીતે હરિના નામથી, યાને ખુદાના નામની જપ વડે, કરોડો લિખનો એટલે પાપો અને તે કી આવતા દુઃખો સર્વ મટી જશે સારાંશ કે, ખુદાનાં નામમા, મનને લગાડવાથી તે પાપો કરતું અટકે છે અને જિમે જિમે તેના બધા દુર્ગુણો નિકળી જઇ મન પવિત્ર થઇ જાય છે.

૨૧૯

રામ નામકી ઔષધિ, સદગુરૂ દિયે બતાય,
ઓષધ ખાઈ પચી રહે, તાકે બેદન જાય

૨૨૦

સબ મન્ત્રકા બીજ હય, રામ નામ તત્સાર,
જે કો જન હિરદે ધરે, સો જન ઉતરે પાર

૨૨૧

રામ કહો મન વશ કરો, એહિ બડા હય અર્થ;
કાહેક પઢ પઢ મરો, કોતહિ જ્ઞાન ગ્રહર્થ?

(૨૧૯) ખુદાનું નામ યાદ કરવાની દવા છે તે સદ્‌ગુરુ જ બતાવશે, અને તે દવા ખાધાથી જેને પચી ગઈ, તો તેનાં સર્વે દુઃખો મટી જશે. સારાંશ કે, ખોદાનું નામ યાદ કરવાની રીતો ઘણી ઘણી છે, તેમાની લાગુ પડતી કોઈ એક, ખુદાની ભેટ કરાવી જાણનાર ગુરુ, ચેલાનો અમૂક અધિકાર જોઈને, ચેલાને શીખવે, ને તે રીતે નામ લેવામાં ચેલો પ્રવિણ થાય તો તેની સર્વ વેદનાઓ જતી રહે; યાને સચિંત અને ક્રિયામાંન કર્મો નાશ પામવાને લીધે તેઓ તરફથી આવનારી વેદનાઓ આવે નહિં, અને પ્રારબ્ધ કર્મો તરફથી આવનારી વેદનાઓ, તેનાં શરીર સંસાર પરજ લાગુ પડે, પણ તેનાં મનને દુઃખવી નહિં શકે.

(૨૨૦) રામનું નામ, બધાં મંત્રોનુ ખીજ છે, જેમાંથી બધાં મંત્રો નિકળ્યાં છે; અને તેથી, જે કોઈ એ નામને નિરંતર હૈયામાં પકડી રાખે, તે પેલી પાર ઉતરી જાય. સારાંશ કે ખુદાનાં નામમાંથી જ સર્વ મંત્રો અને ભણતર ઉપજાવેલાં છે, ત્યારે તે નામને જ જે કોઈ પકડી રાખે તો તેનાંથી બધાં મંત્રોનાં ફળો ઉપજાવી શકાય, એવુ એ, અદ્‌ભૂત અસરો ઉપજાવનારું નામ, જેના મનમાં પોતાની મેળે નિરંતર યાદ આવ્યા કરતું થઈ જાય, તે ફરી ફરીથી જન્મ મરણ આપનારા આ ભવસાગરને પેલે પાર પોહોંચી જાય.

(૨૨૧) શાસ્ત્રનાં અસંખ્ય ગ્રંથો (માત્ર મોહડેથી) શીખી શીખીને અમથા કાંય હેરાન થાઓ છો? "રામ રામ" (જુદા જુદા) બોલ્યા કરો; વમાસ્યા (વિચાર્યા) કરો, અને મનમાં ઈંદ્રિઓની મોજ મજાહના વિચારો, લાગણીઓ, ઇચ્છાઓ, જુસ્સાઓ તથા આકારો (forms) ઉપજવા ના દ્યો; ધર્મશાસ્ત્રની મુળ મતલબ-સહુથી મોટી મતલબ એજ છે.

## ખુદાના નામની ઉત્તમ અસર.

૨૨૫

સુખમેં સુમરન ના કરે, દુઃખમે કરે સબ કોય;
સુખમે જો સુમરન કરે, તો દુઃખ કહા કે હોય?

૨૨૬

સુખમે સુમરન ના કરે, દુઃખમે કરે જો યાદ;
કહે કબીર તા દાસકી, કોન સુને ફરિયાદ?

૨૨૭

બિપત્ત ભલી હરિ નામ લેત, કાયા કસોટી દુઃખ,
રામ બિના કિસ કામકી, માયા સંપત્ત સુખ?

૨૨૮

હરિ સુમરન કોઢી ભલા, ગલી ગલી પડે ચામ;
કંચન દેહ જલાય દે, જો નહિં ભજે હરિ નામ.

(૨૨૫) સુખમાં ખુદાની યાદ કોઈ કરતું નથી, ને દુઃખમાં સઉ તેને યાદ કરે છે, પણ સાકો જો સુખમાં તેને યાદ કરતાં હતે, ને તેની આજ્ઞા, જે ધર્મશાસ્ત્રમાં અપાઇ છે તે મુજબ ચાલતાં હતે, તો તેઓને દુઃખ આવતેજ કયાંથી?

(૨૨૬) સુખમાં ખુદાને યાદ ન કરે, અને દુઃખમાં તેની મદદ માંગે, એવા અરજદારની અરજ કોણ સાંભળે? સારાંશ કે, આપણી સુખી હાલતમાં, ખુદાને ભુલી જઇ, બીજાને નુકસાન થાય એવા કામો કરીએ, તો કુદરતના કર્મનાં (Law of Karma or Cause and Effect) કાયદા મુજબ વળતાં દુઃખો આપણને આવે તો, તે આપણને ભોગવવાંજ પડે.

(૨૨૭) જ્યારે દુઃખ આવી પડે છે ત્યારેજ શરીરની કસોટી યાને પરિક્ષા થાય છે, અને માણસને દુઃખજ ભલું છે, કારણ કે ત્યારેજ તે ખુદાને હરપળે "ઓ ખુદા ખુદા" કરીને યાદ કરે છે. ખુદા નહિં મળે, ને તેને બદલ દુનિયાની બધી સંપત્તિઓ ને સુખો મળે, તેઓ માણસને અંતે શું કામ આવવાના છે?

(૨૨૮) શરીરને દુઃખ થઇને તેનું ચામરૂ નિકળી પડતું હોય, છતાં જો ખુદાની યાદ થઇ શકતી હોય તો તે ભલું, પણ શરીર સુનાં—રૂપાંમાં લોટતું હોય, ને તેનાં તેમ લોટવાથી જો ખુદાની યાદ બની આવતી ન હોય, તો એવાં તારાં સોનાં જેવા દેહને બાળી નાંખ યાને તે નાશ પામી જાય તો ઘણું સારૂં— સારાંશ કે તવંગરી સાથે ખુદાની વિસરફામ રહે, તે કરતા બેઘર કંગાલ હોવા છતાં, ખુદાની યાદ મનમા રહે, તે વધુ પસંદ કરવા જોગ છે.

૨૨૯

જા ઘર સંત ના સેવિયા, હરિકો સુમરન નાહે,
સો ઘર મરહટ સરિખા, ભુત બસો તા માહે

૨૩૦

રામ નામ તો રતન હય, જીવ જતન કરી રાખ;
જબ પડેગી સંકટી, તબ રાખે રઘુનાથ

૨૩૧

જબ જાગો તબ રામ જપ, સોવત રામ સંભાર,
ઉઠત બેઠત આતમા, ચાલતહિ રામ ચિતાર.

૨૩૨

જીતને તારે ગગનમે હો, ઇતને શત્રુ હોય,
કૃપા હુય શ્રિરામકી, તો બાલ ન વાંકો હોય

૨૩૩

જો કોઈ સુમરન અંગકો, પાઠ કરે મન લાય;
ભક્તિ જ્ઞાન મન ઉપજે, કહે કબીર સમજાય

(૨૨૯) જે ઘરમાં સંતો યાને ખુદાને પિછાણનારા સાધુ પુરૂષોની સેવા કરવામાં આવતી નથી અને જ્યાં ખુદાની યાદ થતી નથી, તે ઘરો સમશાણ સરખાં જ છે અને ત્યાં ભુત-પલિતનો જ વાસો હોય છે.

(૨૩૦) રામ નામ તો એક હિરો યાને અમુલ્ય રતન છે, તેને તું તારા જીવની પેઠે સાચવીને રાખ, કે જે વખતે તને દુઃખ આવી પડે ત્યારે, ખુદા તને બચાવી લે.

(૨૩૧) ઉંઘમાંથી જાગૃત થતાં જ રામનું નામ લે, સુતી વેળાએ પણ ખુદાને યાદ કરીને જ સુઈ જા; અને એવી રીતે ઉઠતાં, બેસતાં, યાને હરેક કામો કરતી વેળાએ, તેનું (ખુદાનુ) જ નામ તારા મનમાં ચિતાર્યા કર, યાને તારૂં મન ખુદામાંજ ગુંથાયલું રાખ.

(૨૩૨) આસમાન પર જેટલા તારા (stars) છે, તેટલા બી જો તારા શત્રુઓ હોય, પણ જો તારાં મનમ ખુદા હોય તો તેનાં જોરે, તારા એક બાળને પણ કોઇ ઇજા કરી શકનાર નથી

(૨૩૩) જે કોઇ સ્મરણ કરવાનાં મંત્રો (manthras) મોહડે કરી તે ઉપર મનન કરે, તો, હું કબીર કહું છુ કે, ખુદાની ભક્તિ કેમ કરવી તેનું જ્ઞાન તે માણસનાં મનમાં આવી જાય

૨૩૪

જપ તપ સંયમ સાધના, સબ સુમરન કે માહિં;
કબીર જાને યા રામજન, સુમરન સમ કછુ નાહિં

૨૩૫

સહકામી સુમરન કરે, પાવે ઉત્તમ ધામ,
નિષ્કામી સુમરન કરે, પાવે અવિચલ રામ.

## ખુદા બાહેર નથી, તારી અંદરજ છે.

૨૩૬

પથ્થર પુજે હરિ મિલે, તો મે પુજુ ગિરિરાય,
સબસે તો ચક્કિ ભલી, પિસ પિસ કે ખાય

૨૩૭

દેહિ નિરંતર દેહરા, તામે પ્રત્યક્ષ દેવ,
રામ નામ સુમરન કરો, કહા પથ્થરકી સેવ.

(૨૩૪) જપ કરવી, તપેશ્વરા કરવી, યોગ કરવો એ સઉ સ્મરણ ની અંદરજ આવી જાય છે, તેથી સ્મરણ જેવું બીજું કશું એ નથી, એમ હું (કબીર) સમજું છું અને જે કોઇ ખુદાનો બંદા છે તે જાણે છે.

(૨૩૫) પોતાને માટે કાંઇક સારા બદલાની આશા રાખીને જે કોઇ સ્મરણ કરે, તો તેને તે સુખ મળે; સ્વર્ગ મળવાની ઇચ્છા રાખી જે કોઇ સ્મરણ કરે, તેને સ્વર્ગ મળે, પણ જે કોઇ, ઇચ્છા રહિત યાને પોતા માટે કાંઇ પણ ચીજ કે સુખ માગ્યા વગર, સ્મરણ કરવું એ મારી ફરજ છે એવું સમજીને માત્ર ખુદાના પ્રેમ અર્થેજ જે સ્મરણ કરે તે માણસ ખુદાને પામે, જે હમેશગીનો હોવાથી તેને સદાકાળનું (Eternal bliss) સુખ મળી જાય.

(૨૩૬) કબીરજી કહે છે કેઃ— જો પથ્થર પુજવાથી ખોદા મળતો હોય, તો હું આખો ગિરનારનો પહાડજ પુજું પણ સઉ કરતા ચઢી (પુજી) હોય તો કેવુ સરસ, કે તેથી દળીને લોટની ખાવા મળે!

(૨૩૭) તારૂં શરીર એજ તારૂ દેવળ છે ને તેમા જ ખરેખરે દેવ યાને ખુદા બેઠેલો છે, તેનુ સ્મરણ કર્યાં કર. બાકી પથ્થરની પુજા કરવાથી યાને બાહેરનો દેખાવ કર્યાથી તારૂં શું વળવાનું?

૨૩૮

પથ્થર મુંખ ના બોલહિ, જો શિર ડારો કુટ,
રામ નામ સુમરન કરો, દુજા સબહિ જીુઠ.

૨૩૯

કુબુધ્ધિકો સુજે નહિ, ઉઠ ઉઠ દેવલ જાય,
દિલ દેહરાકી ખબર નહિં, પથ્થર તે કહા પાય?

૨૪૦

પથ્થર પાની પુંજ કર, પચ પચ મુવા સંસાર;
ભેદ નિરાલા રહે ગયા, કોઈ બિરલા હુવા પાર.

૨૪૧

મક્કે મદિનેમેં ગયા, વહાંભી હરકા નામ,
મેં તુંજ પુછું હે સખી, કિન દેખા કિસ ઠામ?

(૨૩૮) ગમે માથું કુટીને મરિયે, તોબી પથ્થરે કાંઇ મુખમાથી બોલવાનો છે? માટે તું રામ નામ જપયા કર, બાકી બીજુ બધુ કરવાનું મુકી દે

(૨૩૯) જેઓને ખરી સમજ નથી તેઓજ દોડતા દોડતા દેવળમા જાય છે, માણસનું દિલ તેજ પરમેશ્વરનુ રેહવાનુ દેવળ છે એ વાત તેઓને ખબર ન હોવાથી બિચારા, પથ્થરના બાધેલા દેવળમાં ખુદાને શોધવા જાય છે, તે ખોદા તેઓને કેમ મળે? (Know yo not that ye are the Temple of God, and the Spirit of God dwelleth in ye?—Christ

(૨૪૦) પથ્થર અને પાણી પુંજી પુજીને, યાને એવા માત્ર બાહેરના દેખાવો કરી કરીને, સસારના બધા લોકો ડુબી મુવા છે, જ્યારે ખુદાનો ભેદ તો બીજો જ છે, જે વાત કોઇ વિરલો પુરૂષજ જાણે છે અને જેથી તે સમજીને ખરો રસ્તો પકડીને પાર થઈ જાય છે

(૨૪૧) મક્કા મદિનામા ગયા તો લાબી ખુદાનું નામ તો છેજ, પણ (મુસલમીન ધર્મવાળાઓને કબીરજી કહે છે કે) એ મારી બેન, તું મને દેખાડ કે કયે ઠેકાણે, મક્કા મદિનામા તે ખુદાને દીઠો? અર્થાત– કબીરજીનું કેહવુ એ છે કે ખુદા આપણાથી બાહેર નથી, પણ આપણી અદર જ તે રહેલો છે.

(૨૪૨) રામનું નામ તો ઠગાગ, લુટાગ યાને દુનિયાંના બુરા ભલા સહુ કોઈ લોક (બાહ્ડ્યી) લે છે, પણ જે સ્મરણ યાને જપ વડે, ધ્રુવ, પ્રલ્હાદ અને એવા (મોટા થઈ ગયલા) નરો, ઇશ્વરને પોહોચી ગયા, તે સ્મરણ કાંઇ જુદીજ તરેહનું છે.

(૨૪૩) મન સુદ્ધ (નિર્મળ) થયા વગર ખુદાની યાદ (સ્મરણ) થઇ શકતી નથી; દિલના હેત વગર ભક્તિ થઇ શકતી નથી. જેમ પારસ મણી (philosophor's stone) અને લોઢાંની વચ્ચે બીજી કોઈ ચીજ આડી પડેલી હોય તો લોઢાનું સોનુ થઇ શકતુ નથી, તેમજ હેત ખુદાપર લાગેલું નહી હોય, અને દુનિયાની ચીજો ઉપરજ હોય, અને મનમાં તે ચીજોના ખ્યાલો આવ્યા કરે, તો ખુદાનું ભજન કેમ થાય, ને ખુદા કેમ દેખાય?

(૨૪૪) માથે પાણીનો ઘડો મુકીને, છુટે હાથ ચાલતી અને વાતો કરતી જવા છતા, પનિયારણ (સ્ત્રી) નું ધ્યાન તો ઘડામાંજ લાગેલું હોય છે, તેમ સ્મરણ કરતી વેળાએ મન ખુદા તરફજ લાગેલું રહે, એવુ સ્મરણ કરતા તુ શીખ.

(૨૪૫) જેમ એક કંજુસ માણસ પૈસાને પુંજે છે, અને તેને એક ઘડી પણ યાદ કર્યા વગર રેહતો નથી, તેમ ખુદાનું સ્મરણ એવું કર કે તારા મનમાથી ખુદા એક પલ વાર પણ ભુલાય નહિ.

## સ્મરણ કરવાની ખરી રીત.

૨૪૬

જૈસી નૈયત હરામ પે, ઐસી હરસે હોય,
ચલા જાવે વૈકુંન્ઠમે, પલ્લા ન પકરે કોય.

૨૪૭

બાહેર ક્યા દિખલાઇયે, અંતર કહિએ રામ?
નહિં મામલા ખલકસો, પડા ધનિસેં કામ.

૨૪૮

માલા તો કરમે ફિરે, જીભ ફિરે મુખ માહિ:
મનવા તો ચૌ દિશ, ઐસો સુમરન નાહિ.

૨૪૯

સુમરન ઐસો કિજીયે, ખરે નિશાને ચોટ,
સુમરન ઐસો કિજીયે, હલે નાહિં જીભ હોઠ.

૨૫૦

હોઠ કઠ હાલે નહિ, જીભ્યા ન નામ ઉચ્ચાર,
ગુપ્ત સુમરન જો ખેલે, સોહિ હસ હમાર.

(૨૪૬) કોઇ હરામની ચીજ ઉપર મન જેવું લાગી જાય છે, તેવું ઇશ્વર તરફ મન લાગી જાય, તો તે માણસને ખુદાની મુલાકાત થાય, અને તેમાં કોઇ (દૈત્ય કે ફરેસ્તા) થી પણ અટકાવ નાંખી શકાય નહિં.

(૨૪૭) બાહેરનો ફોકટ દેખાવ શું કામ કરે છે? તારા હૈયામાં ખુદાનું નામ લેતો રેહે, તને દુનિયાં અને તેનાં લોકો સાથે કામ નથી, પણ જે ધણી (ખુદા) તારાં હૈયામાં બેઠેલો છે તેની સાથે જ કામ છે.

(૨૪૮) હાથમાં માલા (તસ્બીર) ફર્યા કરે, ને મોહડામાં "ખુદા ખુદા" થયા કરે, પણ જો મન ખુદામાં લાગે નહિ, અને દુનિયાંની અનેક ચીજો તરફ વારા ફરતું દોડયા કરે, તો એવી યાદ (સ્મરણ) ખુદાની મુલાકાત કરાવે તેવી કાર્ય સાધક ગણાય નહિ.

(૨૪૯) સ્મરણ તો એવું કરીએ, કે જેમ તીર જઇને બરાબર નિશાંણે યાને ટાંકેલી ચીજ પર ચોંહોઠી જાય, તેમ મન જઇને ખુદાપર લાગી જાય. સ્મરણ એવું કરવું કે જીભ ને હોઠ હીલે નહિં, પણ મન ખુદા પર લાગી રહે, ત્યારેજ તે ખરૂં સ્મરણ કહેવાય.

(૨૫૦) હોઠ તથા ગળું પણ હિલે નહિં, અને જીભે પણ નામ ઉચ્ચાર થાય નહિં, તો બી અંદર ગુપ્ત (Silent meditation) સ્મરણ ચાલુ રાખે, તેજ ખરો સ્મરણ કરનારો હંથ યાને સાધુ છે.

૨૫૧

અંતર "હરિ હરિ" હોત હય, મુખકી હાજત નાહિં,
સહેજે ધુન લાગી રહે, સંતનકે ઘટ માંહિં.

૨૫૨

અંતર જપીયે રામજી, રોમ રોમ રંન્કાર,
સહેજે ધુન લાગી રહે, એહિ સુમરન તત્સાર.

૨૫૩

સુમરન સુરતિ લગાય કે, મુખસે કછુ ના બોલ,
બાહેર કે પટ દેય કે, અતર કે પટ ખોલ.

૨૫૪

લેહ લાગી તમ જાનીયે કબુ છુટ ન જાય;
જીવત હિ લાગી રહે, મુવા માહી સમાય

(૨૫૧) અંદર (હૈયામા) "હરિ હરિ" ("ખુદા ખુદા") એવો અવાજ થયા કરે, ત્યાર પછી મોહડેથી બોલવાની જરૂર રહેતી નથી, એવી રીતે જેઓ સાધુ (પવિત્ર) પુરૂષો થયા છે, તેઓનાં હૈયામાં ખુદાનુ ધ્યાન વગર મેહેનતે થયા કરતુ હોય છે, તેથી તેઓને મોહડેથી બોલવાની કાંઇ જરૂર રહેતી નથી.

(૨૫૨) મનમા (રામની) જપ કર્યા કરીએ ત્યારે આખર રામનાં નામનો અવાજ, આપણા રૂવે રૂવે ઉઠવા લાગશે, અને પછી વગર મેહેનતે ખુદાનુ ધ્યાન થયા કરશે, ખુદાનું સ્મરણ કરવાની ખરી રીત એવી છે.

(૨૫૩) ખુદાનાં સ્મરણમા તારૂ સઘળુ ધ્યાન આપી સ્મરણરૂપ થઇ જા, ને પછી મોહોડેથી સ્મરણ કરવુ બંધ કર, બહારના બધા પડદા બંધ કર, એટલે કે બહારની ઇંદ્રિઓનો વ્યવહાર બંધ કર, અને અંદરના પડદા ખુલ્લા કર યાને અંદરની અનુભવ શકિતને ખીલવ

(૨૫૪) જ્યારે માણસને ખુદાની લેહ એવી લાગી જાય કે, જીનના જીવત તો તે જાયજ નહિં, પણ મરણ વેળાએ, સૌ દુ.ખો ખમવા સાથે બી, તેના મનમા ખુદાનીજ યાદ રહે, ત્યારે જાણવું કે તે માણસને ખરી ખુદાની લેહ લાગી હતી.

## ખુદાને મળવાનો દરવાજો રાઇથીબી બારીક છે.

૨૫૫

બુંદ સમાંના સમૂદ્રમે, જાનત હય સબ કોય;
સમૂદ્ર સમાંના બુંદમેં, જાને બિરલા કોય.

૨૫૬

ભકત દ્વાર હય સાંકડા, રાઈ દસમા ભાય;
મનહિ જબ રાવત હો રહા, કયું કર શકે સમાય?

૨૫૭

રાઇ બાંતા બિસવા, ફિર બિસનકા બિશ;
ઐસા મનવા જો કરે, તાહિ મિલે જગદીશ.

(૨૫૫) પાણીનું ટીપું સમુદ્રમાં સમાઈ જાય તે તો આખી દુનિયાં જાણે છે, પણ આખો સમુદ્ર એક ટીપાંમાં સમાઈ જાય તે તો કોઈકજ વિરલો પુરૂષ જાણે છે. જ્યારે યોગી સમાધી અવસ્થામાં જાય છે, ત્યારે તે આખા વિશ્વ યાને જગતને પોતાનાંજ અંન્તર હૃદયાકાશમાં જ જુવે છે, અને આવો અનુભવ કોઈક વિરલા યોગીને જ થાય છે, જે વાત જગતનાં લોકોને સમજાતી નથી.

(૨૫૬) ખુદાનો ભક્ત થવાનો દરવાજો એટલો તો સાંકડો છે કે રાઈના દશમાં ભાગ જેટલો તે છે, પણ, મન તરેહવાર વિચારોના જથ્થા એકઠા કરીને પર્વત જેવું મોટું થઈ જાય ત્યારે, એવા સાંકડા દરવાજામાં તે કેમ દાખલ થઈ શકે?

(૨૫૭) રાઈનાં દાણાંનો વિસમો ભાગ કરો, અને તે વિસમાને પણ વિસમો ભાગ કરે, એવું નાનું મનને જે કોઈ કરી શકે, ત્યારે જ તેને પરમેશ્વર મળે એટલે કે ઇંદ્રિઓનાં સર્વ વિષયોના સર્વ વિચારો જેનાં જતા રહ્યા હોય, એ પ્રમાણે જેનાં મનનું "મનપણું" એટલે વિચારવાપણું જતું રહ્યું હોય, તેને ખુદાની મુલાકાત થાય.

## મનથીજ સ્મરણરૂપ થઈ જા.

૨૫૮

મેરા મન સુનરે રામકો, મનમે ગાન સુનાય,
મનહિ જબ ગમ હો રહા, તો શિશ નમાવુ કાય?

૨૫૯

કમીર! નન નિશ્ચય કરો, ગોવિદ કે ગુન ગાય,
નિશ્ચય બિના ન પાઈયે, કોટીક કરો ઉપાય

૨૬૦

માલા જપુ ન કર જપુ, મુખસે કહુ ન રાન,
રામ હમેરા હમકો જપે, મે બેઠ રહુ વિશ્રામ

(૨૫૮) મારૂં મન હવે તો ખુદાનેજ યાદ કરે છે, અને તેમા ખુદાનો વિચાર માત્ર જ રહેલો છે, ને બીજો કોઇ વિચાર રહયો નથી, મન ખુદારૂપ થયું છે એ પ્રમાણે જ્યારે મન પોતેજ ખુદારૂપ બની ગયું છે ત્યારે હું મારૂં માથું શા માટે નમાવું ?

(૨૫૯) ઓ કબીર! ખુદાના ગુણ ગાઇ ગાઇને અને ગુણ ગાવાનો લખ મનને લગાડી લગાડીને તેને બીજા બીજા ખ્યાલો પર જતું અટકાવ મન બીજા ખ્યાલો પર દોડતું અટકયા વગર, ખરૂં સ્મરણ થઇ શકે નહિ એ સિવાયના બીજા કરોડો ઉપાય તું કરશે તો તે બધા ફોકટ જશે

(૨૬૦) કબીરજી કહે છે કે, હું તો ખુદાની જપ, નથી માલાએ કરતો કે નથી હાથે કરતો, કે ન મોહડેથી રામ પુકારતો મારી જપ કરવાની રીતી એવી છે કે માલા યા તસ્બીહ ફેરવવી પડેજ નહિ, હાથ હીલાવવો પડે નહિ, ને મોહડેથી (પણ) "ખુદા કરીને બોલવું પડે નહિ, પણ મારૂં શરીર-ઇંદ્રિઓ ને મન, જે બધા મળીને હું બન્યો છું, તે બધા શાંત થઇ, તેઓ મળે નહિ થઇ જાય, ત્યારે આ શરીરમા જે ભાન (consciousness) બાકી રહે, જે ખુદાનો અંશ (part) છે, તે ભાન, પેલા ભાંન ને જપે છે ને મળે છે, જે ભાંન જગતમા પસરીને અપરમપાર ખાલી જગા ( Space ) મા રહેલું છે, જે ખુદા યાને "હું મેશગીનો હું " છે તે સાથે એકત થઇ જાય છે

૨૬૧

નામ બિસારે દેહકા, જીવ દસા સબ જાય,
જબહિં છોડે નામકો, સબહિં લાગે આય

૨૬૨

રામ જપે અનુરાગસે, સબ દુઃખ ડાલે ધોય;
વિશ્વાસે તો હરિ મિલે, લોહા કચન હોય

૨૬૩

રામ નામ પુકારતા, મિટા મોહ[1] દુખ[2] દ્વંદ[3],
તનકી દુબ્ધા નસ ગઈ, જબ ગુરૂ મિલે ગોવિંદ

(૨૬૧) ખુદાનું નામ જપતા જપતા, શરીરનું ભાન ભુલી જવાય છે, અને જીવ તરીકેની હાલત જતી રહે, એટલે કે "હું ફલાણો માણસ છું" એવી પોતાની યાદ નહિં રહે, ત્યારપછી બીજી એવી હાલત આવે કે જ્યારે નામ જપવાનું બી છુટી જાય, યાને જપનાર અને ખુદા જુદા છે એવો વિચાર નિકળી જાય, ત્યારે માણસ વિશ્વરૂપ યાને સર્વરૂપ થઇ જાય યાને ખુદા સાથે એક થઇ જાય.

(૨૬૨) હૈયાંના હેતથી જો તું ખુદાની જપ કરશે, તો તારાં સર્વ દુઃખો મટી જશે, અને ખુદા મળશે, એવો પાકો ભરોસો રાખીને તું ખુદાની જપ કરશે, તો ખુદા તને ખચીત મળશે, ને તું હમણા લોઢા જેવો છે, તે પછી સોના જેવો થઇ જશે

(૨૬૩) કબીરજી કહે છે કે, ખુદાના નામની જપ કરતા કરતા, ઇંદ્રિઓને ગમતી ચીજો પર ઝીપલાવી દેવાની મારી ટેવ[1] છુટી ગઇ ખુદાની જપ કરતા કરતા, મારી ઉપર ને મારાં પોતાનાઓની ઉપર વધારે હેત રાખવુ, ને બીજાઓ ઉપર ઓછું હેત રાખવુ અથવા બિલકુલ નહિં રાખવુ, તથા પોતાના લાભો જ સાચવ્યા કરવા ને બીજાના લાભો નહિં સાચવવા, અથવા સામા લુટવા, એવી જે મનની જુદાઇની લાગણી[3] હતી, તે મટી ગઇ ખુદાના નામની જપ કરતા કરતા મારા સંચિત અને ક્રિયામાણ કર્મો નાશ પામ્યાં, તેથી તેઓથી ઉપજનાર મારા દુખો મટી ગયા, અને ફક્ત પ્રારબ્ધ કર્મોથી ઉપજતા દુઃખોજ ભોગવવાના બાકી રહ્યા છે, અને તેઓની બી મને કાંઇ દરકાર નથી કાંય જે જ્યારે ગુરૂ મળે ને ખુદા મળે ત્યારે મનની સર્વે ચિંતાઓનો છેડો આવી ગયલો હોય છે

## આ કળયુગમાં ખુદાનાં નામથીજ કલ્યાંણ થઈ શકે.

૨૬૪

નિશદીન એક પલ હિ, જો કહેવે રામ, કબીર !
તાકે જનમ જનન કે, જહે પાપ શરીર

૨૬૫

-લયુગને જીવન અલ્પ હ્યુ, કરીયે બેગ સભાગ,
તપ સાધન કછુ ના બને, તાને નાન સભાર

૨૬૬

નાન નેનનન રમી રહા, જાને જિહ્વા ગાય
જાકુ મિલીયા સદગુરૂ, તાકુ નાલન હોવ

૨૬૭

ગજા ગના ના બડા, બડા જો સુનરે રાન,
તાહિ તે જન બડો, જો સુનરે નિજ નામ

૨૬૮

કબીર, ને માગુ એ નાગના, પ્રભુ દિજે મોહે સોય
સત સમાગમ હરિ કથા, હુનારે નિશદિન હોય

(૨૬૪) અરે કબીર! રાતે યા દીવસે, એક વખત પણ જે કોઇ રામનું નામ ખરાં હેતથી લેશે તેનાં જન્મો જન્મનાં પાપો દુર થશે.

(૨૬૫) આ કલીયુગમાં, માણસની જીંદગી ઘણાંજ થોડા વરસની છે, માટે તું જલદીથી ખુદાને યાદ કરી લે; કારણ કે જીંદગીની મુદત ઘણી કમતી હોવાથી, આપણાથી તપ, સાધન, જે કરવાને બહુ લાંબો કાળ જોઇએ છે, તે આ કલીયુગમાં બની શકતું નથી, માટે તું નામ સ્મરણ જ કર્યા કર.

(૨૬૬) તે નામ આખોમા રમી રહેલુ હોય છે, જેને કોઇ વિરલો પુરૂષ જ જાણે છે, અને જેને સદગુરૂ મળ્યા હોય તેને સમજ પડે છે.

(૨૬૭) લોકો કહે છે કે, રાજાઓ મોટા છે. પણ હું (કબીર) કહું છું કે જે **રામ** (સાકાર ઇશ્વર—manifested God) નુ ધ્યાન કરે, તે રાજાઓથી મોટો છે. પણ એ સાકાર ઇશ્વરનાં ભકત કરતા, જે કોઇ **નિરાકાર (ઇશ્વર)** ના ધ્યાનમાં રહે, તે વધારે મોટો છે.

(૨૬૮) કબીરજી ખુદાને કહે છે કે, ઓ ખુદા હું તારી પાસે એટલુંજ માગું છું કે મને સાધુસંતોની સંગત ને તારે લગતાં જ્ઞાનની વાતો રાત ને દિવસ થયા કરે ?

## સદ્‌ગુરૂજ એ માર્ગ દેખાડી શકે.

૨૬૯

મુગટા જુગટ માગુ નહિ, ભક્તિ દાન દિજો મોહે
ઓર કછુ માગુ નહિં, નિશદિન જાચુ તોહે

૨૭૦

સુમરન મારગ સાચકા, સદ્દગુરૂ દિયે બતાય
સ્વાસ ઉવાસે સુમરતા, એક દિન મિલ્યા આય

૨૭૧

પ્રેમ બિના ધીરજ નહિ, બિરહે બિના વેરાગ
સદગુરૂ બિના મિટે નહિ, મન મનસાકા દાગ

૨૭૨

પુરાહિ સદગુરૂ બિના, હિરદા શુધ્ધ ન હોય
મનચા વાચા કર્મના, સુન બિજો મત કોય

(૨૬૯) નથી માગતો હુ ગજ ને પાટ, પણ મને તારી ભક્તિ કરનાનુ દાન બક્ષેસ કર, અને રાત ને દિવસ હુ જપ કરી તારૂ ધ્યાન ધરૂ—એ સિવાય બીજુ હુ કાંઈ માગતો નથી

Only, O Lord in Thy dear love,
Fit us for perfect rest above,
And help us this and every day,
To live more truly as we pray.

KEBLE

(૨૭૦) ખુદાનું નામ સ્મરણ કરવાનો ખરો રસ્તો સદ્દગુરૂજ બતાવી આપે છે, અને તે રીતે, જે કોઇ ખુદાનુ સ્મરણ નિરતર કર્યા કરે, તેને એક દિવસ ખુદા મળી જશે

(૨૭૧) જ્યાસુધી માણસના હૈયામા ખરો (બિનસ્વાર્થી) પ્રેમ આવતો નથી ત્યાસુધી તેનુ મન ધીરજથી ભક્તિમા બેસતુ નથી, અને જ્યાસુધી માણસને ખરો ભક્તિભાવ ખુદા તરફ લાગતો નથી, ત્યાસુધી તેને વૈરાગ્ય આવતો નથી યાને ઇન્દ્રિઓના વિષયો ભોગવવા ઉપરથી તેનું મન ખસતું નથી, અને જ્યાસુધી સદ્દગુરૂનો મેળાપ તેને થતો નથી ત્યાસુધી એ બધુ થતું નથી યાને તેના મનના વિકારો ને જુસ્સાઓ જતા રહેતા નથી

(૨૭૨) પણ હુ આ એક વાત કહુ છુ તે તમો સઉ કોઈ બરાબર યાદ રાખજો જેનો પોતાનો અભ્યાસ અધુરો રહેલો હોય, તેવો કોઇબી સાધુ, સદ્દગુરૂ કહેવાય નહિ. જેનો અભ્યાસ પુરો થઇ રહેલો હોય તેજ સદ્દગુરૂ કહેવાય. તેવો પુરો ગ્યાની ગુરૂ મળે ત્યારેજ મન, વાચા ને કાયા પવિત્ર થાય, યાને ત્યારેજ આપણા હાથે થતા પાપો અટકે, જીભે થતા પાપો અટકે, વિચારોએ થતા પાપો અટકે, ને લાગણીઓએ થતા પાપો અટકે

# ગુરૂ વિષે.

## સદ્‌ગુરૂ મહિમા

૭૭૩

ગુરૂ બિન ગ્નાન[1] ન ઉપજે, ગુરૂ બિન મિટે ન ભેદ,[2]
ગુરૂ બિન સંશય ન મિટે, જય જય જય ગુરૂદેવ.

૭૭૪

ગુરૂ બિન ગ્નાન ન ઉપજે, ગુરૂ બિન મિલે ન મોક્ષ
ગુરૂ બિન લખે ન સત્યકો, ગુરૂ બિન મિટે ન દોષ

૭૭૫

ગુરૂ નારાયન રૂપ[1] હૈ, ગુરૂ ગ્નાન કો ઘાટ,[2]
સદ્‌ગુરૂ બચન પ્રતાપસેં, મનકે મિટે ઉચ્ચાટ.

(૨૭૩) ગુરૂ વગર આપણી જીંદગીને લગતી ખરી વાતો ને ભૂત ભવિશની વાતો[2] સમજાતી નથી ગુરૂ વગર એ વાતોને લગતા આપણા સંશયો[3] મટતા નથી ગુરૂ વગર આપણને પરોક્ષ ગ્નાન[1] થતુ નથી, એટલે કે, ખુદાને લગતી શાસ્ત્રમા કહેલી વાતો સમજાતી નથી અને ગુરૂ વગર આપણને અપરોક્ષ ગ્નાન[1] થતું નથી એટલે કે, ખુદાની મુલાકાત થતી નથી, માટે હમારી પ્રાર્થના છે, કે હે ગુરૂદેવ તમારી જય થાવો, યાને જગતનું ભલું કરવાના જે જે કામો ધારીને સદગુરૂઓ જગતમા આવ્યા હોય ને આવે, તેઓના કામો હમેશા વગર વિઘ્ને પાર પડયા કરજો!

(૨૭૪) ગુરૂ વગર ગ્નાન મળી શકતુ નથી, અને ખુદાની મુલાકાત થઇ શકતી નથી ગુરૂ વગર ફેરી ફેરીથી જન્મયા–મર્યા કરવાનુ મટતુ નથી ગુરૂ વગર સાચી વાત સમજાતી નથી, અને ગુરૂ વગર આપણા દુર્ગુણો મટતા નથી

(૨૭૫) નદીનો કાઠો ઉંચો ને ઢોળાન વગરનો હોય, ત્યારે પાયરીઓ (steps) બાધવી પડે છે ને એ પાયરીઓ વાળા ઘાટની મદદથી આપણે નદીના પાણીને મળીએ છીએ, ગુરૂ પણ એ ઘાટ જેવો ઘાટ છે, કેમકે આપણે તેની મદદથી જ ખુદાને મળી શકીએ છીએ[2] ગુરૂ ખુદાની મુલાકાત કરાવનારો છે, એટલુ જ નહિ, પણ ગુરૂ તેથી પણ ઘણો વધારે છે કાય જે પોતાની નિરાકાર હાલતે, આપણને પોહોચાડવાને સારૂ, ગુરૂ, માણસનું રૂપ ધારણ કરીને આવેલા ખુદા પોતે છે તુ ગુરૂનુ કહ્યું કર, ગુરૂનુ કહ્યું કર. તેના કહેલામા એવા ગુણ છે, કે તારા મનની ખરી જાતની અકરવકરો ભાગી જશે, ને તે સદાનુ શાંત થઇ જશે

## સદ્‌ગુરૂ મહિમાં

૨૭૬

સદ્‌ગુરૂ કે મહિમા અનંત, જીને અનંત કિયા ઉપકાર;
અનંત લોચન ઉઘાડયા, અનંત દિખાવન હાર

૨૭૭

સદ્‌ગુરૂ સમાન કો નહિ, સપ્ત દ્વિપ નવ ખંડ;
તિન લોક ના પાઈયે, ઔર એકવિસ બ્રહ્માંડ

૨૭૮

તિર્થમેં ફ્લ એક હય, સંત મિલે ફ્લ ચાર;
સદ્‌ગુરૂ મિલે અનેક ફ્લ, કહે કબીર બિચાર

૨૭૯

હરિ કૃપા તબ જાનીયે, દે માનવ અવતાર;
ગુરૂ કૃપા તબ જાનીયે, જબ છોડાવે સંસાર.

૨૮૦

જાકે થીર ગુરૂ જ્ઞાની હોય, સોહિ તરત ભવ માહેં;
ગુરૂ બિન જાનો જન્તકો, કબૂ મુક્તિ સુખ નાહેં

(૨૭૬) સદ્ગુરૂની મોટાઇની કાંઇ હદ નહિં; સદ્ગુરૂના ઉપકારની કાંઇ હદ નહિં આપણી અંતર દૃષ્ટિ સદ્ગુરૂ ઉઘાડી આપે, તેની જોવાની શક્તિની કાંઈ હદ નહિં; ને ખુદા સાથે આપણો મેળાપ કરાવી આપે, તેની રેહવાની જગાની કાંઈ હદ નહિ, ને તેના જીવવાના વખતની કાંઇ હદ નહિ, એવો સદ્ગુરૂ છે

(૨૭૭) સાત દ્વીપ ને નવ ખંડોમા ફરી વળો, પાતાળ પૃથ્વિ ને સ્વર્ગમા ફરી વળો, ને એકવીસ બ્રહ્માંડો (Solar system) મા પણ ફરી વળો, ને જુઓ કે ખુદાની મુલાકાત કરાવનાર ગુરૂના જેટલુ આપણુ ભલુ કરનારો બીજો કોઈ એ બધામા કેથે બી છે? કેથે કોઇ નથી

(૨૭૮) હું કબીર એમ માનુ છુ, કે કોઇ એક જાત્રા જઇએ, તેથી જેટલુ પુન થાય, તે કરતા ચોવરૂ પુન કોઇ સાધુ મળ્યાથી થાય, ને તે કરતા બેસુમાર ઘણુ પુન ખુદાની મુલાકાત કરાવે એવો ગુરૂ મળ્યાથી થાય

(૨૭૯) ખુદા મેહેરબાન થાય, તો ૮૩,૯૯,૯૯૯ જાતના જીવોના અવતારો ઉપરથી ચહડાવીને આપણને માણુસ જાત તરીકેનો ચોર્યાસી લાખમો અવતાર આપે પણ સદ્ગુરૂ મેહેરબાન થાય, તો તે આપણે માટે એ માણુસાઇ અવતારને બી નહિ ખમાય એવો દુખીયારો ગણે, ને એમાથી છોડવીને ખુદ ખુદાઈ હાલને પોહોચાડે

(૨૮૦) ખુદાની મુલાકાત કરાવી શકે એવા ગુરૂ જેને માથે હોય, તેના જન્મ મરણનો છેડો જલદીથી આવી જાય છે. જન્મ મરણમાથી છુટવાનુ સુખ, ગુરૂ વગર માણસને કદી મળેજ નહિ, એમ તમે નક્કી જાણજો

## સદ્દગુરૂની મોટાઇ.

૨૮૧

સદ્દગુરૂ કે ભુજ દોઇ હય, ગોવિંદ કે ભુજ ચાર,
ગોવિંદસે સબ કછુ સરે, ગુરૂ ઉતારે પાર

૨૮૨

સદ્દગુરૂ સત્ કા શબ્દ હય, જીને સત્ દિયા બતાય;
જો સત્ કોં પકડ રહે, તો સત હિ માહે સમાય

૨૮૩

દેવી બડી ન દેવતા, સુરજ બડા ન ચંદ,
આદ અંત દોનો બડે, કે ગુરૂ કે ગોવંદ

૨૮૪

હરિ રૂઠે ગત એક હય, ગુરૂ શરનાગત જાય
ગુરૂ રૂઠે ગત એકો નહિ, હરિ ન હોય સહાય

(૨૮૧) ખુદા, પુરૂષરૂપે ચાર હાથવાળા શ્રી વિષ્ણુ થયા છે, ને માણસ જે જે માંગે, તે તે તેવણ એ ચાર હાથે આપી શકે છે. પણ સદ્‌ગુરૂને બિચારાને તો બેજ હાથ છે; તે તાકી સર્વ કામનાઓ યાને ઇછ્રિઓથી ભોગવાની મજાહો પુરી પાડી શકતો નથી, પણ મુક્તિ આપવાનું એકજ કામ જે તે કરી શકે છે, તે સર્વ કામનાઓ કરતાં બી વધારે મોટુ છે.

(૨૮૨) સદ્‌ગુરૂ સતનું યાને ખુદાનુ જાહેર (manifested) થયલું બીજું નામ છે, કે જે (સદ્‌ગુરૂ જ) સત્ (ખુદા) ને બતાવી શકે છે, અને સત્ જે એક જ છે (ખુદા છે) તેને જે પકડી રાખે તે આખરે તે સત્‌માંજ સમાઈ જાય

(૨૮૩) દેવી કે દેવતા (નારી ફરેસ્તો કે નર ફરેસ્તા angels) કોઇ મોટા નથી, કે નથી ચંદ્ર કે સૂર્ય, તેઓ સઘળા ફાની છે યાને તેઓનો એક વેળા નાશ છેજ. જે ખરા મોટા છે તે તો ગુરૂ અને ગોવિંદ (ખુદા) એ બે છે, કારણ કે તેઓ શરૂઆતથી તે છેડા તલક રેહનારા છે.

(૨૮૪) ખુદાનો કોપ થાય, તો બી આસરો લેવાની એક જગા બાકી રહે છે, તે એ છે કે ગુરૂને શરણે જવું, ને ગુરૂ આપણા દુ:ખ મટાડે પણ ગુરૂનો કોપ થયો, તો આપણે માટે આશરો લેવાની એક બી જગા બાકી રેહતી નથી, કાંય જે ખુદા આપણને મદદ કરતો નથી.

૨૮૫

ગુરૂ ગોવિંદ દોનો ખડે, કિસકે લાગું પાય;
બલિહારી આ ગુરૂકી, જીને ગોવિંદ દિયા બતાય.

૨૮૬

પુંજા ગુરૂકી કિજીએ, સબ પુંજા જેહિ માંહે;
જબલગ સિંચે મુખ તરૂ, સાખા પત્ર અઘાય.

૨૮૭

સદ્ગુરૂ કા એક દેશ હય, જો બસી જાને કોય;
કઉવા તે હંસ હોત હય, જાત વરન કુલ ખોય.

૨૮૮

સબ કછુ ગુરૂ પાસ હય, પાઈયે અપને લાગ;
સેવક મન સોંપી રહે, નિશદિન ચરને લાગ.

૨૮૯

ગુરૂ ગુંગા ગુરૂ બાવરા, ગુરૂ દેવન કા દેવ,
જો તું શિષ્ય શયાનાં, તો કર ગુરૂકી સેવ.

(૨૮૫) કબીર કહે છે કે, મારી પાસે મારો ગુરૂ અને ખુદા એ બે ઉભા હોય, તો હુ કોણને પગે લાગું ? હું તો મારા ગુરૂને જ પગે લાગીશ, કારણ કે ગુરૂની જ કૃપાથી મને ખુદા મળ્યા

(૨૮૬) તુ ગુરૂનીજ પુજા કર, કેમકે તેમા સર્વ પુજા આવી જાય છે જેમ ઝાડના મુળને પાણી પાવાથી, તેના ડાખળી, પાદડા વગેરે પોષાય છે, તેમ ગુરૂની પુજા કરવાથી, સર્વ દેવતાઓની પુજા થઈ ગયલી ગણાય છે.

(૨૮૭) જે કોઇ સદ્‌ગુરૂનો થઇને રહી જાણે, તે કાગડા જેવો નીચ હોય તો બી બદલાઇને હંસ જેવો ઉચ થાય ચારમાની જે વર્ણમા તે જનમ્યો હોય, તે વર્ણથી તેનામા ઉપજેલા તેના સર્વ દુર્ગુણો મટી જાય, જે જાતમા તે જનમ્યો હોય, તે જાતથી તેનામા ઉપજેલા તેના સર્વ દુર્ગુણો મટી જાય, અને જે કુળમા તે જનમ્યો હોય, તે કુળથી તેનામા ઉપજેલા સર્વ દુર્ગુણો મટી જાય

(૨૮૮) તુ જે માગે તે ગુરૂ આપી શકે તેવુ છે, માટે તારો નસીબમા જેટલુ હોય તેટલુ તેની પાસેથી મેળવી લે તારૂ મન ગુરૂના મનથી જુદુ અને સ્વતત્ર ના રાખ, ગુરૂ જે ચાહે તેજ તારૂ ચાહ્યું બી હોય તેમ કર, અને રાત દહાડો તેને પગે લાગ્યા કર

(૨૮૯) ગુરૂ મુંગો હોય કે બોલતો હોય, અટપટીયો હોય કે ધીરો હોય, મીશકીન હોય કે મોટાઓમા મોટો હોય, ને ગુરૂ કાઇ બી અનુકુલ કે બિનઅનુકુલ અવસ્થામા હોય, તે બહારની અવસ્થા ઉપર તારે નજર રાખવી જ નહિ, તુ જો ડાહ્યો ચેલો હોય, તો ગુરૂ ભલે તેની બાહેરની બિન અનુકુલ અવસ્થામા હોય, તો બી તેની સેવા સારી રીતે કરજે

## ગુરૂપર જાનફેગાની કરવાથી મળતુ બેહદ સુખ.

૨૮૦

શબ્દ બિચારી જો ચલે, ગુરૂ સુખ હોય નેહાલ,
કામ ક્રોધ બ્યાપે નહિ, કબૂ ન આસે કાલ

૨૮૧

ગુરૂ મહિમા ગાવત સદા, મન અતી રાખી મોદ, .
સો ભવ ફિર આવે નહિ, બેઠ પ્રભૂકી ગોદ

૨૯૨

સંશય ખાયા સકલ જુગ, સંશય કોઈ ન ખાય
જે બેધ્યા ગુરૂ અક્ષરા, સંશય ચુન ચુન ખાય

૨૮૩

પુરા સદ્ગુરૂ સેવતા, અતર પ્રગટે આપ,
મનસા વાચા કર્મના, મિટે જનમ કે તાપ

૨૮૪

ગુરૂ ગોવિંદ એક હય, દુજા હય આકાર,
આપા મેટ જીવત મરે, તબ પાવે દિદાર

(૨૯૦) ગુરૂનાં મુખમાંથી જે શબ્દ (શિક્ષણ તરીકે) મળ્યો હોય તે પ્રમાણે વિચાર કરીને જે કોઇ ચાલે, તે પાર પડી જાય. તેને કામ એટલે ઇંદ્રિઓનાં વિષયો ભોગવવાની ઇચ્છાઓ, ક્રોધ ઇત્યાદી જુસ્સાઓ ઉપજે નહિં, અને દેહ છોડતી વખતે તેને જમ લઇ જાય જ નહિં.

(૨૯૧) મનમાં ઘણું હેત રાખીને જે કોઇ પોતાનાં ગુરૂનાં ગુણ હંમેશાં ગાયા કરે, તેને પુનરજન્મ નથી. તે ખુદાની પાસે હંમેશાં રેહેશે.

(૨૯૨) સંશયો (doubts) સદા કાળ સઉ કોઇને આગળ વધતાં અટકાવે છે, ને તેઓને કોઇ મારી શકતું નથી. પણ ગુરૂએ આપેલું મંત્ર જેણે જપી જપીને સિદ્ધ કીધું હોય, તેને કોઇ સંશય રેહતા નથી.

(૨૯૩) પુરા સદ્‌ગુરૂની સેવા કરતા કરતાં તારાં અંતરમાં ખુદા પ્રગટ થઇ જશે, અને તારા વિચાર, વાચા, ને કાર્યોથી થયેલાં જન્મો જન્મના પાપો ને દુઃખો મટી જશે.

(૨૯૪) ગુરૂ, ખુદા એકજ છે. ગુરૂની ભકિત કરવી તે ખુદાની જ ભકિત કીધી ગણાય, પ્રણવ જપવો, દેહ ભાન ખોવું, ને જીવતાં જીવત મરવુ, એટલું કર્યાએ ત્યારે ખુદા દેખાય છે.

## સદ્‌ગુરૂ વિનાં પુનરજન્મનાં દુઃખો જતાં નથી.

૨૯૫

જમ દ્વારે જમદૂત મિલે, કરતે ખેંચા તાંન;
ઉનસે કબૂ ન છુટતે, ફિરતે ચારો ખાંન.

૨૯૬

ચાર ખાંનમેં ભરમતે, કબુ ન લેતે પાર;
સો તોકો ફેરા મિટા, સદ્‌ગુરૂ કા ઉપકાર.

૨૯૭

જ્ઞાન પ્રકાશી ગુરૂ મિલા, સો બિસર મત જાય;
જબ ગોવિંદ કૃપા કરી, તબ ગુરૂ મિલ્યા આય.

૨૯૮

ભલા ભયા જો ગુરૂ મિલા, તીન તેં પાયા જ્ઞાંન;
ઘટ હિ ભિત્તર ચૌતરા, ઔર ઘટ માંહિ દીવાંન.

(૨૯૫) અગાઉ જ્યારે જ્યારે તું મરવા પડતો હતો, ત્યારે ત્યારે તુંને જમનાં દુતો લેવા આવતા હતા, અને ખેંચી તાણીને લઇ જતા હતા, ને તેઓનાં હાથમાંથી તું છુટી શકતો નહિં હતો. તેઓ તુંને પકડી લઇ જતા હતા, ને પછી કોઈ વાર તું માણસ થઇને પાછો જનમતો હતો. ને કોઇ વાર કોઇ પશુ પક્ષી થઇ જતો હતો, ને વળી કોઇ વાર તો તું કોઇ વનસ્પતી પેરે અવતરતો હતો, ને કોઇ વાર તો તું કોઈ ધાતુ રૂપ પકડીને પાછો આ જેહાંનમાં આવતો હતો. એમ આ જન્મની અગાઉના જન્મોમાં એ ચાર જાતની દેહો (bodies) મા તું ભટકયા કરતો હતો.

(૨૯૬) ચાર જાતની દેહોમાં તું ભટકયા કરતો હતો, ને તારાં ભટકવાનો કાંઈ છેડો દેખાનો નહિં હતો. પણ હવે તારૂં ભટકવાનું ગયુ છે, સદ્દગુરૂએ તુંને પુનરજન્મમાથી ઉગાર્યો છે, ને એ તેનો તારા ઉપર મોટો ઉપકાર થયો છે.

(૨૯૭) જ્યારે ખુદાએ તારી ઉપર (બખશેશ) મેહેરબાની કીધી, ત્યારે તને ગુરૂ આવી મળ્યા, અને ગુરૂ મળવાથીજ તને ગ્નાંન મળ્યું તે તું વિસરી જતો નહિં યાને તને ગ્નાન મળ્યું ત્યારે અહંકાર કરી ગ્નાંન આપનાર (ગુરૂ) ને ભુલી જતો ના.

(૨૯૮) કબીર કહે છે ઘણું સારૂં થયું કે મને ગુરૂ મળ્યા, કે તેવણથી મને ગ્નાંન મળ્યુ, અને તે ગ્નાંનથી મેં જોયું કે આ શરીરમાં જ ચૌતરો છે અને ખુદાનું દિવાનખાનું છે ને ખુદા આ શરીરમાં જ રહેલા છે.

## સદ્દગુરૂની મદદથીજ ખુદાને પુગી શકાય છે.

૨૮૯

હોશ ન રાખુ મનમે, ગુરૂ હય પ્રત્યક્ષ દેન
પ્રેમ સાથ મન લે નિતુ, નિશદિન કરૂ સેન

૩૦૦

ગુરૂ સેવા જન બદગી, હરિ સુમરન વૈરાગ,
એ ચારો જબ મિલે, પુરન હોવે ભાગ

૩૦૧

ગુરૂ લાગા તબ જાનીયે, મિટે મોહ[૧] તન તાપ;
હરખ શોક દાઝે નહિ, તબ હર આપો આપ

૩૦૨

કાન ફુકા ગુરૂ હદકા, બેહદકા ગુરૂ નાહિ,
બેહદકા સદ્દગુરૂ હય, સોચ કરો મન માહિ

(૨૯૯) કબીર કહે છે કે, મારી સામે ખુદા જેવો મારો ગુરૂ છે એટલે હુ દુનિયાની બીજી કશી ચીજની હોસ રાખતો નથી, મને ગુરૂ મળ્યા એટલે આખી જેહાંન મળી ગઈ, માટે હુ તો પ્રેમ પુર્વક મારા મનને તેવન સાથ એકન કરી રાત ને દિવસ તેમની સેવા કર્યા કરૂ છુ

(૩૦૦) ગુરૂ સેવા, લોકહિત યાને પરોપકાર કરવો, ખુદાના નામની જપ કર્યા કરવી, અને વૈરાગ આવવો એટલે કે ઇદ્રિઓના વિષયો ભોગવવાની ઇચ્છાઓ અને વિચારોનું મનમાથી જતુ રહેવુ, અનકે તેઓ ખોટા છે એવો અભાવ થવો, એ બધુ માણુસ જ્યારે પુરો ભાગ્યશાળી થાય, ત્યારેજ થઈ શકે છે.

(૩૦૧) ઇદ્રિઓને ગમતી ચીજો ઉપર ભીપલાવવાની ટેવ' જતી રહે, ત્યારે ગુરૂની મેહ થઇ છે એમ સમજવુ, અને જ્યારે હરખ અને શોક બન્ને આલ્યા જાય, એટલે કે સુખ અને દુખ બન્ને વેળાએ તારૂ મન એકજ અવસ્થામા રહીને શાત થાય ત્યારે તુને પોતાની મેળે ખુદાની મુલાકાત થઈ જશે અથવા તુ પોતે ખુદારૂપ થઇ જશે.

(૩૦૨) ચેલાને કાન આગળ આવીને હરકો કોઇ એક મત્ર જે ગુરૂ શિખવે છે, તે આકારવાળા ખુદાની મુલાકાત કરાવનારો ગુરૂ છે, તે **નિરાકાર** ખુદાની મુલાકાત કરાવી શકતો નથી, ને તે સદ્દગુરૂ કેહેવાય નહિ, જે સદ્દગુરૂ કેહેવાય, તે તો **નિરાકાર** ખુદાનીજ મુલાકત કરાવે એવુ તમે યાદ રાખજો

## વેષધારી (ખોટા) ગુરૂ વિષે.

૩૦૩

ગુરૂ લોભી શિષ્ય લાલચી, દોનો ખેલે દાવ
દોનો બુડે બાપડે, બેઠ પથ્થરકી નાવ

૩૦૪

જાકા ગુરૂ હય લાલચી, દયા નહિ શીષ્ય માહિ,
ઓ દોનોકુ ભેજીયે, ઉજ્જડ કુવા માહિ

૩૦૫

ગુરૂ ગુરૂ સબ કહા કરો, ગુરૂહિ ગુરમે ભાન,
સો ગુરૂ કાહે કિજીયે, જો નહિ બતાવે દાવ?

૩૦૬

બધે સે બંધા મિલા, છુટે કૌન ઉપાય,
સંગત કરીયે નિર્બંધકી, પલમે દિયે છુટાય

૩૦૭

પુરાહિ સદગુરૂ ના મિલા, રહી અધુરી શિખ,
સ્વાંગ જતિકા પેહેરકે, ઘર ઘર માગે ભિખ,

૩૦૮

સદગુરૂ ઐસા કિજીયે, તત્ દિખાવે સાર
પાર ઉતારે પલકમે, દર્શન દે દાતાર.

(૩૦૩) ગુરૂ અયોગ્ય ને શિષ્ય અયોગ્ય ગુરૂ પૈસાનો લોભીને શિષ્ય ખુદાનો લોભી. પછી બંન્ને એક બીજાને ભોળવવા જાય, તે જાણે પથ્થરની હોડીમાં બેઠા હોય ને ડુબી જાય, તેમ નાશ પામી જાય.

(૩૦૪) ગુરૂ પૈસાનો લોભી હોય, ને શિષ્ય, જીવો ઉપર દયા રાખનારો નહિં હોય, તો ખુદાની મુલાકાતની આશાજ નહિ. એવા બન્ને અયોગ્ય ગુરૂ ચેલાને કોઇ ઉજ્જડ જગામાં આવેલા કુવામાં નાંખો, કે જ્યાં તેઓને કોઇ બહાર કહાડનારો માણસ બી મળે નહિં.

(૩૦૫) અરે લોકો! તમે જેઓને "ગુરૂ ગુરૂ" કરી ને કહો છો, તેઓનું મન તો દુનિયાંની મોજ-મજાહમાં લાગેલું હોય છે. તેઓને કાંઇ ખુદાની મુલાકાત કરાવતાં આવડતી નથી, ત્યારે એવા ગુરૂ શું કરવા કરો છો?

(૩૦૬) જેવો તું કર્મનાં બંધનથી બંધાઇ ગયો છે, તેવો જ બંધાયલો ગુરૂ મળ્યો, તો પછી તારો છુટવાનો શું ઉપાય? તું એવાની સંગત કર, યાને એવો ગુરૂ કર કે જે તુંને તત્કાળ છોડવી દે.

(૩૦૭) પુરો પાકો ગુરૂ નહિં મળ્યો ને ચેલો અધુરો રહ્યો તેથીજ તે જોગી સન્યાસીનો વેશ લઇને ઘરે ઘર ભીખ માગે છે.

(૩૦૮) માટે તું ગુરૂ એવો કર કે જે તરતજ ખુદાને બતાવી દે, અને પલ વારમાં તને પાર ઉતારે, જાણે કે તેણે તને આરસી આપી અને તેં તેમાં ખુદાને જોયો.

## ગુરૂનુ કેહવુ છે કે તુ સતસંગ કર.

૩૦૮

કબીર ! ગુરૂ ગરવા મિલા, રલ ગયા આટા લોન
જાત પાત કુલ નિટ ગઇ, તબ નામ ધરેગો કૌન ?

૩૧૦

સદગુરૂ સાચા સુરવા, જ્યુ તાતે લોહ લુનાર
કસની દે નિર્મળ કિયા, તાપ લિયા તતસાર

૩૧૧

સદગુરૂ હમસે રીઝ કર, એક કહા પ્રસંગ
બાદલ બહ્યા પ્રેમકા, ભીજ ગયા સબ અંગ

૩૧૨

બલિહારી ગુરૂ આપકી, પલ પલમે કઇ બાર,
પશુ મિટ હરિજન કિયે, કરત ન લાગી વાર

૩૧૩

ગુરૂ પુજાવે સતકો, સત કહે ગુરૂ પુજ
આમન સામન પુજતા, પડી અગમકી સુજ

(૩૦૯) મને ગુરૂ એવા અસીલ મળ્યા, કે મને ખાવા, પીવાનું આપતું મળ્યું, અને તેવણને લીધે મારી જાત ભાત ને કુટુંબ કબીલાને લગતી નિશાનીઓ જતી રહી; તેથી મારી નીંદા કરનારો કોઈ રહયો નથી.

(૩૧૦) મારા સદ્‌ગુરૂ એવા તો શુરા ને શક્તિવાન છે, કે જેમ લુવાર સોખંડને તપાવે છે, તેમ મને તેવણે કસીને ચોખ્ખો કરી નાખ્યો છે, અને મારા દુ:ખોને જડ મુળથી કાઢી નાખ્યા છે.

(૩૧૧) મારાથી ખુશી થઇને મારા ગુરૂએ મને એકવાર એવું શિક્ષણ આપ્યું કે જેથી ખુદાના પ્રેમનુ વાદળ જ મારી ઉપર વરસી રહ્યુ, અને મારૂ આખું અંગ ભીંજવાઈ ગયું યાને મારી ઉપર ખુદાની મેહેર (grace) ઉતરી.

(૩૧૨) ઓ ગુરૂ, તમારી બલિહારી છે, તમારી મોટાઇની કાઈ હદ નથી, કે એક પલમા કંઈએક વખત પશુ જેવા સ્વભાવના માણસોને તમોએ ભગત કરી નાખ્યા અને તેમ કરવાને તમને કાઈ વખત લાગ્યો નહિં.

(૩૧૩) ગુરૂનું કેહેવું એ છે કે, તું સાધુસંતને પુંજ અને સંતો કહે છે, કે તું ગુરૂની સેવા કર, એમ આમન સામન પુંજતા, ખુદા જે સહુથી સમજી શકાતો નથી, તે (કબીર કહે છે કે) મને દેખાતો થઇ ગયો, માટે તું સત્ સંગત કર.

## સત્સંગ વિષે.

૩૧૪

કબીર કહે સો દિન ભડો, જા દિન સાધ નિવાય,
આખ ભર ભર ભેટીયે, પાપ શરીરા જાય

૩૧૫

સાધ મિલે સાહેબ મિલે, અંતર રહી ના રેખ,
મનસા વાચા કર્મના, સાધુ સાહેબ એક

૩૧૬

સત સમાગમ પરમસુખ, આન અલ્પ સુખ ઔર,
માન સરોવર હંસ હય, બગલા ઠોરે ઠોર

૩૧૭

ચંદન જૈસા સંત હય, સર્પ જૈસા સંસાર,
અંગહિસે લપટા રહે, (પર) છાડે નહિ બિકાર

૩૧૮

સત મિલે સુખ ઉપજે, દુષ્ટ મિલે દુખ હોય
સેના કિજે સતકી, તો જનમ્ કૃતાર્થ સોય

(૩૧૪) કબીર કહે છે કે જે દિવસે તુંને કોઈ સાધુસંત (Spiritual man) નાં દર્શન થાય અથવા મુલાકાત થાય, તે દિવસને તારો ભાગ્યશાલી યાને મોટો દિવસ ગણજે, અને તેને આંખ ભરી ભરીને મળજે, કારણ કે તેથી તારા (શરીરનાં) પાપો ધોવાઈ જશે.

(૩૧૫) સાધુ પુરૂષ મળ્યા તો ખુદાજ મળ્યા બરાબર છે, કારણકે ખુદા ને સાધુમાં કંઇ પણ ફરક હોતો નથી. મનથી, વાણીથી, અને કાર્યથી સાધુ પુરૂષો, ખુદા સાથે મળી ગયલાજ હોય છે; જે ઇશ્વરની મરજી હોય તેજ મરજી સાધુઓની હોય છે, યાને કુલ જગતની પેદાયશને સુખ આપવાનું કામ તેઓ કરે છે જેથી તેઓ ખુદા સાથે એક થઈ ગયલા હોય છે.

(૩૧૬) એવા સાધુ પુરૂષનાં સમાગમથી પરમસુખ યાને સહુથી ઉત્તમ સુખ મળે છે, કે જે સુખની પાસે, બીજાં દુનિયવી સુખો કાંઇ બિશાદમાં નથી; દાખલા તરીકે ખરો હંસ પક્ષી માન સરોવરમાંજ મળે છે, બાકી દરેક ઠેકાણે દેખાય છે તે તો બગલા (પક્ષીઓ) જ હોય છે, તેમ સૌથી ઉચ્ચાંમા ઉચું સુખ તે સત્સંગમાંજ મળે છે.

(૩૧૭) સાધુપુરૂષો સુખડનાં ઝાડ જેવા છે, અને આ સંસાર એક સર્પ (snake) સમાન છે, સાપને જ્યારે પોતાના ઝેહેરની અગન ઘણીજ બળે છે, ત્યારે તે સુખડનાં ઝાડ સાથે લપટાઇને બેસે છે, જેથી તેને થોડીક ઠંડક મળે છે, તેમ માણસને આ સંસારની લાગેલી આગ યાને માયાનું ખેંચાણ, જ્યારે કોઇ સાધુસંતની પાસે તે બેસે છે, ત્યારે તેટલો વાર કમતી થાય છે, તેથી સાધુપુરૂષોને સુખડના ઝાડ જેવા ઠંડક આપનારા કહ્યા છે, અને સંસારને સાપ જેવો ઝેહરી કહ્યો છે.

(૩૧૮) સાધુપુરૂષોને મળવાથી સુખ ઉપજે છે, અને દુષ્ટ માણસોની સંગત કરવાથી દુઃખ ઉતપન્ન થાય છે, માટે હું કબીર કહું છું કે, તું સાધુપુરૂષોની જ સંગત કર, જેથી તારા જન્મનું સાર્થક થશે

૩૧૯
મિઠી વેહેરી સંતકી, જામે શીર અપાર;
હરિ રસ જહાં ખુટે નહિં, પિવે વારમવાર.

૩૨૦
હરિજન આવત દેખકે, ઉઠકે મિલિયે ધાય;
ન જાનું ઈસ વેશમે, નારાયન મિલ જાય.

૩૨૧
હરિજન મિલે તો હરિ મિલે, મન પાય વિશ્વાસ;
હરિજન હરિકા રૂપ હય, જ્યું ફૂલનમે વાસ.

૩૨૨
સંત મિલે તબ હરિ મિલે, કહિયે આદ ઓર અંત;
જો સંતનકો પર હરે, સો સદા તજે ભગવંત.

૩૨૩
દર્શન પરસન સંતકા, કરતન કિજે કાંન;
જ્યું ઉદ્યમ ત્યું લાભ હયે, જ્યું આલસ ત્યું હાંન.

(૩૧૯) સત પુરૂષ એક એવો મિઠો કુવો છે કે જેમા પારવગરનુ દુધ ભરેલુ હોય છે, અને તેમા હરિરસ એટલો તો ભરપૂર છે કે ગમે એટલો પીવા છતા ને કદી પણ ખુટતો નથી અર્થાત,–સાધુપુરૂષોએ પોતાની જીદગી સત્યને માર્ગે દોરવી, ખુદાઈ જ્ઞાન મેળવ્યુ હોય છે, જેથી તેઓ આપણા પોતા વિષે, કુળ જગતવિષે અને ખુદા વિષે સમજાવી આપણા મનનું સમાધાન કરી શકે છે

(૩૨૦) એના હરિજન એટલે જેનુ દિલ ખુદાપર લાગેલુ હોય તેવા પુરૂષને આવતા જોઈને, તુ તુરત ઉઠીને દોડતો કે જઈને તેને ભેટજે, કારણ કે આપણે જાણતા નથી કે ખુદા આપણને કયા વેશમા મળશે, અને તે સાધુપુરૂષના વેશમા કદાચ ખુદા જ કા નહિ હોય?

(૩૨૧) હરિજન મળ્યા તો ખુદાજ મળ્યા બરાબર છે, ને ત્યારેજ માણસના મનનુ સમાધાન થાય છે, જેમ ફૂલમા સુગંધ છુપાઈને રહેલી છે અને ફૂલ માત્ર તે સુગંધને રાખનારો આકાર છે, તેમ હરિજન ખુદાને રાખનારો એક આકાર છે, એટલે માણસરૂપે તે ખુદા જ છે

(૩૨૨) એવા સત પુરૂષ મળે ત્યારે ખુદાજ મળ્યા, એમ જાણીને, તેની આગળ તારી આદીથી તે અંત સુધીની વાતો કરજે, કે તે તારી મુશ્કેલીઓ ટાળવાનો રસ્તો દેખાડે! પણ જો તુ સાધુપુરૂષથી દુર રહેશે તો ખુદાથી તુ હમેશા દુર રહેવાનો! કારણ સાધુને તજયો તે ખુદાને તજયા બરાબર છે

(૩૨૩) સાધુ સતના દર્શન અને આગતા સ્વાગતા કરવાને તુ હમેશા તત્પર રહેજે, કારણ કે તેમા તુ જેટલો ઉમંગ અને શ્રમ લેશે, તેટલો લાભ તુને થશે, પણ એથી ઉલટુ, તે કરવામા જેટલી આળસ કરશે તેટલુ નુકશાન તુને થશે

૩૨૪

એક ઘડી આધી ઘડી, આધી ઉનમે આધ,
સગત કરિયે સતકી, તો કટે કોટ અપરાધ

(૩૨૪) દર રોજ એક પળ કે અરધી પળ અથવા પળનો થોડોક ભાગ પણ જો સત્સંગમાં જાય, તો તારા કરોડો કર્મો યાને પાપો થતા અટકશે.

આ કબીરનું કહેવું, પહેલી નજરે જોનારને કદાચ ગભરાવણ જેવું લાગશે, કે માત્ર એક પળવારની સત્સંગથી એટલાં બધાં પાપો તે કેમ નાશ થતાં હશે? પણ આજની પશ્ચિમ તરફની વૈદકને લગતી (phisiology) વિદ્યાએ અનુમાન કીધું છે કે, માણસનુ શરીર તેમજ બીજી બધી ચીજો, જાનવર, ઝાડપાન, ખનિજ વગેરે પોતામાથી દરેક પળે જુની રજકણો બાહેર ફેંકે છે ને સામી બીજી રજકણો પોતામાં લે છે અને એવી રીતે ચાલુ થતું રહી, દર સાત વરસે માણસનું શરીર તદન નવાજ રજકણોનું બને છે. વળી સાયન્સ (science) ની બીજી શોધો યાને સાઇકોલોજી (Psychology) એવું કહે છે કે માણસનું મન (mind) એક બીજા ઉપર અસર ઉપજાવે છે, પણ ગુપ્ત વિદ્યા (occultism) તો એથી આગળ વધીને એમ કહે છે કે, માણસનાં મન શરીર (Mental body) ના રજકણો બીજા માણસનાં મનશરીરમાં જાય છે.

આ ઉપરથી કબીરજીનું કહેવુ કાંઈક સમજી શકાય છે, કે નેક માણસનાં સમાગમમા આવ્યાથી આપણું ખાકી શરીર પવિત્ર થાય છે, એટલુંજ નહિ, પણ આપણું ઇચ્છા (desire) શરીર, તેમજ મન (mental) શરીર પણ પવિત્ર બનવા માડે છે, અને એવી રીતે જો ચાલુ સમાગમ રહે તો માણસ તદન પવિત્ર થઈ જાય, એ બનવા જોગ છે. સોક્રેતીસ (Socrates) ને પ્લેતો (Plato) નો ચેલો હતો, તે કહે છેઃ—

Master! believe me, when I say, that I made some progress when I was near you, when I was in the same house with you, I made a greater progress, but when I sat near you and touched you, I made the greatest efficiency

૩૨૫

સાધ નદી જલ પ્રેમરસ, તહાં પ્રછાલો અંગ;
કહે કબીર નિર્મલ ભયેં, સાધુ જનકે સંગ.

૩૨૬

જા પલ દર્શન સંતકા, તા પલકિ બલિહાર;
સત્ નામ રસના બસેં, લિજે જન્મ સુધાર.

૩૨૭

દર્શન કરના સંતકા, દિનમેં કેઈક બાર;
ચોમાસાકા મેગ જ્યું, બહોત કરે ઉપકાર.

૩૨૮

જીવન જોબન રાજમદ, અવિચલ રહા ન કોય;
જો દિન જાય સતસંગમેં, જીવનકા ફલ સોય.

(૩૨૫) સાધુ પુરૂષ એક નદી જેવા છે, જેનું પાણી, તે ખોદાનો પ્રેમરસ છે, તે પાણીમા તારૂં અંગ ધો, એટલે તું પવિત્ર થશે.

(૩૨૬) જે પળે તને સંતપુરૂષના દર્શન થાય, તે પળને, તારી ભાગ્યવત પળ લેખ્જે, કારણકે તે વખ્તે તારી જીભ ઉપર ખુદાનું નામ આવશે, અને તેથી તારો જન્મ સુધરી જશે.

(૩૨૭) સાધુસતના દર્શન, દિવસમા ગમે એટલીવાર તારેથી બને તેટલીવાર કર્યા કર, કારણ કે જેમ ચોમાસાનો વરસાદ, પાણી લાવી, જમીનમા અન્ન, વનસપતિ, ફળ ફલાદી ઉગાડી, આપણી ઉપર ઘણી ઉપકાર કરે છે, તેમ સાધુપુરૂષો આપણને નેક (ખુદાનો) રસ્તો દેખ્ડાવે છે, એટલે તેઓ મોટા ઉપકાર કરનારા ગણાય છે

(૩૨૮) આપણી જિંદગી, જુવાની, અને મોટાઈ (રાજા તરીકેની, યા કોઈ મોટા માણસ તરીકેની બાહેરની મોટાઇ) એ સઘળા હમેશા રેહવાના નથી, પણ જે દિવસ સત્સગમા જાય, અને તેનો લાભ આપણને મળે, તે દિવસજ આપણો ખરો જીવેલો પ્રમાણ છે, યાને તે મતા આપણી હમેશની થઇ રહેશે

## સાધુપુરૂષથીજ જિંદગીનો ભેદ માણસને સમજાય છે.

૩૨૯

રામ મિલનકે કારને, મો મન ખડા ઉદાસ;
સત્ સંગતમે શોધ લે, રામ ઉનોકે પાસ.

૩૩૦

પરબત પરબત મે ફિરા, કારન અપને રામ,
રામ સરિખા જન મિલા, તિને સરિયા કામ.

૩૩૧

કરિયે નિત સત સંગકુ, બાધા સકલ મિટાય;
એસા અવસર ના મિલા, દુર્લભ નર તન પાય.

૩૩૨

શરને રાખો સાંઈયં, પુરો મનકી આસ;
ઔર ન મેરે ચાહિયે, સંત મિલનકી પ્યાસ.

૩૩૩

કલ્યુગમે એક નામ હય, દુજા સરૂપ હય સંત,
સાચે મનસે સેવિયે, તો મિટે કરમ અનંત.

(૩૨૯) કબીર કહે છે કે'—ખુદાને મળવાને માટે મારૂં મન ઉદાસ રહેતું હતું, પણ મે સસંગ કીધો, ત્યારે મને ખુદા મળ્યા, માટે તું ખુદાને શોધવા માગતો હોય તો સત્સંગ કર.

(૩૩૦) ખુદાને શોધવાને હું પહાડે પહાડ ફર્યો, ને બધે રખડયો, પણ જ્યારે મને ખોદાને પિછાણનારો સાધુ પુરૂષ મળ્યો, ત્યારેજ મને તેનો ભેદ માલમ પડયો, ને ત્યારેજ મારૂં કામ સફળ થયું ને મને ખુદા મળ્યો.

(૩૩૧) માટે તું નિત્ય સત્સંગ કર્યા કર, કે સાધુપુરૂષે તારા બધા બંધણો દુર કરવાનો રસ્તો દેખાડશે. જેમ મનુષ્ય જાતિના અવતારમા, નર (male) નો દેહ ઘણો ઉત્તમ, પણ મળવો કઠણ હોય છે, તેમ સાધુપુરૂષની સંગત પણ મળવી કઠણ હોય છે, તેથી તું સાધુસંતને મળવાની તક શોધતો રહે

(૩૩૨) કબીરજી કહે છે કે, એ ખોદા, તું મને તારા આશરા હેઠળ રાખ, અને મને સાધુપુરૂષો મળ્યા કરતા રહે, જેથી મારા મનની આશાઓ પૂરી પડે, એ સિવાય બીજું કાંઇ હું માગતો નથી.

(૩૩૩) આ કલીયુગમા, કર્મના બંધણમાથી છુટવાને માટે માત્ર બેજ રસ્તા છે, યાને બેજ સાધન થઇ શકે તેવા છે, બાકીના બધા લગભગ અશક્ય છે પહેલું સાધન, નિરંતર નામ સ્મરણ, બીજું સાધન, સાધુઓનો સંગ, પાકો ભરોસો રાખીને એ બે સાધન ચાલુ રાખીયે, તો ફરી ફરીને જન્મ-મરણ આપનારા ગમે એટલા કર્મ હશે, તો બી તે બધા મટી જશે

૩૩૪

મથુરા ભાવે દ્વારકા, ભાવે જા જગન્નાથ;
સત સંગત (હરિ) ભક્તિ બિના, કછુ ન આવે હાથ.

૩૩૫

સંત જહાં સુમરન સદા, આઠો પહોર અભૂલ;
ભર ભર પિવે રામરસ, પ્રેમ પિયાલા ફૂલ.

૩૩૬

ફુટા મન બદલાય દે, સાધુ બડે સોનાર;
તુટી હોવે રામસેં, ફેર સંધાવન હાર.

(૩૩૪) મથુરા જા, દ્વારકા જા, યા તારી મરજી પડે તો જગન્નાથજીનાં મંદીરે જા, પણ જ્યાં સુધી તને સત્ સંગ થશે નહિં, અને તારાં હૈયાંમાં ખુદા વિષે ભક્તિભાવ ઉપજે નહિં ત્યાંસુધી તારૂં કાંઈ વળવાનું નથી, યાને સાર્થક થવાનું નથી.

(૩૩૫) જ્યાં સાધુપુરૂષ છે ત્યાં હમેશાં ખુદાનું સ્મરણ ચાલુ હોય છે, દિવસનાં આઠ પોહોરમાં તે નામ જરાએ ભુલાતું નથી; ત્યાં ખુદાઇ રસ ભરપૂર પિવાય છે, અને પ્રેમનું પ્યાલું ભરાયલુંજ રહે છે. અર્થાત—સાધુસંતની સંગતમાં રેહવાથી, સાધારણ માણસને ખુદા ઉપર ભક્તિભાવ ઉપજ્યા કરે છે.

(૩૩૬) જેમ સોનાર બે ભાંગેલી જણસને સાંધીને પાછી આખી કરે છે, તેમ જે માણસોનું મન ખુદાપરથી ઉઠી ગયું હોય, અને દુનિયાંની ચીજો પરજ લાગેલું હોય, તેને સાધુપુરૂષો પાછું ખુદા સાથે જોડીને એક કરી આપે છે, યાને માણસનાં નિચલાં (Lower mind) ભાનનું ખોટારૂં દેખડાવી, તેને ઉંચ (Higher mind) ભાન તરફ લઇ જાય છે.

## સત્સંગ કરવાથી થતા ફાયદા.

૩૩૭

ઈષ્ટ મિલે, મનુ મિલે, મિલે સકલ રસ રીતી;
કહે કબીર તહાં જાઈએ, યેહ સંતનકી પ્રીતી.

૩૩૮

કથા કિરતન કરનકી, જાકે નિશદિન રીતી;
કહે કબીર વા દાસસેં, નિશ્ચય કિજે પ્રીતી.

૩૩૯

કથા કિરતન રાત દિન, જાકે ઉદ્યમ યેહ;
કહે કબીર તા સાધકે, ચરન કમલકી ખેહ.

૩૪૦

કથા કિરતન છાંડકે, કરે જો ઓર ઉપાય;
કહે કબીર તા સાધકે, પાસ કોઇ મત જાય.

૩૪૧

કામ કથા સુનિયે નહિં, સુનકે ઉપજે કામ;
કહે કબીર બિચારકે, બિસર જાય હરિ નામ.

૩૪૨

કથા કિરતન સુનનકો, જો કોઈ કરે સ્નેહ;
કહે કબીર તા દાસકો, મુક્તિમેં નહિં સંદેહ.

(૩૩૭) મનને પસંદ પડતી ચીજો મળે, તો મન તેમાં લાગી જાય છે, અને મન લાગી ગયાથી, બધી બાબદોનો ભેદ મળી જાય છે; માટે હું કબીર કહું છું કે સાધુપુરૂષો જે આપણાં મનને ખોદાપર લગાડનાર છે તેઓની પાસે તું જરૂર જજે.

(૩૩૮) જેઓ રાત ને દિવસ, ખુદાની વાતો, અને ભજનો કર્યા કરે, તેઓની પાસે તું જરૂર જજે, ને તેમની દોસ્તી કરજે.

(૩૩૯) જેઓનો ધંધોજ એ, કે રાતને દિવસ માત્ર ખુદાની વાતો અને ભજનો કરવાં, તેવા સાધુપુરૂષના કમલ ફૂલ જેવા પગોની રાખ પણ આપણને મળે તો સારૂં.

(૩૪૦) એથી ઉલટું, ખુદાની વાતો અને ભજન છોડીને જેઓ બીજું કાંઈ કરતા હોય, તેઓ ખરા સાધુપુરૂષ નથી, માટે તેઓની પાસે કદી જવુ નહિ.

(૩૪૧) ખુદાની વાતોને બદલે, ઇંદ્રિઓનાં ભોગ ભોગવવાની વાતો થયા કરે, તે તારે જરાએ સાંભળવી નહિં, કારણ કે તેથી તારા હવસો ને જુસ્સાઓ ઉભરી આવશે, ને ખુદાનું નામ તું ભુલી જશે.

(૩૪૨) ખુદાની વાતો ને કિર્તન સાંભળવાને જેનું મન થાય, અને તે કરનારાઓની જે કોઇ દોસ્તી કરે, તો, હું કબીર કહું છું, કે તે માણસને મુકિત મળે, એમાં જરાએ સંદેહ નથી.

૩૪૩

રાજ દ્વાર ન જાઇએ, જો કોટીક મિલે હેમ;
સુપચ ભગતકે જાઇએ, એ બિષ્નુંકા નેમ.

૩૪૪

સંગત કિજે સાધકી, જયું ગાંધી કે પાસ;
ગાંધી કછુ લે દે નહિ, તોઉ આવે વાસ સુવાસ.

૩૪૫

સંગત કિજે સાધકી, સાહેબ કિજે યાદ;
સુકૃતકિ વાહિ ઘડી, બાકી દિન બરબાદ.

૩૪૬

સંગત કિજે સતકી, કદી ના નિર્ફલ હોય;
લોહા પારસ પરસતે, શોભી કંચન હોય

૩૪૭

સંગત કિજે સાધકી, કદી ના નિષ્ફળ હોય;
ચંદન હોસી બાવના, લીંબ કહે ના કોય.

(૩૪૩) ઘણુએ સોનું યા જર જવાહેર મળતું હોય, તો બી તું રાજ દરબારમાં ના જતો, પણ કોઇક ભોલા (ખુદાના) ભગત્ પાસે તુ જરૂર જજે, કારણ કે એ વિષ્ણુને મળવાનું ઠેકાણું છે, યાને ખુદાને મળવાનો એ એક માર્ગ છે.

(૩૪૪) ગાંધી (grocer) ને ત્યાં બેઠા હોઇએ, ત્યારે ગાંધી કાંઇ આપણુને આપતો નથી, છતાં તેની દુકાનમાંનાં અત્તરની વાસ આપણુને મળ્યા કરે છે, તેમ સાધુપુરૂષો આપણુને કાંઇ ચીજ કે પૈસો આપતા નથી, છતાં માત્ર તેમની પાસે બેસવાથી, તેમના નેક વિચારો, ને લાગણીઓ આપણામાં આવે છે, જેથી આપણુને મોટો ફાયદો થાય છે.

(૩૪૫) મારે તું સાધુપુરૂષની સંગત કર, ને ખુદાને યાદ કર્યા કર, એ બે ચીજમા જે વખ્ત પસાર થાય, તેજ ખરૂં શુભ કાર્ય કાબિલ કહેવાય, બાકી બીજાં બધાં કામોમાં ગયેલો વખ્ત ફોકટ જ છે.

(૩૪૬) સાધુસંતની સંગત કદીબી ફળ વિનાની હોતી નથી; જેમ લોહાને પારસના પથ્થર આગળ ધરતાં, તેનું ચોખ્ખું સોનુ થઇ જાય છે, તેમ સત્સંગ કરવાથી ગમે એવો બુંદ માણસ હોય તેબી સુધરી જઇ, નેક બને છે.

(૩૪૭) સાધુ પુરૂષની સંગત કદીપણ નિર્થક જવાની નથી; તું બાવલનાં ઝાડ જેવો કાંટાવાળો યાને દુર્ગુણી હસે, તોબી સુખડ જેવો સુવાસી યાને નેક બની જશે, અને તને કોઇ લિંબનાં ઝાડ જેવો કડવો કહેશે નહિં.

૩૪૮

સંગત કિજે સંતકી, હરે સબકી બ્યાધ;
ઓછી સંગત નિચકી, આઠો પહોર ઉપાધ.

૩૪૯

સો દિન ગયા અકાજમેં, સંગત ભહિ ના સંત;
પ્રેમ બિના પશુ જીવના, ભાવ બિના ભટકંત.

૩૫૦

સંત મિલે તબ હરિ મિલે, યું સુખ મિલે ન કોય;
દર્શન તે દુરમત કરે, મન અતિ નિર્મલ હોય.

૩૫૧

હરિ મિલા તબ જાનિયે, દર્શન દેવે સંત;
મનસા વાચા કર્મના, મિટે કરમ અનંત.

- (૩૪૮) સાધુપુરૂષો સહુ કોઇના દુ:ખોનું નિવારણ કરે છે, માટે તેઓની સંગત જરૂર કરવી, પણ હલકા માણસોની સંગત કરવી નહિ, કારણ કે દીવસના આઠો પહોર યાને હમેશા તેઓ શરીરને લગતી મોજ મજાહ ને ખાવાપિવાની જ વાતો કર્યા કરે છે, જેથી માણસને કાંઈ ખરો લાભ થતો નથી, પણ દુઃખ જ આવ્યા કરે છે.

(૩૪૯) તારી જિંદગીના દિવસો દુનિયવી કારભારમાંજ રોકાયલા રહે, અને તુને સાધુસંતની સંગત નહિં થાય, તો તારા દિવસો ફોકટમાંજ ગમાવ્યા, ને તારૂં જીવવું પશુ સમાન જ ગણાય, કે જેઓ કાંઇબી નેમ વગર અહિં તહિં ભટકતા ફરે છે અર્થાત—માણસને ખુદાતરફ પ્રેમ ન થાય અને એ ઉચ્ચ નેમ માટે તેના મનમા વિચાર ન હોય તો પછી માણસ અને પશુમા શું ફરક?

(૩૫૦) સતપુરૂષ મળે તેના જેવું બીજું એકે સુખ નથી, સાધુપુરૂષ મળે તો તને ખુદા જ મળ્યા, માત્ર તેના દર્શન કરવાથીજ તારી મતી સુધરશે ને તારૂં મન ઘણું પવિત્ર થશે

(૩૫૧) જ્યારે સતપુરૂષનાં તને દર્શન થાય ત્યારે જાણજે કે તને ખુદા જ મળ્યા, અને ત્યારે તારૂં મન, વાણી ને કાયાં શુદ્ધ થશે, જેથી તારા વિચારોએ થતા પાપો અટકશે, વાણીએ થતા પાપો અટકશે, અને હાથે ને જીભે થતા પાપો અટકશે, અને એવી રીતે તારા અગણીત પાપો નાશ પામી જશે – (સાધુઓની ખુબી શું છે તે સાભળ)

## સાધુપુરુષનાં લક્ષણ કેવાં ?

૩૫૨

દયા ગરીબી, બંદગી, સમતા શિલ સ્વભાવ;
એ તે લક્ષન સાધકે, કહે કબીર સદભાવ

૩૫૩

માન નહિ અપમાન નહિ, એસે શિતલ સંત,
ભવસાગર ઉતર પડે, તોરે જમકે દંત.

૩૫૪

આશા તજે માયા તજે, મોહ તજે અરૂ માન
હરખ શોક નિંદા તજે, કહે કબીર સંતજ્ઞાન

૩૫૫

સંત સેઈ સરાઇયે, જીને કનક કામીન ત્યાગ,
ઔર કછુ ઇચ્છા નહિં, નિશદિન રહે અનુરાગ.

(૩૫૨) જેઓનાં હૈયામાં,(Compassion)દયા,નમનતાઈ (Humility) અને પરમાર્થ (unselfish love) રહેલાં છે, જેઓનું મન દરેક અવસ્થામાં એકસરખું શાંત રહે છે, અને જેઓ સઘળું સહન કરી શકે છે, તેઓ જ ખરા સાધુ પુરૂષ છે.

(૩૫૩) સાધુસંતો એવા શાંત સ્વભાવના થયલા હોય છે, કે તેઓને દુનિયવી લોકોની માફક, માન કે અપમાન જેવું કશું હોતું નથી; તેઓ તો આ સંસારની પેલીમેર ગયલા હોય છે, અને જમના દાંતો તોડીને બેઠા હોય છે યાને જન્મ–મરણથી મુક્ત થઈને રહેલા હોય છે

(૩૫૪) જેઓએ દુનિયવી ચીજોની આશા કરવાનું મુંકી દીધું છે, અને માયા પર જીત મેળવી છે, જેઓનું અજ્ઞાન-પણું જતું રહ્યું છે, અને જેઓનું "હુંપણું" નિકળી ગયું છે; જેઓને કોઈબી વાતનો હરખ કે દલગીરી જેવું કશુંએ હોતું નથી, અને જેઓ દરેક હાલત (સુખ યા દુઃખ) માં એકજ સરખા રહે છે, યાને પોતાનાં મનનું સમતોળપણું જાળવી રાખે છે, અને જેઓ કોઈનીબી નિંદા કે ગીબત કરતા નથી, તે તે ખરા સાધુપુરૂષ છે.

(૩૫૫) સંત પુરૂષ તેને કેહવો કે, જેને પૈસા અને સ્ત્રીનો ખ્યાલ બિલકુલ તજ્યો છે; તેને બીજી ઇચ્છાઓ હોતી નથી, પણ તેનું મન રાત ને દિવસ એક આત્મથી ખુદા ઉપર લાગેલું હોય છે.

૩૫૬

હરિજન હારા હિ ભલા, જીત ન દે સંસાર;
હારા હરિ પૈં જાયગા, જીતા જમકી લાર.

૩૫૭

સુખકે માથે સિલ પડો, હરિ હિરદેસે જાય;
બલિહારી આ દુઃખકી, પલ પલ રામ સંભરાય.

૩૫૮

આપા ત્યાં અવગુન અનન્ત, કહે સંત સબ કોય;
આપા તજ હરિકો ભજે, સંત કહાવે સોય.

૩૫૯

હરિજન ઐસા ચાહિયે, જૈસા ફોફલ ભંગ;
આપ કરાવે ટુકરા, ઔર પરમુખ રાખે રંગ.

(૩૫૬) કબીરનું કહેવુ એ છે કે, જે કોઈ ખુદાનો બંદો હોય, તે તો (આ સંસારમા) હારેલો જ ભલો, કારણ કે આ સંસાર તેને જીતવા દેતો નથી, યાને દુનિયવી માલમતા યા માન અકરામ મેળવ્યા ન હોય, તો કાંઈ ફીકર નહિ, જ્યારે સંસારમા માણસને નિરાશી મળે છે ત્યારેજ તેનુ દીલ ખુદા પર લાગે છે, ને ત્યારેજ તેને ખુદા મળી શકે છે, પણ જો સંસારમા તેની ફતેહ થઈ તો તે જમને હસ્તક જયા કરવાનો જ

(૩૫૭) (સંસારી) સુખો મગજમાથી માણસના હૈયામાથી ખુદા જતો રહે છે, માટે તે સુખો ઉપર ઢાંકણુ વળી જાય તો સારૂ, માણસને દુઃખ જ ભલુ છે, કારણકે ત્યારેજ તે પળેપળ ખુદાને યાદ કરે છે

(૩૫૮) જ્યા પોતાનું 'હું પણુ' રહેલુ હોય છે, યાને જ્યા પોતાનાજ સુખનો સ્વાર્થ રહેલો છે, ત્યા અગણીત જાતના અવગુણો હોય છે એમ સહુ કોઈ સાધુ પુરૂષ જાણતો હોવાથી તે પોતાના 'હુંપણાને' દાબી દેછે, અને સહુ કોઈમા ખુદા છે એવુ સમજીને, બધાને ખુદાની પેર એક સરખો ચાહે છે અને સુખ આપતો રહેછે, અને એવુ કરે તેજ ખરો સાધુપુરૂષ છે

(૩૫૯) જેમ સોપારી (beetle nut) પોતાના ટુકડા કરાવી પારકાના મોહડામા લાલ રંગ દેખડાવે છે યાને મજાહ આપેછે, તેમ જે ખુદાનો બંદો છે તે, પારકાનુ ભલુ કરવાને પોતાના શરીરને કષ્ટ આપયા કરે છે, તે પોતા માટે બિલકુલ દરકાર રાખતો નથી, પણ બીજાઓનું ભલું કરવામાજ રોકાયલો હોય છે

૩૬૦

તન તાપ જીનકો નહિ, ન માયા મોહ[1] સંતાપ,
હરખ શોક આશા નહિ, સો હરિજન હર આપ.

૩૬૧

સંતનકે મન ભય રહે, ભય ધર કરે બિચાર;
નિશદિન નામ જપવો કરે, બિસરત નહિં લગાર.

૩૬૨

હરિજન કેવલ હોત હય, જાકો હરિકો સંગ.
બિપત પડે બિસરે નહિં, ચડે ચોગાનાં રંગ.

(૩૬૦) જેઓને પોતાના શરીરનાં સુખ દુખનો વિચાર રહ્યો નથી, જેઓનું અજ્ઞાનપણું દુર થઇ, દુનિયાંની માયાનું ખેંચાણ જતું રહ્યું છે, તેઓને કોઇની વાતનો સંતાપ રહેલો નથી; ટુંકમાં જેઓને કોઇપણ રીતનો હરખ કે દલગીરી જેવું કશુંએ નથી, પણ જેઓ હમેશાં એક સમાંન સ્થિતીમાં રહેછે, તેઓ પોતેજ ખુદા-રૂપ થઇ ગયલા હોય છે.

(૩૬૧) તેઓ(સાધુઓ) ને માત્ર એકજ ફીકર રહેલી હોય છે, કે ખુદાનું નામ નહીં ભુલી જવાય, અને એજ વિચાર હમેશાં તેઓનાં મનમાં હોવાથી, તેઓ રાત ને દિવસ ખુદાની જપ કરવામાં મશગુલ હોય છે, અને કદીએ ખુદાને વિસરતા નથી.

(૩૬૨) ખુદાના બંદાને નિત્ય ખુદાનોજ સંગ રહેલો હોય છે, અને તેથી ગમે એવી આફત આવે તોએ તે ખુદાને વિસરતો નથી, પણ આફતમાં ખુદાપર તેને ચોવડો રંગ ચઢેછે, યાને વધુ ભક્તિભાવ થાય છે.

૩૬૩

આસન તો એકત કરે, કામિન સંગત દુર;
શિતલ સંત શિરોમનિ, ઉનકા એસા નૂર

૩૬૪

[illegible]
સબ ઘટનસે નિરવેર, [illegible]

(૩૬૩) તેઓ પોતાનો વારો એકાંતમાં ગાળે છે, એટલે કે તેઓ એકાંત જગ્યામાં રહે છે, પણ દુનિયાની વચ્ચે આવવું પડેછે તોપણ તેઓના મનમાં દુનિયાની ચીજો આવતી નથી, એટલે તેઓ એકાંત જ રહેલા છે, કારણકે તેઓના મનમાં ઇન્દ્રિઓના ભોગ ભોગવવાના વિચારો કે ઇચ્છાઓ હોતીજ નથી, એના શિતલ સતોનું નુર શિરોમણીના (સાપના મોહરા) જેવું ચળકતું હોય છે, યાને તેઓના શરીરની આસપાસ ઘણી ઉમ ઓરેહ (aura) હોય છે.

(ઓરેહ એટલે માણસના જુદા જુદા શરીરો, સ્થુલ (physical) શરીર, સુક્ષમ યાને લાગણીનુ (astral or desire body) શરીર, મન (mental body) શરીર, ને બુદ્ધિક (Buddhic body) શરીર, એ બધા શરીરોને લગતા ગુણોનો બનેલો એકદર પ્રવાહ, જે આખી શરીરની આસપાસ ગોળાકારમાં ફેલાયલો રહેછે તે, એ પ્રવાહને, જેઓની સુક્ષમ દ્રષ્ટી ઉઘડી હોય યાને જેઓને અંગ્રેજીમાં clairvoyant કહે છે, તેઓ જોઇ શકે છે, અને તેના જુદા જુદા રંગો જોઇને, જેઓ ગુપ્ત (occultist) જ્ઞાની છે, તેઓ માણસની બધી હાલત પારખી શકે છે)

(૩૬૪) જેઓનું "હુંપણું" નિકળી ગયું છે યાને જેઓને પોતા વિષે કાંઇ વિચાર કે માગવું નથી, પણ જેઓનો બધો પ્યાર પરમેશ્વર તરફજ [illegible] છે, જેઓના સઘળા વિકારો ને જુસ્સાઓ જતા રહ્યા છે, અને જેઓ, કુળ જાનદાર કે (દેખાઇતા) નિર્જીવ પેદાયશને એકસરખી પ્યારની નજરથી જુએછે, તેઓજ ખરા સાધુપુરૂષો છે.

For it is of the nature of love to love when it feels itself loved, and to love all things loved of the beloved So when the soul has by degrees known the love of its **Creator** towards it it loves **Him** and loving **Him**, loves all things, whatsoever that God love. P J B

૩૬૫

દેખો સમઝે રામ હય, એકહિ રસ ભરપૂર,
જૈસે ઉખતે સબ બના, ચિની સક્કર ગૂર

## બધાથી ખુદાનો ભગત (સાધુ) થવાતું નથી.

૩૬૬

જબ લગ નાતા જાતકા, તબલગ ભગત ન હોય;
નાતા તોરે હરિ ભજે, ભગત કહાવે સોય

(૩૬૫) સર્વ કાંઇ એકજ રસથી ભરપૂર છે યાને સઉમાં ખોદા રહેલો છે એવું તું જોતાં શીખ કારણકે જેમ ગોળ, સાકર અને એવી દરેક મિઠી ચીજો શેરડીનાં રસથીજ બનેલી હોય છે, તેમ દરેક આકાર કે શરીરમાં ખુદાનો અંશ (part)જ રહેલો છે, યાને તેની હસ્તી જ ખુદાથી છે, જે સાધુપુરૂષોએ અનુભવ્યું હોયછે

(૩૬૬) જ્યાંસુધી નાત-જાતનો તફાવત રાખે, મારી જાત ઉંચી એવો "હુંપણાનો" ભાસ નિમ્નલા મન (lower mind) માં થયા કરે, ત્યા સુધી ભકત થવાતું નથી. જ્યારે એ દ્વૈતપણું નીકળી જાય અને ખુદાને એકસરખો દરેકમાં જોય, એવું ઉચું ભાંન થાય ત્યારેજ તે ખુદાનો ખરો ભકત છે.–

સારાંશકે—સાધારણ માણસનું હેત પોતા પરથી આગળ વધીને, પોતાનાં કુટુંબ સુધી જાય છે; અને ત્યાથી આગલ વધીને, પોતાની જાત સુધી જાય છે; અને જાતની પેલીમેર જતું નથી. એટલીજ હદનાં હેતનો માણસ ખુદાનો ભગત કદી થઇ શકતો નથી. જેનુ હેત પોતાની જાતથી આગળ વધિ, ને આખી માણસ જાત સુધી પોહોચે, જેનું હેત હજુ આગળ વધે, ને આખી જાનદાર પેદાએશ સુધી પોહોચે, અને હજુ આગળ વધીને બધી કેહેવાતી (so-called inanimate creation) નિર્જીવ પેદાયશ સુધી પોહોચે—જે સારી સુષ્ટિને ખુદાનું જાહેર થયલુ સ્વરૂપ સમજે, અને સારી સુષ્ટિને ખુદા પેરે ચાહે અથવા કહો કે પોતા પેરે ચાહે, ને દરેક જીવ અને ચીજને પોતા પેરે સંભાળે, ને સામટી જેહાંનની ચાકરી, ખુદાની મેવા ચાકરી કર્યા જેવી કરે—તે તે ખુદાનો ભગત છે.

Heaven's great command,
Our all sufficing precept is't not love,
Truly to love ourselves, we must love God
To love God, we must all his creatures, love
To love his creatures, both ourselves and Him
This love is all that's wise, fair good and happy

**Philip J Bailey.**

૩૬૭

ચાર ચેન હરિ ભક્તક, પ્રગટ દિખાઈ દેત
દયા ધર્મ આધિનતા, પર દુઃખમાં હર લેત.

## સંત, તે આકારવાળો ખુદાજ છે.

૩૭૧

એક ઘડી આધી ઘડી, આધ ભજનમે જાય,
સંત સગત પલહિ ભલી, જમકા ધકા ન ખાય.

૩૭૨

કબીર, સેવા દો ભલી, એક સંત એક રામ,
રામ હય દાતા મુક્તિકા, સંત જપાવે નામ.

૩૭૩

નિરાકાર હરિ રૂપ હય, પ્રેમ પ્રીત સોં સેવ,
જો માગે આકારકો, તો સંતો પ્રત્યક્ષ દેવ

(૩૭૧) જો તારી એક પલ, અથવા અરધી પલભી, ખરાં હૈયાંનાં હેતથી ખુદાને યાદ કરવામાં જાય, અને એક પલ વારબી તને (ખગ) સાધુપુરૂષની સંગત મળે, તો એમ જાણ કે તું જમના ઘણાક ધક્કામાંથી બચ્યો, યાને જન્મ-મરણના તારા ઘણાક ફેરા ઓછા થશે.

(૩૭૨) ઓ કબીર! બે જાતની સેવા કરવી તેમાંજ ભલું છે, એકતો સાધુપુરૂષોની સેવા, ને બીજી, ખોદાની સેવા, ખોદા મુકિત આપનાર છે, સાધુપુરૂષો આપણને ખુદાનો લખ લગાડનારા છે, કે જે લખથીજ આપણને મુકિત મળવાનો માર્ગ હાથ આવે છે

(૩૭૩) ખુદા તો નિરાકાર છે યાને તેનો કાંઇ આકાર નથી; તેને આપણા અંતઃકરણમાં પ્રેમ-પ્રીતી થવાથી સેવાય છે યાને તેનો ખ્યાલ અંતરમાંજ થઇ શકે છે, પણ જો તુંને આકારવાલો ખુદા જોઇતો હોય, તો સાધુપુરૂષ, આકારવાલો દેખાઇતો ખુદાજ છે

ગત, તે આકાશગામી ભુગાજ છે.

૨૭૪

સંત વૃક્ષ હરિનામ ફૂલ, સત્ગુરૂ શબ્દ બિચાર
એસે હરિજન ના હતે, તો જલ મરતે સંસાર

(૩૭૪) સંત પુરૂષ તે ઝાડ છે, જેનું ફળ તે, ખુદાનું નામ છે; સદ્ગુરૂ તેનો જાહેર થયલો શબ્દ છે યાને માણસરૂપે પ્રગટ થયલો ખુદાજ છે; એવા હરિજનો જો આ જગતમાં ન હતે; તો આ દુનિયાંનાં લોકો બધાં દુઃખી મરતે.

અર્થાત—હરિજન તે પુરૂષ છે કે જેણે પોતાનું પ્રગટિકરણ પુરૂં કીધું છે, યાને નિચલી ત્રણ દુનિયા ઉપર જીત મેળવી, ઇશ્વર સાથે પોતાનાં ભાનને એકત્ર કીધું છે યાને જોડી નાંખ્યું હોય છે, અને એમ કરીને પોતે જીવન મુક્ત થયો છે. પણ એવા મુક્ત થયલા જીવોમાંના ઘણા-કોએ પોતાનાં અમર સુખનો ભી ત્યાગ કર્યો હોય છે; તેઓ બીજા બધા જીવોનું પ્રગટિકરણ આગળ વધારવાને માટે, આ ખાકી દુનિયામાંજ, અદ્રષ્ય યા બીજી કોઇ રીતે રહેલા હોય છે, અને જગતનાં કલ્યાણ અર્થે કામ કરી રહ્યા છે. તેઓને હિંદુ શાસ્ત્રમાં મહાત્મા, મુની, રૂષીઓ વગેરે નામથી ઓળખ્યા છે. એવા મહાત્માઓ, જો આ દુનિયાને મદદ કરતા રહેલા ન હતે તો સાધારણ મનુષ્ય જાતને જે દુઃખો અને વિપત્તિઓમાંથી તેઓના અજ્ઞાનપણાને લીધે પસાર થવું પડે છે તે, આવા જ્ઞાન આપનારા ને પગાર્ગુ પુરૂષોની ગેરહાજરીમા વધુ દુઃખમાં ગીરફતાર રેહતે એમ કબીરનું કેહવું લાગે છે. દાખલા તરીકે :—

થીઓસોફીકલ (Theosophical society) મંડળી જે આજ ત્રીશ વરસ ઉપર ઉભી થઇ હતી, તે મંડળની પાછળ, એવા મોટા પુરૂષો યાને મહાત્મા (Masters) ઓ રહેલા છે, અને આ મંડળી તરફથી જે જ્ઞાન, ભાષણ મારફતે યા પુસ્તકો મારફતે બાહેર પડયું છે અને પડે છે, અને જે શિક્ષણથી દુનિયાના વિચારો બદલાતા જાય છે અને આજકાળ આખી દુનિયામાં ચોમેર ભ્રાતૃભાવના રખાવો ને લાગણીઓ બાંધી રેહવાની જે શરૂઆત થઇ ચુકી છે, તે બધું આ મહાત્માઓને આભારી છે, યાને તેઓના પ્રતાપથીજ આ બધું થાય છે. એવા પુરૂષો જો દુનિયામાં આપણને મદદ કરવાને અને જ્ઞાન આપવાને રહેલા ન હોય, તો આપણી હાલત બહુ જ દુઃખ ભરેલી થાય.

## સન્યાસી (Ascetic) વિષે.

સન્યાસી થવાથી યાને બહારના દેખાવો કર્યાથી
ખુદા મળતો નથી

૩૭૫

કેશો કહા બિગાડયો, જો મુડે સો બાર?
મનકો કાહે ન મુડિયો, જામે બિષયહિ બિકાર?

૩૭૬

મન મેવાસી મુડિયે, કેશહિ મુડે કાહે
જો કિયા સો મનહિ કિયા, કેશ કિયા કછુ નાહે

૩૭૭

સ્વાગ પેહરે શુરા ભયા, દુનિયા ખાઈ ખુદ
જો સેરી સત નિકસે, સો તો રાખે મુદ

૩૭૮

હાથસે માલા ફિરે, હિરદા ડામાડુલ,
પગ તો પાલામે ગલા, ભાન ન લાગે સુલ

૩૭૯

માલા પેહરે મન સુખી, તાસે કછુ ન હોય,
મન માલાકુ ફેરતે, જુગ ઉન્યાલા હોય

(૩૭૫) જેઓ માથાં બોડાવીને ભગવાં વસ્ત્રો પહેરી, સન્યાસી જેવા દેખાવો કરે છે, તેઓને કબીર કહે છે કે તારા બાલોએ શું નુકશાન કીધું છે કે તેઓને તું વારે વારે બોડાવીને માથું બોડકું કરી નાંખે છે? તારાં મનને કાં નથી મુંડતો—કબજામાં રાખતો, કે જેમાં બધા દુર્ગુણો ને વિકારો ભરેલા છે?

(૩૭૬) તારાં બુરાં મનને મુંડ, બાલોને શું કામ મુંડે છે? કારણકે જે કાંઇ પાપ કરે છે તે તો મન કરે છે ને કરાવે છે, તારા બાલ તો કાંઇ પણ કરતા કરાવતા નથી.

(૩૭૭) દુનિયાંની માયામાં રહીને, જુદા જુદા વેષો માત્ર બદલીને તું શુરો થતો જાય છે, પણ જે જગ્યામાં સત યાને ખુદા પ્રગટ થઇ શકે, તેને તો તું ખરાબ રીતે રાખે છે.

(૩૭૮) માલાને હાથે ફેરવવા કરે છે, પણ તારૂં અંતઃકરણ તો ડામાડોલ છે, ને તારા પગો દુનિયાની માયાનાં જડમાં પેસી ગયા છે, તેમાંથી બાહેર નિકળવાનું ભાંન તુંને કયાં છે?

(૩૭૯) માત્ર માલા પેહરીને મનને મનાવ્યાથી કાંઇ વલરૂં નથી; તારી મન—માળાને તું ફેરવ, તો તને બધું અજવાળું થઇ જશે.

## મન અને ઈંદ્રિઓ વશ કર્યા વિનાં ખરૂં સાર્થક થતુ નથી.

૩૮૦

માલા પેહરે કૌન ગુન, મનકી દુબધા ન જાય,
મન માલા કર રાખીયે, હરિ ચરન ચિત્ત લાય

૩૮૧

મનકા મસ્તક મુંડ લે, કામ ક્રોધકા કેશ,
જો યે પાચો પરમોધ લે, તો ચેલા સબહિ દેશ

૩૮૨

માલા તિલક બનાયકે, ધરમ બિચારા નાહિ.
માલા બિચારી ક્યા કરે, મેલ રહા મન માહિ.

૩૮૩

મુંડ મુંડાવત દિન હિ ગયા, અજહુ ન મિલ્યા રામ;
રામ બિચારા ક્યા કરે, મનકે ઔર હિ કામ?

(૩૮૦) જ્યાં સુધી તારો મનની અકરવકર જાય નહિં, ત્યાંસુધી માત્ર માળા પેહેરવાથી કાંઈ ફાયદો થતો નથી; તું મનને માળા બનાવ, તેને બાહેર ભમતું અટકાવ, ને તારૂં ચિત્ત ખોદાના પગ આગળ ધર.

Some high or humble enterprise of good
Contemplate till it shall possess thy mind,
Become thy study, rest and food,
And kindle within thy breast a flame refined,
Pray Heaven for firmness, thy whole soul to bind
To this thy purpose, to begin, pursue
With thoughts fixed, and feelings purely kind

Mrs Sigourney.

(૩૮૧) તારા મનનું માથું મુંડ, અને તારી ઇંદ્રિઓની વિષય વાસનાંઓને તેમજ તારા ક્રોધ (ગુસ્સાઓ, હવસો) ને મુંડ, યાને દાબી નાખ. જો તું મનને અને એ પાંચ ઇંદ્રિઓને તાબામા ગણશે તો દુનિયાના બધાં લોકો તારા ચેલા થઇ રહેશે.

(૩૮૨) હાથમાં માળા લીધી, કપાળે તિલક કીધું, ને સંન્યાસીનું ડોળ ઘાલ્યું, પણ સન્યાસીનો ધર્મ (ફરજ) તો પાંચે ઇંદ્રિઓની મજાહો અને વ્યાપારો, છોડી દેવાનાં છે, તે ધર્મ પાળવાનું તો તને ભાન નથી, ને તેને બદલે તારા મનમાં મોજશોખના વિચારો ભરાઇ રહ્યા છે, તો પછી માળા બિચારી તને ખુદાનો મેલાપ કેમ કરાવી આપે?

(૩૮૩) એવી રીતે માથું બોડાવતાં બોડાવતા તો આખો જન્મારો પુરો થયો, તોપી ખુદા તો મળ્યા નહિં; ખુદાને મળવાને માગે નહી ને ઇંદ્રિઓની મોજ ભોગવવા માગે, તો પછી ખુદા બિચારા શું કરે, ને તને કેમ મળે?

૩૮૪

કાષ્ટ કાટકે માલા કિની, માંહે પિરોયા સૂત;
માલા બિચારી કયા કરે, જો ફેરન હાર કપૂત?

૩૮૫

માલા તિલકતો ભેખ હય, રામ ભક્તિ કછુ ઓર;
કહે કબીર જીન પેહેરયા, પાંચો રાખો ઠોર.

૩૮૬

માલા તો મનકી ભલી, ઓર સંસારી ભેખ;
માલા પેહેરે મન સુખી, તો બોહોરા કે ઘર દેખ.

૩૮૭

માલા મુજસે લર પરી, કાહે ફિરાવે મોહે;
જો દિલ ફેરે આપના, તો રામ મિલાવું તોહે.

૩૮૮

ભરમ ન ભાગા જીવકા, અનંત ધરાયે ભેખ,
સત્ ગુરૂ સમજ બાહેરા, અંતર રહા અલેખ.

(૩૮૪) લાકડા કાપીને તેમાંથી દાણા બનાવ્યા, ને સુતર પોઇને માળા બનાવી, પણ માળા ફેરવનારજ ખોટો તો માળા બિચારી શું કરે ?

(૩૮૫) હાથે માળા ફેરવવી, માથે તિલક કરવો એ સઉ બાહેરનો માત્ર દેખાવ છે, જ્યારે ખુદાની ભક્તિ કરવી એ બીજુંજ કામ છે, કારણ કે ખરો સન્યાસી જેને થવુ હોય, તેને તો પોતાની પાચે ઇંદ્રિયોને તાબે કરવી જોઇએ

(૩૮૬) માળા, જે સાધુલોકો તથા ધાર્મિક લોકો ગળામા પહેરે છે તે, જો મનથી પેહેરવામા તથા ફેરવવામા આવે, તોજ ઉપયોગી, નહિ તો માત્ર દુનિયાદારીના બાવાના વેશ સમાન છે, કારણકે જો માત્ર માળા પેહેરવાથી હરિ મળતા હોત, તો વોહરાજીની દુકાનમા બહુ માળાઓ ટાંગી હોય છે માટે ત્યાંજ ખુદા મળવો જોઇએ, પણ તેમ નથી

(૩૮૭) કબીર કહે છે કે—માળા મારી સાથે ગુસ્સો કરીને બોલી કે, તું અમથો અમથો મને શાનો ચલા યા કરે છે ? તુ સાથે સાથે તારા મનનેબી ખુદાની યાદમા ચલાવ ? જે કોઇ મારી સાથે સાથે, પોતાના મનને ખુદાની યાદમા ચલાવે, તેને હું ખુદાની મુલાકાત કરાવુ બીજાઓને કેમ કરાવુ ?

(૩૮૮) ઘણા ઘણા વેશો બદલ્યા, પણ તારા જીવના ભ્રમો યાને ખોટા વેહેમો (false perceptions and doubts) ગયા નહિ, તેથી સદ્ગુરૂ યાને તારા ઇષ્ટ દેવને તુ બાહેર રહેલા સમજે છે, પણ તે તો તારી અંદરજ, નહિ પિછાણી શકાય તેમ રહેલા છે ! અર્થાત—ખુદા પોતાની બાહેરજ છે એવુ ખોટુ સમજીને, માણસ બાહેરની રીતભાતોમા ફેરફાર કર્યા કરે પણ મનને પવિત્ર ન કરે, તો ખરો રસ્તો હાથ આવતો નથી

૩૮૯

તનકો જોગી સબ કરે, મનકો કરે ન કોય.
મનકો જોગી જો કરે, સો ગુરુ બાલક હોય.

૩૯૦

મન મેલા તન ઉજ્જલા, બગલા કપટી અંગ,
તાતે તો કઉવા ભલા, તન મન એકહિ રંગ.

૩૯૧

કવિતા કોટી કોટ હય, સિરકે મુંડે કોટ;
મનકે મુંડે દેખ કર, તા સંગ લિજે ઓટ.

૩૯૨

માથા મુંછ મુંડાય કે, કાયા ઘાટમ ઘાટ.
મનકો કાહે ન મુંડિયો, જામે સબહિ ખાટ?

(૩૮૯) જોગીનો વેશ પહેરવો તે સહુ કોઇ કરી શકે, પણ મનને જોગી (યોગી) કોઇક જ કરી શકે છે, બધાથી તે થઇ શકતું નથી, જે ગુરૂ—મહાત્મા—જે બાળક સ્થીતીએ પહોંચેલા હોય યાને જેને રાગ, દ્વેષ છોડી દીધો છે—તેજ મનને યોગી કરનારો મહાત્મા છે.

(૩૯૦) મનમા મેલ ભરેલો હોય, ને શરીર માત્ર બાહેરથી ઉજ્વલું હોય, તે તો પેલા કપટી બગલા પક્ષી જેવી વાત થઈ, તેના કરતા તો કાગડો સારો, કે તેનું તનથી કાળું ને મનથી કાળુ યાને તેનું અંદરનુ અને બાહેરનુ સ્વરૂપ એકજ હોય છે

અર્થાત—બગલો જે સફેદ રંગનો પક્ષી છે ને જે નદિ યા સરોવરને કાઠે રહેછે, તેને માટે કહે છે કે તે મોહોડેથી "રામ રામ" યાને "રામ રામ" ને મળતો અવાજ કાઢે છે, પણ તેનુ કામ તો પગે માછલા પકડીને ખાવાનુ હોય છે, ત્યારે કબીરનુ કેહવુ એમ સમજાય છે કે, એ પક્ષીના કરતા તો કાગડો સારો, કે તેનું તનથી કાળુ ને મનથી કાળું યાને જેવો તે કાળો છે તેવુંજ તેનું કામથી બધાને ત્રાસ આપવાનું છે

(૩૯૧) મોહડેથી કવિતા બોલનારા અથવા જ્ઞાનની વાતો કરનારા ઘણા હોય છે, ને માથા મોડાવીને સન્યાસીનું ડોળ ઘાલનારાની હજારો હોય છે, પણ જે કોઇએ મનને તાબે કીધુ હોય તેનો આશરો તું લે, યાને મનને તાબે કેમ કરવુ તે તેની પાસે શિખ

(૩૯૨) માથુ મુછ વગેરે મોડાવીને તારી કાયાને કાય અમસ્થી કદરૂપી કરેછે? તારા મનને કાય નથી મુડતો—કબજામા રાખતો—કે જેની અંદરજ બધી ખામીઓ ભરેલી છે?

## મન (Mind) વિષે.

### જેવું મન તેવું માણુસ.

૩૯૩

મન મેરા પંખી ભયા, જહાં તહાં ઉડ જાય;
જહાં જૈસી સંગત કરે, તહાં તૈસા ફલ ખાય.

૩૯૪

મન માતા મન દુબલા, મન પાની મન લાય;
મનકો જૈસી ઉપજે, મન તૈસા હો જાય.

૩૯૫

મન મરકટ બન બન ફિરે, કહ્યું નેક ન ઠહેરાય:
રામ નામ બાંધા બિનાં, જીત ભાવે તિત જાય.

૩૯૬

મન મરકટ મન ચાતુરી, મન રાજા મન રંક;
જો મન હરજીકોં મિલે, તો હરજી મિલે નિઃશંક.

૩૯૭

મન પંખી બિન પંખકા, લખ જોજન ઉડ જાય;
મન ભાવે તાકો મિલે, ઘટમેં આંન સમાય.

(૩૯૩) કબીર કહે છે કે:—મારૂં (માણસનું) મન એક પક્ષી જેવું છે, કે જે જ્યાં ગમે ત્યા ઉડ્યું ફરે છે, અને જેની સંગત કરેછે, તેવું ફળ તે પામે છે, એટલે કે જેવા વિચાર કરેછે, તેવો માણસ બની જાય છે.

(૩૯૪) **મનથી** માણસ માટેલો બને છે; **મનથીજ** તે દુબલો બને છે, **મનથી** જ પાણી જેવો થંડો સ્વભાવ બને છે, ને **મનથી** જ અગ્નિ માફક ગરમ સ્વભાવ થાય છે; યાને **જેવું મનમાં** આવે તેવું માણસ બની જાયછે.

(૩૯૫) માણસનું મન એક વાંદરા બરાબર છે, કે જે કાંઈ પણ આરામ વગર જગલે જંગલ નાઅનો કુદતો ફરેછે, ને જરા પણ ઠરીને બેસતો નથી; તેમજ મન, જરા પણ નેક વિચારમા ઠરીને રેહતું નથી, અને જ્યાં સુધી એ મનને ખુદાપર ઠેરવેલું રાખીયે નહિં ત્યાં સુધી એ મન જ્યાં ગમે ત્યા જયા કરવાનુ જ—

(૩૯૬) એ મન છે તેજ બાદરો છે, તેજ ચતુરાઈ પણ કરનાર છે, **મનથીજ** માણસ રાજા બને છે, ને **મનજ** તેને ફકીર બનાવે છે, પણ મન જો ખુદાને મળવાને જાય યાને ખુદા ઉપર ચિત્ત ચોટાડી રાખે તો ખુદા જરૂરજ તેને મળે

(૩૯૭) મન પાંખ વગરનુ પક્ષી છે, કે જે લાખો મૈઇલ ઉપર ઉડી જાય છે, જે જે તેને પ્યારાં લાગે છે તેને તેને તે જઈ મળે છે, અથવા તો તે સર્વવ્યાપક થઇ, સહુને પોતામા સમાવી દે છે

## માણસની હાર કે જીત, એ સહુ મનનું જ છે.

૩૯૮

સાત સમુદ્રકી એક લહેર, ઓર મનકી લહેર અનેક;
કોઈ એક હરિજન ઉગરા, ડૂબી નાંવ અનેક.

(૩૯૮) એ મનની લેહરો એટલી તો સંખ્યાબંધ છે કે તેની આગલ, સાત દરિયાવોનાં પવનની લેહરો તો કાંઇ બિશાદમાં નથી; તેથી એ મન–સમુદ્રની લેહરોનાં સપાટામાંથી કોઇ એકાદ જાણે જે ખુદાનો ભકત છે, તેનોજ મછવો બચવા પામી, પેલે પાર તરી જાય છે; બાકી બધાંનાં મછવા ડુબી જાય છે.

(૩૯૯) મનનાં બહુ રંગ હોય છે, ને ઘડિ ઘડિમાં મનનો રંગ, તલનાં દાણાની માફક બદલાયા કરે છે; પણ જેનાં મનનો એકજ રગ રહે યાને મનને કબજામાં ગખી પોતે ચાહે તેજ એક વિચારમાં મનને રોકી શકે, તેવા માણસ તો કરોડોમાં એકાદજ હોય.

(૪૦૦) કોઇવાર મન આસમાને ચઢે, તો કોઇવાર તે પાતાલે જાય; કોઇવાર એવું દીસે કે જાણે તે દુનિયાની ચાલમાંથી નિકળી ગયું, ને કોઇક વાર પાછું સંસારની જંજાળોમાં સપડાયું હોય એવું દીસે.

(૪૦૧) આ ચીજમા હાર થઇ છે, પેલી બાબદમાં જીત થઇ છે એ બધું જોશો તો મનનુંજ છે, અને એવી રીતે જયાં સુધી દુનિયાંની માયામાં મન લાગેલું રહેશે,ત્યાં સુધી એ મનની હાર–જીત ચાલ્યાજ કરવાની, જયારે એ મન ખુદા ઉપર લાગે ત્યારેજ તેનું સમાધાન થવાનું, તે વગર કદીબી નહિં.

(૪૦૨) ઓ કબીર ! એ મન તો એક જ છે, પણ જે જે ચીજ ઉપર તેને ભાવ યાને પ્રીતી થાય છે, તે તે ચાલે તે કરવાને જાય છે. ખુશીમાં આવે તો ખુદાની ભકિત કરે, અને નહિતો ઇંદ્રિઓનાં વિષયો (મોજ મઝાહ) માંજ ચકચુર થઇ જાય.

## મન, સઉ કોઇને ગોલામ બનાવે છે.

૪૦૩

કોટ કરમ પલમેં કરે, એ મન બિખ્યા સ્વાદ;
સત્ ગુર શબ્દ માને નહિં, જનમ ગમાયા બાદ.

૪૦૪

કબીર ! મન બિકારે પડા, ગયા સ્વાદકે સાથ;
ગુટકા ખાયા બજરકા, અબ ક્યું આવે હાથ?

૪૦૫

પહેલે રાખ ન જાનિયા, અબ ક્યું આવે હાથ;
પડ ગયા રાતા ધુરા, બેપારીઓં સાથ.

૪૦૬

મન સબ પર અસ્વાર હય, પેંડા કરે અનંત;
મનહિ પર અસ્વાર રહે, કો એક બિરલા સંત.

(૪૦૩) એની રીતે એ મન છે તે પળવારમા કાંઈ કરોડો કરમ, ઇંદ્રિઓનાં સ્વાદથી કરી નાખે છે, અને સદગુરૂએ કહેલી શિખામણ પ્રમાણે નહિ ચાલી, પોતાનો જન્મ બરબાદ કરે છે.

(૪૦૪) કબીરનું કેહેવું એ છે કે:—મન, ઇંદ્રિઓના વિષયોનાં સ્વાદની પાછળાડે જવાથી ઘણુ વિકારી થઈ જાય છે, ને એટલું બેહકી જાય છે, કે પછી તેને પાછું તેમાથી બાહેર કાઢવું, યાને આપણા હાથમા રાખવુ, એ બહુ મુશકેલ થઈ પડે છે

(૪૦૫) પેહેલ્લાથીજ મનને કબજામા રાખ્યુ ન હોય, અને ઇંદ્રિઓની મોજ મજાહમાજ તેને પડવા દીધું, તો તે એવા વેપારોમા મશગુલ થઇ જાય છે, કે પાછુ કેમે કરી હાથ આવતુ નથી

(૪૦૬) દુનિયાના સઉ લોકોને, મન પોતાની મરજી પ્રમાણે ચલાવે છે, અને તે મુજબ તરહેવાર કર્મો કરાવે છે, કોઇબી તેને પોતાની મરજી પ્રમાણે ચાલતું કરી શકતું નથી તેને (મનને) પોતાની મરજી પ્રમાણે ચાલતું કરી શકે, એવા જે હોય તે તો, જવલેજ મળી આવતો કોઇક સાધુ પુરૂષ હોય

## મનથી, શરીરપર થતી અસર.

૪૦૭

કબીર! મન મરતક ભયા, દુર્બલ ભયા શરીર,
પીછે લાગા હરિ ફિરે, યું કહે દાસ કબીર

૪૦૮

મન પાનીકી પ્રીતડી, પડા જો કપટી લોન,
ખડ ખડ હોર ગયા, બહોર નિલાવે કોન?

૪૦૯

કાગડ કેરી નાવડી, ઔર પાની કેરા ગગ;
કહે કબીર કૈસે તિરૂ, પાચ કુસગી સગ

(૪૦૭) એ કબીર! જ્યારે તારૂં મન મરી જાય, યાને બાહેર ભમતું અને ઇંદ્રિઓનાં ખેંચાણને વશ થતું અટકે ત્યારે તારૂં શરીર આસુદું થાય, ને ત્યારેજ મન, ખુદાને મળવાને માટે તૈયાર થયું છે એમ કહેવાય.

(૪૦૮) એ મનની મીસાલ છે, તે જેમ પાણી અને મિઠું (salt) હોય તેમ છે, યાને પાણીમાં મિઠું પડવાથી, જેમ અંદર પીગળી જઇને તેમાંથી મિઠું પાછું નિકળી શકતું નથી, તેમ મનને ઇંદ્રિઓનાં વિષયો (મોજ મજાહ) માં રાખવાથી તેમાં તે એવું તો ગરક થઇ જાય છે, કે તેને તેઓમાંથી પાછું કાઢવાનું કામ બહુજ મુશ્કેલ થઇ પડે છે.

(૪૦૯) કબીર કહે છે કે, મારો મછવો કાગજનો, ને મને તો ગંગા જેવી મોટી નદી પસાર કરવી છે, અને મારી સાથે પાંચ ખરાબ સાથીઓ લાગેલા છે, તો હું એટલા મોટા ભાર સાથે પેલે પાર કેમ જઈ શકીશ? અર્થાત, માણસની જીંદગીની નેમ ઘણી છેટે છે, અને તેનું શરીર તો થોડા વખતમાં ભાગી પડવાનું, ત્યારે આ પાંચ ઇંદ્રિઓનાં ખેંચાણમાંજ માણસ રહે, તો પેલા સુખી છેડાએ તે કેમ પુગી શકે?

૪૧૦

સાંધે ઇંદ્રિય પ્રબલકો, જેઈસેં ઉઠ ઉપાધ;
મન રાજા બેહેકાવતે, પાંચો બડે અસાધ.

૪૧૧

કાયા દેવલ મન ધજા, બિષય લહેર ફિરાય;
મનકે ચલતે તન ચલે, તાકા સર્વસ્વ જાય.

૪૧૨

મન ચલે તો ચલને દે, ફિર ફિર નામ લગાય;
મન ચલનેં તન થંભ હુય, તાકા કછુ ન જાય.

(૪૧૦) મન એ ઇંદ્રિઓને ચલાવનાર રાજા છે, અને એ મન જ તેઓને બેહેકાવે છે, પણ તેના કહ્યાથી યાને મનમા વિચાર આવ્યાથી, જો કોઈ પોતાની ઇંદ્રિઓને તે મુજબ ચાલવા દે છે તો, એ ઇંદ્રિઓ એવી મજબુત થઈ જાય છે કે તેઓ માણસને ગમે ત્યા ઘસડી લઈ જઇને પાપોના કામો કરાવી દુખમા ને આફતોમા નાખે છે, તેથી કબીરની શિખામણ એ છે કે તુ એ ઇંદ્રિઓને રોક રોક કરતો રેહ

(૪૧૧) માણસનુ શરીર તે દેવળ છે, અને મન તેની રોય ઉપર ઉડતો વાવટો છે, જેમ પવનની લેહેરથી વાવટો ઉડયા કરે છે, તેમ પાચો ઇંદ્રિઓને મજાહ આપનારી ચીજોથી મન ઉડ ઉડ થયા કરે છે, પણ તે મનના દોરવયા પ્રમાણે જેને પોતાના શરીરને કામે લગાડયુ, યાને મનમા જેવા વિચારો આવે તેવા કામો માણસ કર્યા કરે, તો તે માણસનુ સઘ કાઈ જતુ રેહવાનુ યાને તે દુખી થવાનો

(૪૧૨) કબીર કહેછે કે, ઓ ભાઈ, તારૂ મન ચાલતુ હોય, ને ચાલતુ અટકાવી ન શકાય, તો તેને ચાલવા દે, પણ ફરી ફરીને તેને ખુદાના નામમા લગાડીને અટકાવ કારણકે જેનુ મન ચાલતુ હોય, તોપણ જે શરીરને અટકાવતો રહે યાને મનમા વિચાર આવ્યો તેવુ કામ કરતા જે કોઈ અટકે, તેનુ કાઈ પણ જવાનુ નથી

## મન ભલે વિચારે, તું તેવું કાર્ય ના કર.

૪૧૩

મન ગયા તો જાને દે, મત જાને દે શરીર;
બિન ચિલ્લે ચઢિ કમાન, કિન બિધ લાગે તીર?

૪૧૪

મથ મનતા મન માર રે, રાખો ઘટમેં ઘેહેર,
જમહિ ચાલે પુંઠ દે, તો અકુશ દે દે ફેર.

૪૧૫

યા મન અટક્યો બાવરો, રાખો ઘટમેં ઘેહેર;
મન મનતામે ગય ચલે, તો અકુશ દે દે ફેર.

૪૧૬

મેરા મન મકરંદ થા, કરતા બહુ બિગાર,
અબ સૂધા હો મારગ ચલા, હરિ આગે હમ લાર.

(૪૧૩) તારૂ મન જાય તો જવા દે, પણ શરીરને મનના કહ્યા પ્રમાણે જવા દઈશ નહિ, કારણકે, જેમ ચિલ્લો ચઢાવ્યા વિનાની તીરની કમાણ ખેચવાથી, કોઈને પણ તે તીર લાગતો નથી તેમ, મનમા વિચાર આવ્યા છતાં જવા દેવી [illegible]
તનું [illegible]

(૪૧૪) એ તારૂ [illegible]
એવુ "હુ હુ કરી રહ્યું છે, તન મારલુ [illegible] શરીરમાજ પેશીને રાખ, અને જેવુ બાહેર જવા માગે કે, જેમ હાથીને મહાવત, અ કુશ ભોકીને બીજી ગમ જતો અટકાવે છે, તેમ તુ ખી તારા મનને અટકાવતો રહે, ને તેની મરજી પ્રમાણે જવા ના દે

(૪૧૫) તારૂ મન, જે આવુ બાવરૂ યાને અહિં તહિ ભમતુ થઇ ગયુ છે, તે જો બાહેર જવુ જરા અરકે તો પછી તેને શરીરમાજ પેશી રાખજે અને પાછુ જેવુ ઇદ્રિઓના એ ચાણમા બાહેર કસવા જાય કે તેને ફરી ફરીને અ કુશ ભોકીને, અટકાવવાની કોશિશ કરતો રહેજે

(૪૧૬) કબીર કહેછે કે મારૂ મન પણ એકવાર એવુજ હુગારા જેવુ હતુ, અને ઘણા ઘણા ખરાબ કામો કરતું હતુ, પણ હવે તે શુદ્ધ થઇને પવિત્રાઇના માર્ગે ચાલી રહ્યુ છે, જેથી હવે ખુદા આગળ, અને હુ (કબીર) તેની પાછળ રહુછુ, યાને હવે મારા મનમા ખુદાનોજ વિચાર રહેલો છે

## મનને કાબુમાં કેમ રાખવું.

૪૧૭

મન મારી મેંદા કરે, તનકી પાકુ ખાલ,
જીભ્યાકા ટુકરા કરે, જો હરિ બિન કાઢે સ્વાલ

૪૧૮

મન દિયા ઉને સબ દિયા, મનકિ ગેલ શરીર,
તન મન દે ઉબરન ભયે, હરિકે દાસ કબીર

૪૧૯

જો તનમાહિ મન ધરે, મન ધર નિર્મલ હોય,
સાહેબસો સનમુખ રહે, તો ફિર બાલક હોય

૪૨૦

તનકું મન મિલતા નહિ, તો હોતા તનકા ભંગ,
રહેના કાચા ભોર જ્યુ, ચઢે ના દુજા રંગ

## વષય વાસના જાય, તો મન શુદ્ધ થાય, ને ખુદા દેખાય.

૪૨૧

કામ હય ત્યા રામ નહિ, ગમ નિહં ત્યા કાન,
દોનો એક જા કયુ રહે, કાન રામ એક ઠામ?

૪૨૨

હિરદા ભિત્તર આરસી, મુખ દેખા ન જાય,
મુખ તો તબહિ દેખીયે, જબ મનકી દુબધા જાય

૪૨૩

ચચલ મનના ચેત રે, મુનો ક્યા અજ્ઞાન,
જમ ઘર જમ લે જાયગા, પડા રહેગા મ્યાન

## ને ખુદા દેખાય.

(૪૨૧) જેનાં મનમાં ઇંદ્રિઓનાં ભોગ ભોગવવાનાં વિચારો રહેલા હોય, તેનાં મનમાં ખુદા હોતો નથી, અને જ્યાં ખુદા નહિ, ત્યાં ઇંદ્રિઓનાં વિષયોનાં વિચારજ રહેલા હોય-કારણકે, જેમ એકી વેળા એક જગ્યામાં બે ચીજ રહી શકતી નથી, તેમ કામ (desire for life of senses) અને રામ બેઉ એકી વેળા મનમાં કેમ રહી શકે? જ્યારે એક ચીજ દુર થાય, ત્યારે તેમાં બીજી ચીજ આવી શકે છે તેવીજ રીતે, જ્યારે મનમાંથી ઇંદ્રિઓની, મોજ મજાહના વિચારો દુર થાય ત્યારે તેમાં ખુદાનો વાસો થઈ શકે.

(૪૨૨) માણસનાં હૈયામાં (ખુદાની) આરસી છે, છતાં તેમાં ખુદાનું મોહ માણસને દેખાતું નથી-પણ જ્યારે માણસના મનનું દ્વૈતપણુ, યાને "હું અને ખોદા" જુદા છે એવી જુદાઇનું ભાન નિકળી જાય-ત્યારે તેમા ખુદા દેખાય.

અર્થાત-માણસના મનમાથી જ્યારે દુનિયવી વાસનાં અને વિચારો જતા રહે, ત્યારે તેમા ખુદાનો વાસો થઈ શકે, ને ખુદા દેખાય

But when flesh is freed,
And the dust shaken off the shining essence
God shall glow through thee, as through a living glass,
And every thought and atom of thy being
Shall guest His glory, be overbright with God

P. J Bailey.

(૪૨૩) ઓ અસ્થીર ભટકતાં મન, તુ ચેતી લે, અને અજ્ઞાનપણામાં નાં પડી રહે, કારણ કે જ્યારે જમ તને પકડી લઇ જશે, ત્યારે તો આ તારૂં શરીર એક ખાલી ખોખાં જેવું પડી રહેશે, ને ત્યારે તારેથી કાંઇ બની શકવાનું નથી.

૪૨૪

તનકા વેરી કો નહિ, જો મન શિતલ હોય,
તુ આપાકો ડાલ દે, તો દયા કરે સબ કોય

૪૨૫

તન મન દિયા તો ભલી કરી, ડારા સિરકા ભાર
કબીૂ કહે જો મે દિયા, તો બહોત સહેગા માર

૪૨૬

મન ઠહેરા તમ જાનિયે, અનસૂજ સમે સુજાય;
જ્યુ અંધિયારે ભવનમે, દિપક બાર દિખાય

(૪૨૪) જો તારૂં મન સ્થિર અને શાંત થઇ, તારા કબજામાં રહેશે, તો પછી તારાં શત્રુરને યાને તારો દુશમન કોઇજ નથી, ને તને દુઃખ થવાનું નથી માટે ઓ માણસ! તું તારા મનનાં કાંટાઓને દાબીને, તારૂં "હુંપણું" છોડી દે, તો તારા સર્વે કોઇ મિત્ર બની જઇ, તારી દયા ખાશે, યાને તું સુખી થઇશ.

(૪૨૫) તેં જો તારાં તન અને મનને સારાં કામમાં લગાડયાં હોય યાને ખુદાને અર્પણ કીધાં હોય, તો તે ઘણું સારૂં કીધું, કારણકે તારા માથા ઉપરની ફરજનો બોજો તેં કાઢી નાંખી હલકો કીધો, પણ તેમ કરતાં જો તું મગરૂરી લેશે, યાને એમ કહેશે કે "મેં કીધું" તો કર્યાના ફળ તને ચાખવા પડશે, ને ચાખવાને માટે ફરી ફરી જનમવુ પડશે, ને જન્મયા–મરયાના દુઃખો ભોગવવાં પડશે, અને એ રીતે તું મોટો માર ખાશે

(૪૨૬) મન ઠરેલુ છે યાને શાંત થયુ છે, એવુ ત્યારેજ જાણવું કે જ્યારે, નહિં સમજ પડે તેવી વાતો આપણને સમજ પડી જાય જેમ અંધારી જગ્યામાં, બતિ લાવ્યાથી તે માહેલી બધી ચીજો દેખાઇ આવેછે તેમ, મન જ્યારે શાંત પડે છે યાને જ્યારે તેમાથી દુનિયાની વિચારો નિકળી જાય છે, ત્યારે ત્યાં જ્ઞાનનો પ્રકાશ થાય છે, અને ખુદા દેખાય છે.

## મન, કેમ શુદ્ધ થાય?

૪૨૭

કબીર' મન પરમોધ લે, આપહિ લે ઉપદેશ;
જો એ પાંચો વશ કરો, તો શિષ્ય હોય સબદેશ

૪૨૮

મન કપડા મૈલા ભયા, ઇનમેં બહોત બિગાર;
યે મન કૈસે ધોઈયે, સંતો કરો બિચાર?

૪૨૯

સત્ ગુરૂ ધોબિ ગાન જલ, સાબુ સરજન હાર,
સુરત શિલાપર ધોઈએ, નિકસે જોત અપાર.

૪૩૦

કબીર! કાયાકો ઝગો, સાઈ સાબુન નામ;
રામહિ રામ પોકારતા, ધોયા પાંચો ઠાન

(૪૨૭) ઓ કબીર! તુ તારા મનને પારખી લે, અને મનથીજ સઘળા પાપો થાય છે તે માટે તુંજ તારો ઉપદેશ લે જ્યારે તું આ પાચ ઇંદ્રિઓને તાબામાં રાખશે, યાને તેઓના ઐશઆરામને વશ થતો અટકશે, ત્યારે તુ એવો થશે કે બધા લોકો તારા ચેલા થશે

(૪૨૮) એ મન-રૂપી કપડુ મેલુ થયુ છે, ને તેમા ઘણાં રોગોના બીયા રહ્યા છે ત્યારે એ મનને કેમ ધોઇએ તેનો વિચાર કરો, હે સાધુ પુરૂષો!

(૪૨૯) સદ્‌ગુરૂ, એ મનને ધોઇને સાફ કરનારાઓ છે, બ્રહ્મજ્ઞાન (**Theosophy**) રૂપી પાણી વડે તે ધોવાય છે અને તે માટે જે સાબુ (soap) જોઇએ, તે ખુદાનુ નામ છે, જેથી એ મનના જન્મો-જન્મનો દોષો મટી જાય છે; અને ખુદાની સુરતનુ ધ્યાન તે, એ મનને ધોવાનો પથ્થર છે, કે જેની ઉપર ધોતા ધોતા, એ મન સપુંર્ણ નિર્મળ થાય છે, અને પછી એમા ખુદા દેખાય છે

(૪૩૦) ખુદાના નામરૂપી સાબુથી એ શરીર ધોઇને સાફ કરો "ખુદા ખુદા" પોકારતા, પાચે ઇંદ્રિઓ પવિત્ર થશે, એટલે કે તેઓ પોતે પોતાના વિષયો તરફ ખેચાયા કરશે નહિ, પણ ફરજ બજાવતાં કે દયાના કામો કરતા, વિષયોના સગમા તેઓને આવવુ પડશે, તોબી વિષયોને ભોગવવાનો આવેશ યાને ઇચ્છા, તેઓમા રહેશે નહિ,

(૪૩૧) ખુદાનાં ગુણ ગાઈ ગાઇને, અને ગુણ ગાવાનો લક્ષ તેને લગાડી લગાડીને, મનને બીજા બીજા ખ્યાલો પર દોડી જતું અટકાવો. મન, બીજા બીજા ખ્યાલોપર દોડતું અટક્યા વગર, તે કદીબી શાંત થવાનું નથી. એ સિવાયનાં બીજા કરોડો ઉપાયો કરશો, તે બધા ફોકટ જશે.

(૪૩૨) ખુદાનો ભક્ત થવાનો યાને ખુદાને મળવાનો રસ્તો એટલો તો સાંકડો છે, કે રાઈ (mustard)નાં દશમાં ભાગ જેટલો નાનો તે છે, અને મન, તરેહવાર વિચારોનો જથ્થો એકઠો કરીને, પરવત જેવું મોટું થઇ જાય, તો પછી એવા સાંકડા દરવાજામાં તે કેમ દાખલ થઈ શકે?

(૪૩૩) રાઈનાં દાણાનો વિસમો ભાગ કરો, ને એ વિશમાનો વિશમો ભાગ કરો; એ વિશમાંના વિશમાં ભાગ જેટલું નાનું મન જે કોઇ કરી શકે, તેને ખુદા મળે, એટલે કે ઇંદ્રિઓનાં સર્વ વિષયોના સર્વ વિચારો જેનાં જતા રહ્યા હોય, અને એ પ્રમાણે મનનું "મનપણું" એટલે વિચારવાપણું જતું રહ્યું હોય, તેને ખુદાની મુલાકાત થાય.

(૪૩૪) મન મહાત્માઓને દરજજે પોહોંચી શકે છે, મન ખુદાને દરજજે પુગી શકે છે, ને મન જ આખી સૃષ્ઠિ બની શકે છે, જો એ મનને કોઇ સાચવી સાચવીને રાખે તો એ મન જ ખુદા રૂપ થઇ જાય.

(૪૩૫) જ્યાસુધી મનને, પોતાનાં શરીરનો ખ્યાલ રહે છે, એટલે કે આ શરીર તે "હુંછું" એવો ખ્યાલ થવા કરે છે, ત્યાંસુધી તે કદીબી નિર્ભય થતું નથી, યાને શાંત પડતું નથી, જ્યારે મનમાંથી, શરીરનાં અને માયાના એટલેકે ઇંદ્રિઓના ભોગ ભોગવવાના વિચારો નિકળી જાય, ત્યારે તે મનને બીજો (ઉંચ) દરવાજો દેખાય છે.

## મન શુદ્ધ થયું કે આપોઆપ ખુદા મળી જશે.

૪૩૬

મન રાજા મન રંક હોય મન કાયર મન સૂર,
સુના શિખરપર મન રહે નરહર આવે નૂર

૪૩૭

તેરી જોતમે મન ધરે, મન ધર હોય પતંગ;
આપા ખોયે હરિ મિલે, તુજ મિલ્યા રહે રંગ

૪૩૮

દોરી લાગી ભય ગયા, મન પાયે વિશ્રામ,
ચિત્ત ચોટા હરિ નામસેં, મિટ ગયા સબહિ કામ

૪૩૯

યે મન હરિ ચરને ચલા, માયા મોહસે છુટ,
બે હદ માહિ ઘર કિયા, કાલ રહા શિર કુટ

(૪૩૬) જેવુ જેવુ મન તેવી તેવી હાલત, ગરીબ થઇએ કે રાજા થઇએ તે મનને લીધે, હિચકારા થઇએ કે હિમતવાન લડવૈયા થઇએ તે મનને લિધે અને કોઇબી વિચાર કર્યા વગરના થઇએ તેબી મનને લિધે, એટલેકે ખુદા સિવાય બીજી કોઇ પણ ચીજનુ નામ નિશાણ, આકાર, વગેરે સર્વે કાંઇ મનમાંથી જતા રહે યાને મન ગોયા સુન્ય (ZERO) જેવુ થઇ જાય, ત્યારે તેમા ખુદા દેખાય

(૪૩૭) તારી જોત એટલે ખુદાનો અંશ જે તારા શરીરમા છે તેમા, જો તુ તારા મનને રોકે, અને મનને ત્યા લગાડીને તુ ઉડતા પતંગ જેવો થાય, તો તારૂ "હુપણુ" જશે, અને "હુપણુ" જાય તો પછી તારૂ પોતાનુ ખરૂ સ્વરૂપ તુ જોઇ શકશે યાને ખુદા સાથે તુ એકત્ર થઇ શકશે

(૪૩૮) મન ખુદાને મળ્યુ કે બીજા બીજા ખયાલોપર દોડી જવાની તેની ટેવ છુટી જશે, અને પોતે પોતામાંજ આસાયશ લઇને રહેશે અને ખ્યાલ પછીના ખ્યાલો છુટી ગયા કે તુને જન્મ પછીના જન્મ લેવાના બી છુટી જશે, અને એમ તારો ભવ ભય દુર થશે, ને તારી સર્વે ફરજોનોબી છેડો આવી જશે, કેમકે ખુદાના નામમા ચોટી બેઠેલા મન (માણસ) ને કોઇબી ફરજ હોતી નથી, તેણે પોતાના કર્માને બાળી નાખ્યા છે એટલે તેને બધપુકતો કોઇ રહ્યુ નથી

(૪૩૯) કબીર કહેછે કે—એવીજ રીતે મારૂ મન દુનિયાની માયામાંથી છુટુ થયું છે, તે હવે ખુદાના ચરણેજ જઈ રહ્યુ છે, ને પોતાનો વાસો હદમાંથી છોડીને, બેહદમા કીધો છે યાને ખુદામા કીધો છે, તે જોઇને જમરાજા પોતાનુ માથુ કુટવા પડયો છે, કે હવે શિકાર હાથમાથી ગયો, કારણકે હવે હું જન્મ-મરણની પેલી પાર ગયો છુ

૪૪૦

યે મન થાકી થીર ભયા, પગ બિન ચલે ન પંથ;
એકજ અક્ષર અનેખકા, થાકે કોટી ગ્રંથ

૪૪૧

મેરા મન સુનરે રામકો, મનમેં રામ સમાય;
મનહિ જબ રામ હો રહા, તો શિશ નમાવું કાય?

૪૪૨

તુ તું કરતા તુ ભયા, તુ માહે રહે સમાય,
તુ માહિ મન નિવ રહા, અબ મન અંત ન જાય

૪૪૩

તુ તુ કરતા તુ ભયા, મુજને રહિ ન "હુ",
વારી ફેરૂં નામ પર, જીત દેખુ તિત "તુ".

(૪૪૦) એ મન, વિષય વાસનાઓથી ઉપજતા દુઃખો ખમી ખમીને, મોજ મજાહની ઇચ્છાઓ કરવું હવે અટકયું છે. વિષયોમાં સુખ છે, એવી એની આગળની ખાત્રી જતી રહી છે, તેથી હવે તે વિષયોના વિચાર કરતું નથી. હવે એ મન ખુદાને મળવાનું "ઓમકાર" રૂપી એકાક્ષરી મંત્ર જપવા પડયું છે, કે જે મંત્રના ફળ આગળ કરોડો ગ્રંથ ભણ્યાનું ફળ, બિસાદ વગરનું છે.

(૪૪૧) મારૂં મન હવે તો ખુદાનેજ યાદ કરે છે. અને તેમાં ખુદાનો વિચાર માત્રજ રહેલો છે, ને બીજો કોઇ વિચાર રહ્યો નથી મન ખુદારૂપ થયું છે, અને એ પ્રમાણે જ્યારે મન પોતેજ ખુદારૂપ બની ગયું છે, ત્યારે હું માથું કોણને નમાવું?

(૪૪૨) "હું નથી" પણ "તું છે" એમ બોલતા બોલતા, યાને "ખુદા ખુદા" કર્યાથી, વિચાર્યાથી, ખુદામાં મન રહેવા લાગે છે, અને મન જ ખુદારૂપ થઇ જાય છે, તે પછી મન ફરી કુછ વિચારવું પડતું નથી, કારણકે તે પોતાના સુખી છેડે પુગી ગયું.

God alone can satisfy the soul
And all that it can desire it will
Find in Him
The soul in Him finds its peace
For He is He who is the Supreme Riches
And the Supreme Power, the Supreme Beauty
The Supreme Goodness

(૪૪૩) "તું તું" કરતા કરતા, યાને "ખુદા ખુદા" કરતા, મારામાં "હું પણુ" રહ્યું નહિ, પણ જ્યાં જોઉં છું ત્યાં "તું ને તું" યાને ખુદાજ દેખાય છે માટે હું કદીક તાગ (ખુદા) નામ પર ફીદા થાઉંછુ યાને (ઓવારાઇ જાઉંછું) કે તે જપવાથીજ આ મહાન સુખ પ્રાપ્ત થાય છે.

## શબ્દ (વાણી—Speech) વિષે.

૪૪૪

શબ્દ શબ્દ કાહુ કરો, શબ્દકે હાથ ન પાંવ;
એક શબ્દ ઓખડ કરે, એક શબ્દ કરે ઘાવ.

૪૪૫

એક શબ્દ સુખ રાસ હય, એક શબ્દ દુઃખ રાસ;
એક શબ્દે બંધન કટે, એક શબ્દે પરે ફાંસ.

૪૪૬

એક શબ્દ સુ પ્યાર હય, એક શબ્દ કુ પ્યાર;
એક શબ્દે સબ દુશમન, એક શબ્દે સબ યાર.

૪૪૭

શબ્દ ઐસા બોલિયે, તનકા આપા ખોય;
ઔરનકો શિતલ કરે, આપનકો સુખ હોય.

૪૪૮

શિતલ શબ્દ ઉચ્ચારિયે, અહંમ આનિયે નાહિં;
તેરા પ્રીતમ તુંજમેં બસે, દુશમન બી તુંજ માંહિં.

૪૪૯

જે શબ્દે દુઃખ ના લગે, સોહિ શબ્દ ઉચ્ચાર;
તપ્ત મિટી શિતલ ભયા, સોહિ શબ્દ તત્સાર.

(૪૪૪) અમસ્થા શબ્દો બોલવા શું કરો છો, શબ્દને કાંઇ હાથ ને પગ હોતા નથી, છતાં એક શબ્દ દવા માફક માણસને આરામ કરે છે, જ્યારે બીજો (એક) શબ્દ સામાને જખમ કરી દુઃખ ઉપજાવે છે.

(૪૪૫) એક શબ્દ સુખથી ભરપુર હોય છે, ત્યારે બીજો શબ્દ દુઃખથી ભરેલો હોય છે, એક શબ્દ માણસની મુશકેળીઓ ટાળે છે, જ્યારે (બીજો) એક શબ્દ તેને ગળે ફાંસી નાખે છે.

(૪૪૬) એક શબ્દમાં પ્યાર ભરેલો હોય છે, ત્યારે (બીજો) એક શબ્દ ધિક્કારથી ધમધમી રહ્યો હોય છે, એક શબ્દથી બધા લોકો આપણા દુશમન બને છે, જ્યારે બીજો શબ્દ સહુને આપણા મિત્ર કરી દે છે

(૪૪૭) (ત્યારે) કબીર કહે છે કે,—તારૂં "હુંપણું" છોડી દઇને તું એવા શબ્દ બોલ, યાને એવું બોલવાની ટેવ રાખ, કે જેથી સામો ધણીખી રાજી રાજી રહે, ને તું નેબી સુખ આવ્યા કરે.

(૪૪૮) મિઠા શબ્દ બોલવા, ને મગરૂરી જરાએ કરવી નહી; કાંય જે આપણા મિત્રો તથા શત્રુઓ આપણા બોલમાંજ રહેલા છે.

(૪૪૯) શબ્દ એવા બોલના, યાને વાત એવી કરવી કે જેથી કોઇનેબી દુઃખ લાગે નહિ, તથા ગુસ્સો આવે નહિ, પણ બધાને શાંતિ થાય એવુંજ બોલનામાં ખરો સાર છે.

(૪૫૦) જો કોઈ બોલી જાણતો હોય તો બોલી યાને (મિઠી) વાણી જેવુ માણસનુ એકે ધન યાને શકિત (power) નથી, કારણકે દામ ખરચ્યો તો હિરોણી મળી શકે છે, પણ નેક વચનનુ તો મુળીજ નથી

(૪૫૧) કડવા અને સખત બોલો, કેડેગ્યાની છુરા છે, જે શબ્દો બધાને બાળી જાળી નાખે છે, તેથી જેઓ સાધુપુરૂષ છે, તેઓ હમેશા મિઠા વચનો બોલીને, અમરતના ધારની પેરે સઉને સુખ ઉપજાવે છે

(૪૫૨) કાગડો આપણુ શુ ધન ચોરી લઇ જાય છે, કે તેનાથી આપણે કંટાલીયે છીએ? ને કોયલ શુ આપણને આપી દે છે, કે આપણે તેનાથી રાજી થઇએ છીએ? પણ, કબીર કહેછે કે, એ સઉ સઉની બોલીથીજ માન થાય છે. અર્થાત–કાગડાની માફક માથુ દુખનનારા માણસોને કોઇ ચહાતુ નથી, જ્યારે કોયલ જેના મિઠુ બોલનારાઓ પોતાની બોલીથી સઉ કોઈના દિલ જીતી લે છે

(૪૫૩) તુ સઉ સાથે મિઠુ મિઠુ બોલ, તેના જેવુ સુખ ઉપજાવનાર કાંઇ નથી, એ સઉના દિલ જીતી લેવાનુ મંત્ર છે, માટે તુ કડવા સખુનો બોલવાનુ છોડી દે

(૪૫૪) ગમ ખાવુ, યાને સામો ધણી અપમાન કરે યા દુખ આપે તે શાંતપણે ખમીને બેસવુ, એના જેવુ ભોજણ એકે નથી, અમરીશ જેવા અસિલ પુરૂષ, રાજા હોવા છતા, દુરવાસા જેવા અયોગ્ય નરનો સખત ઠપકો અને શ્રાપ, મુંગે મોહોડે સહન કરી જઇ સામો હાથ જોડીને ઉભો રહ્યો, જેથી દુરવાસાને નુકશાન થયુ, જ્યારે અમરીશ રાજાને સુખજ મળ્યું તેમ, જે કોઈ બીજાનુ બોલ્યુ, ગમે એવુ હોય, છતા તે સહન કરી જાય, ને સામો જગાએ વાંકો શબ્દ નહિ બોલે, તે માણસ ખરો સુખી થાય.

૪૫૫

જીભ્યા જીને વશ કરી, તિને વશ કિયા જેહાં

નહિંતો અવગુન ઉપજે, કહે સબ સંત સુજાન

## ગુપ્ત શબ્દ વિષે.

૪૫૬

શબ્દ શબ્દ બહુ આંતરા, સાર શબ્દ ચિત દેય;

જો શબ્દે હરિ મિલે, સોહિ શબ્દ ગ્રહિ લેય.

૪૫૭

શબ્દ બહોત હિ સુન્યા, પર મિટા ન મનકા મોહ;

પારસ તક પહોતા નહિં, તબ લગ લોહાકા લોહ.

૪૫૮

શબ્દ હમારા સત્ હય, તુમ મત જાય સરક;

મોક્ષ મુક્ત ફલ ચાહો, તો શબ્દકો લેઓ પરખ.

૪૫૯

શબ્દ મારે મર ગયે, શબ્દે છોડા રાજ;

જીને શબ્દ વિવેક કિયા, તાકા સરિયા કાજ.

(૪૫૫) જે પોતાની જીભને વશ કરે,તે આખી જેહાંનને જીતી શકે છે; પણ જે જબાંને કાબૂમાં રાખતો નથી, તેને દુઃખ ઉપજયા કરવાનું, એવું સાધુપુરૂષોનુ કેહેવું છે.

(૪૫૬) શબ્દ, શબ્દમાં ઘણો ફરક હોય છે, માટે કબીર કહેછે કે, હું હવે (ગુપ્ત) શબ્દ કહુંછું તેપર ધ્યાંન લગાડો, ને મારા કહેલા શબ્દોમાં જે શબ્દથી ખુદા મળે છે, તે શબ્દને તમો પકડી રાખો.

(૪૫૭) એવા (બીજા) શબ્દો તો ઘણાંએ મેં સાંભળ્યા પણ મારા મનનું અજ્ઞાનપણું ગયું નહિં; કારણકે, જ્યાંસુધી લોઢાંને પારસમણિ મળતો નથી, ત્યાંવેર તેનું સોનું થતું નથી પણ તે લોઢુંને લોઢુંજ રહે છે, તેમ જ્યાં સુધી ખરો (ગુપ્ત) શબ્દ શું છે, તેનું જ્ઞાંન માણસને થતું નથી, ત્યાંસુધી તેને ખુદા મળી શકતો નથી.

(૪૫૮) કબીર કહેછે કેઃ—મારાં વચનો સત્ય છે, તેને મનમાંથી દુર કરતા ના; પણ જો તમો મુકિત મેળવવા ચહાતા હોવો તો, મારા વચનોપર ધ્યાન લગાડી તેને પારખવાની તજવીજ કરો, યાને તે મુજબ ચાલવાને પ્રયત્ન કરો.

(૪૫૯) એ (ગુપ્ત) શબ્દનો સાર મેળવવા જતાં, ઘણાએો મરી ગયા છે, ને ઘણાંએ પોતાનાં રાજપાટ છોડી દીધાં છે; જેણે તે શબ્દ જાણ્યો ને તે મુજબ જીંદગીમાં અમળ કીધો તેનુંજ કામ સફળ થયું છે.

૪૬૦

શબ્દ શબ્દ સબ કોઈ કહે, વોહ તો શબ્દ વિદેહ;
જીભ્યા પર આવે નહિં, નિરખ પરખ કર લે.

૪૬૧

શબ્દ બિનાં સુરતા આંધલી, કહો કહાં કો જાય;
દ્વાર ન આવે શબ્દકા, ફિર ફિર ભટકા ખાય.

૪૬૨

એક શબ્દ ગુરૂ દેવકા, તાકા અનંત બિચાર;
થાકે મુનીજન પંડિતા, ભેદ ન પાવે પાર.

૪૬૩

ભેદ થકે બ્રહ્મા થકે, થકિયા શંકર સેષ;
ગિતાકોભી ગમ નહિં, જહાં સદગુરૂકા ઉપદેશ.

૪૬૪

પરખો દ્વારા શબ્દકા, જો ગુરૂ કહે બિચાર;
બિના શબ્દ કછુ ના મિલે, દેખો નયન નિહાર.

૪૬૫

હોત કંઠ હાલે નહિ, જીભ્યા ન નામ ઉચ્ચાર;
ગુપ્ત શબ્દ જો ભેદે, કોઈ કોઇ હંસ હુસાર.

૪૬૬

લોહા ચુંબક પીત હુવે, લોહા લેત ઉઠાય;
એેસા શબ્દ કબીરકા, કાલસેં લેત છોડાય.

(૪૫૦) શબ્દ શબ્દ કરી સહુ કોઇ બોલે છે, પણ તે (ગુપ્ત) શબ્દનો કાંઇ આકાર નથી, ને તે શબ્દ કાંઇ જીભથી ઉચ્ચારાતો નથી, તે તો માત્ર જોઇને પારખવાનો છે

(૪૫૧) તે શબ્દ વગર, માણસનું મન આંધળુંજ રહે છે, તેથી તેને કહ્યાં જવું ને કયો રસ્તો લેવો તેની ખબર પડતી નથી, અને તે શબ્દનો દરવાજો નહિ મળવાથી, તે બિચારો ફોકટનો ભટકી ભટકીને ખુવાર થાય છે

(૪૫૨) સદ્ગુરૂ માત્ર એકજ શબ્દ (મંત્ર) આપે છે, પણ તેમાં પાર નગરનો ભેદ સમાયલો હોય છે, કે જેને, મોટા મુનીઓ અને પંડિતો (જેને ગુરૂ મળ્યા નથી તેઓ) શોધતા શોધતા થાકી ગયા છે, ને જેનો ભેદ, વેદ (શાસ્ત્ર) માત્ર વાંચવાથી યા ભણવાથી મળી શકતો નથી

(૪૫૩) જ્યારે સદ્ગુરૂ પોતાના ચેલા (disciple) ને દિક્ષા (initiation) આપે છે ત્યારે તેને એ શબ્દનો ઉપદેશ સમજાવે છે, તે સિવાય કોઇથી તેનો ભેદ સમજી શકાતો નથી

(૪૫૪) સદ્ગુરૂ વિચાર કરીને જે મંત્ર આપે તે ગુરૂ-મંત્રનો દરવાજો તું પારખ, જે સમજ્યાથીજ ખુદા મળેછે, તે મંત્ર જ્યાસુધી મળે નહિ ત્યાંસુધી તને કાંઇ મળવાનું નથી, માટે આંખ ઉઘાડીને તું જો અર્થાત—સદ્ગુરૂ જે બોધ આપે છે તે પ્રમાણે ચાલવાથી ખુદા મળે છે માટે વિવેક બુદ્ધિથી ગુરૂના વચન પ્રમાણે આચરણ કરવો

(૪૫૫) તે (ગુપ્ત) શબ્દ એવો છે કે તે બોલવાને માટે હોઠ યા ગળું હલાવવું પડતું નથી, ને જીભે પણ તેનો ઉચ્ચાર થતો નથી એવો એ ગુપ્ત શબ્દ છે કે તે કોઇ કોઇજ હંસ યાને સાધુપુરૂષનેજ તેનું માન થાય છે

(૪૫૬) લોહચુંબકનું આકર્ષણ લોઢાને જ થાયછે, તેમ જે કોઇ યોગ્ય પુરૂષ હશે તેનેજ આ મારા (કબીરના) શબ્દોનું ખેંચાણ થશે, અને તેમ થશે ત્યારેજ તે માણસ કાળના હાથમાંથી છુટી શકશે

## કરણી (Action) વિષે.

૪૬૭

ક્હેતા હય પર કરતા નહિં, મુંહકા બરા લબાર,
કાલા મુહ લે જાયગા, સાહેબ કે દરબાર.

૪૬૮

કથની કથી તો ક્યા ભયા, કરની નહિં કરાય?
કાલશુનકા કોટ જ્યું, દેખત હિ દેહ જાય.

૪૬૯

ક્હેના મિઠી ખાંડસી, કરના બિખકી લોય:
જ્યું ક્હેની ત્યું રહેની રહે, તો બિખકા અમરત હોય.

૪૭૦

જૈસી બાની મુખ ક્હે, તૈસી ચાલે નાહિં;
મનુષ્ય નહિં એ સ્વાન હય, બાંધે જમપુર જાહિં.

૪૭૧

કથની બકની છોડ દે, રહેની સે ચિત લાય
નિરખી નિર પાયેં બિના, કબહું પ્યાસ ન જાય.

(૪૬૭) જે કોઇ જેવુ બોલે, તેવી રીતે ચાલે નહિં, તે માણસ મોહડાનો અમસ્થો લભાસખોરો યાને જુઠો કહેવાય, ને તેવા માણસને, કબીર કહે છે કે, ખુદાની દરબારમા કાળું મોહ લઇને જવું પડશે.

(૪૬૮) મોહોડાંની સારી સારી માત્ર વાતો કરે, તેથી શું થાય? જેવું બોલે તેવું કરી ન દેખાડાવે યાને તેવી રીતે જિંદગીમાં અમલ ન કરે, તો તેની જીંદગી એક છાયા સમાંન જ છે, કે જે જોતા જોતામાં મળે નહિ થઇ જાય છે

(૪૬૯) મોહડેથી ઘણું મિઠાસ ભરેલું બોલે પણ કરણી તો ઝેહેર જેવી હોય, પણ જે બોલે તેવુ કરી બતાવે યાને જીંદગીમાં તે મુજબ અમલ કરનારો હોય, તે માણસ ઝેહેરનું અમરત કરી શકે છે. સારાંશ કે જેની નેક વાણી મોહોડેથી કહાડે, તેવી નેક કરણી કરે, તે માણસજ બીજાને સુખ આપી શકે છે

(૪૭૦) એથી ઉલટુ, જેવુ મોહોડે બોલે, તેવી ચાલ-ચલણ નહિં રાખે, તે માણસ નહિ, પણ કુતરોજ છે, અને તે જમના હાથમાં સપડાયા કરવાનો, યાને દુઃખી થયા કરશે

(૪૭૧) સારે કબીર કહે છે કેઃ-તું માત્ર બોલવા બકવાનું છોડી દે, ને ધ્યાન રાખ માત્ર કરણી ઉપર, યાને નેક કામો કરવા માડ, કારણ કે પાણીને માત્ર જોવાથી જેમ તરસ મટતી નથી, તેમ નેક કરણી કીધા વગર માણસ નેક બની શકતો નથી, ને સુખી થઇ શકતો નથી.

૪૭૨

કથને બકતે પચ ગયે, મૂરખ કોટ હજાર;
કથની કાચી પર ગઈ, રહેની રહિ સો સાર.

૪૭૩

જૈસી બાની મુખ કહે, તૈસી ચાલે ચાલ;
સાહેબ સંગ લાગા રહેં, તબહિ હોય નેહાલ.

૪૭૪

કથની કથે સો પુત હમારા, ભેદ પડે સો નાતી;
રહેની રહે સો ગુરૂ હમારા, હમ હુય તાકેં સાથી.

૪૭૫

કુત કરની છુટે નહિ, જાનહિ કરે અગાધ;
કહે કબીર તા દાસકો, મુંખ દેખે અપરાધ.

(૪૭૨) એવા મોહડાંનો ખાલી પટપટારો કરી કરીને, કાંઈ હજારો ને કરોડો મુર્ખાઓ પોતાનો દિન ગુમાવી ગયા છે; કારણકે માત્ર મોહડાંની વાત કાંઈ કામ આવતી નથી, પણ તેની સાથે સાથે કરણીબી તેવી નેક હોય, ત્યારેજ દુનિયામાં માણસનું નામ અમર થઇ જાય છે.

(૪૭૩) જેવી (નેક) વાંણી મોહોડાંમાંથી નિકળે, તે પ્રમાણે જે કોઈ ચાલ ચલાવે, અને ખુદાને હાજર નાજર જાણી, હમેશાં ગસ્તી જ અખત્યાર કરે, યાને સત્યનેજ માર્ગે ચાલે, તે માણસ ખરો સુખી થાય, ને પાર પડી જાય.

(૪૭૪) કબીર કહે છે કે:—મોહોડેથી જે કોઈ વાતો કર્યા કરે, તે તો મારા છોકરા જેવો (નાદાન) છે, જે કોઈ વેદ વગેરે પુસ્તકો માત્ર વાચી જાણે, તે માત્ર એક નાવીલો છે યાને સાધારણ માણસ છે, પણ જે કોઇ જેવુ બોલે યા વાચે, યાને શાસ્ત્રના શિક્ષણ કહી સંભલાવતો હોય તે મુજબ જીંદગીમાં અમલ કરતો હોય, તે મારો ગુરૂ (master) છે, અને હું તેનો ચેલો છું.

(૪૭૫) જેની બની બદફેલીઓ ગઇ નથી, પણ જે અમસ્યો મોટી મોટી જ્ઞાનની વાતો કર્યા કરે, તે માણસનું મોહોડું તમે જુવો તો પાપથી ભરેલુંજ દેખાશે. સારાંશ કે, ઘણું ઘણું જ્ઞાન હોતા જે કોઇ પોતાની કરણી સુધારતો નથી, યાને કેહે તેવું કરતો નથી, તે માણસ પાપો કર્યો જાય છે.

૪૭૬

રહેની કે મેદાનમે, કથની આવે જાય,
કથની પિસે પિસના, રહેની અમલ કમાય

૪૭૭

એહરનકી ચોરી કરે, કરે સુઈ કો દાન,
ઉંચા ચઢ કર દેખતે, કેતિક દૂર વિમાન?

૪૭૮

મનમાહિ ફુલા ફિરે, કરતા હુ મય ધરમ
કોટ કરમ સિરપે ધરે, એક ન ચિને બ્રહમ.

૪૭૯

તિરથ ચલા નહાનેકો, મન મેલા ચિન ચોર,
એકો પાપ ન ઉતારા, લાયા મન દશ ઓર

(૪૭૬) આ જિંદગીમા મોહડાથી (ચિપ્પામણની) વાતો ઘણી કરાય છે, પણ એ બધી વાતો જતી રહે છે, કારણ કે મોહડાનુ બોલવુ તે દળણું દળવા બરાબર છે, યાને તે બધુ નિર્થક છે, માત્ર કરણીજ સરસાઇ ભોગવી શકશે

(૪૭૭) એરણ જેવા મોગ લોખંડના કટકા ચોરી કરે, ને સોય જેટલી નાની ખેરાત કરે, ને ઉંચે ચઢીને જોય કે હવે બેહેશ્ત (સ્વર્ગ) કેટલુક દૂર છે? અર્થાત, અપ્રમાણીકપણે માલમતા ભેગી કરે ને પછી તે માહેથી થોડુક ધર્મ-દાન કરે કે મને મુવા પછી સ્વર્ગ મળે, તે કેમ બની શકે?

(૪૭૮) થોડુક ધર્મદાન કરી, પોતાના મનમા ફુલાયા કરે કે હુ ખેરાત કરૂ છુ, પણ ધર્મને બદલે, કબીર કહે છે કે, નાઇ કરોડો કરમો કર્યાં જાય, ને માથાપર પાપનો ટોપલો વધારતો જાય, તેનો તો કાઇ વિચારજ નહિ, અર્થાત–દુનિયાના વેહેવારમા અપ્રમાણીકપણે ચાલ્યા કરે, તો દાનધરમ કીધાથી શુ વળે? યાને તેથી કાઇ પાપો ધોવાઇ જવાના હતા?

(૪૭૯) મેલુ મન, અને ભમતુ ચિત્ત લઇને, તિર્થે (નહાન નહાવા) જાય, યાને પવિત્ર થવા માગે તે માણસ કબીર કહે છે કે, પોતાનૂ એકજ પાપ ઉતારવાને બદલે, ત્યાથી સામા બીજા દશ પાપો લઇને આવે છે

(૪૮૦) જ્યાસુધી મન પવિત્ર થતું નથી, ને કરણી નેક કરતી નથી, ત્યાસુધી માત્ર (શરીરના) નાહવા ધોવાથી શું થાય? માછલી હમેશા પાણીમા રહે છે, પણ ગમે એટલી તેને ધોતાં છતાં, તેનો ખરાબ વાસ જતો નથી તેમ, માત્ર શરીરને ધોઇને સાફ કરવાથી, કોઈ માણસ પવિત્ર બની શકતો નથી

(૪૮૧) જેવી કરણી તેવી પાર ઉતરણી યાને જે જેવું કરે તેવું ફળ તે મેળવે છે; નેક કરણીનું ફળ નેક આવે છે, પણ જ્યારે તું બદી કરે, ને તેનુ ફળ (દુખ ભરેલુ) આવે ત્યારે તું રડવા ને ખુદાને ઠપકો આપવા ના બેસ, કારણ કે તે પણ તારી કરણીનુંજ પરિણામ છે

(૪૮૨) ખોદાયજી આરામે બેઠા બેઠા, સઘ કોઈની કરણીનો હિસાબ ગણે છે, તેથી જેવી જેની ચાકરી તેવુ તેને દામ આપે છે—અર્થાત, કુદરતનો કરણી (Law of karma or Cause and Effect) નો કાયદો જગતમા અમુક રીતે કાર્ય કરી રહ્યા છે, જેથી બદી કરીને, નેકી મેળવી શકાતી નથી, પણ નેકી કર્યાથીજ તેનુ શુભ ફળ આવે છે

(૪૮૩) ખુદાની દરબારમા સાચાને યાને નેક કરણી કરનારને સુખ મળે છે, અને જુઠાને તમાચો ખાવો પડે છે, પછી તે માણસ રંક વા રાજા કાની હોતો, પણ સર્વેને એક સરખો ખરો ઇનસાફ તેની કરણી મુજબ મળે છે.

## જેવી કરણી તેવી પાર ઉતરણી.

૪૮૪

સાંઈયાં કે દરબારમે, કમી કછુ હય નાંહિં;
બંદા મોજ ન પાવહિ, તો ચૂક ચાકરી માંહિ.

૪૮૫

સાહેબકે દરબારમે, કયું કર પાવે દાદ;
પહેલે કામ બુરા કરે, બાદ કરે ફરિયાદ

૪૮૬

દાતા નહિ એક સમ, સબ કોઇકો દેત
હાથ કુંભ જીસકા જૈસા, તૈસા હિ ભર લેત.

૪૮૭

કરતાકે તો ગુન ઘને, અવગુન એકે નાહિં;
જો દિલ ખોજું આપનાં, સબ અવગુન મુજ માંહિ.

૪૮૮

જા તોકો કાંટા બુવે, તાકો તું બો ફુલ;
તોકો ફુલપે ફલ હય, વાકો કાંટા સૂલ.

(૪૮૪) ખુદાની દરબારમા કાંઇ કમી નથી, યાને કોઇબી ચીજની ત્યા ખોટ નથી, પણ જેને કાંઇ (સુખ કે પૈસો) મળતુ નથી, તેનું કારણ એ કે તેની પોતાની ચાકરીમાંજ ખામી છે, યાને તેની કરણી એવી નથી કે તેને માગી ચીજ મળે

(૪૮૫) પેહેલ્લા કામ બુરૂ કરે, ને પછી દુખ આવે ત્યારે રડવા બેસે, ને ખુદા પાસે દાદ માગે, તો કબીર કહે છે કે, તેની દાદ ખુદા કેમ સાભળે ?

(૪૮૬) ખુદા, એક નદી સમાન છે, કે જે પોતાનું પાણી ગમે તેને ભરી લેવા દે છે, પણ જેના હાથમા જેવુ ને જેટલુ (નાનુ યા મોટુ) વાસણ હોય, તેવુ ને તેટલું પાણી, તે નદીમાથી ભરી લઇ શકે છે, યાને ખુદાનો કાયદો એવો બનાવેલો છે, કે માણસ જેવુ કરે તેવુ તે ફળ પામે

Good deeds as well as vices follow us
And live as our children to generation
Nature's moral laws are as severe as her physical
See, if thou has't been foolish in the past
Bemoan it not she never forgives
For, past is gone, and for thee is irrevocable
Bestir thyself afresh, and be WISER in the future

(૪૮૭) ખુદાનું તો બધુ એ સારૂજ કીધેલું છે, ને તેમા એકબી ચીજ નઠારી છેજ નહિ, પણ જે કાંઇ નઠારૂ થાય છે યાને માણસને દુખ આવે છે, તેનુ કારણ તપાસીએ તો તે તેનામા જ ભરેલુ છે એવુ માલમ પડશે, યાને દુ:ખ, તેની પોતાની કરણીનુંજ પરિણામ છે

(૪૮૮) તુને કોઇ કાંટો મારે તેને તુ ફુલ માર, જેથી તુને ફુલનુ ફુલજ રહેશે, ને કાંટો તેનેજ લાગશે અર્થાત— કોઈ તારા સાથે બદી કરે, તોબી તારે તો નેકીજ કરવી કાય જે તેની કીધેલી બદીનુ પરિણામ તેને જ ભોગવવુ પડશે, તેને તારી ગાપે કશુ લાગતું વળગતુ નથી

૪૮૯

આપન અલે ઠગાઈયે, ઔર ન ઠગિયે કોય;
આપ ઠ યે સુખ ઉપજે, પર ઠગિયા દુઃખ હોય.

૪૯૦

કહેતા હું કહે જાત હું, દેતા હું હેલા;
ગુરૂકી કરની ગુરૂ તિરે, ઔર ચેલાકી ચેલા.

૪૯૧

કબીર! હમ ઘર કિયા, ગલ કટોં કે પાસ;
કરેગા સો પાવેગા, તું કયું ફિરે ઉદાસ?

૪૯૨

એક હમારી શિખ સુન, જો તું હુવા હય શીખ;
કરૂં કરૂં તું ક્યા કહે, ક્યા ક્યા કિયા હય દેખ?

૪૯૩

જબ તું આયો જગતમે, લોક હસે તું રોય;
એસી કરની ના કરો, કે પિછે હસે કોય.

(૪૮૯) તને કોઇ ઠગી જાય, યાને દુઃખ આપવાની વેતરણ કરે, તો ભલે તેને તેમ કરવા દે, પણ તું પાછો તેને ઠગવાનો, ને દુઃખ આપવાનો વિચાર કરતો ના, કારણકે તેના ઠગવાથી અથવા દુખ આપવાની કોશિશથી તને કાંઇની દુખ આવવાનું નથી, પણ સુખજ રહેશે, પણ જો તું તેને ઠગશે યાને દુખ આપવાનો ખયાલ કર્યા કરશે, તો તને દુઃખ જરૂર આવશે.

(૪૯૦) હું (કબીર) કહુંછું ને કહી જાઉંછું, ને ચેતવણી આપુંછું કે ગુરૂ હશે તેઓ પોતાનીજ કરણીથી તરશે, ને ચેલાઓ પોતાનું કીધેલું જોશે, યાને સહુ કોઇ પોતાની કરણી મુજબ ફળ મેળવશે, બીજાનાં કીધાથી કોઇને કશું થવાનું કે થતું નથી, પણ સહુ કોઇ પોતા-નીજ કરણીના પરિણામો ભોગવે છે અને ભોગવશે

(૪૯૧) કબીરનું રેહવાનું ઘર ખાટકી વાડમાં હતું, તેથી કોઇએ તેવણને સવાલ કીધો કે, તમો એવા નેક પુરૂષ થઇને, કસાઇઓની પાસે કાય રહોછો? તેને કબીરે જવાબ દીધો કે ભાઈ, મારે એમાં શું છે જે કોઈ (કસઇનું કામ) કરશે તે ભરશે, હું ત્યાં રહુંછું છતાં તે કામ કરતો નથી, માટે તું શા માટે મારે સારૂ ફિકર કરે છે?

(૪૯૨) તું મેહતાજી થઇને બધાને શિખામણ દેવા નિકળયો છે, તો હું તુંને એક વાત કહુંછું તે તું સાભળ, કે, "કર કર" એવું મોહડાનું બોલવાનું મુકી દે, પણ શું શું તે કીધું છે તેનો વિચાર કર, અને ફરી તેવા (નઠારા) કામો ન થાય, તેની સંભાળ રાખ

(૪૯૩) જયારે તું આ જગતમાં આવ્યો, યાને તું જનમયો, ત્યારે લોકો ખુશી થયા, ને હસવા લાગ્યા, ને તું તે વેળા રડતો હતો, પણ હવે તું એવી કરણી ના કરતો કે જેથી લોકો તારી પછવાડે, યાને તારા મરણ બાદ હસતા બેસે!

## નેક કરણીથી જ ખુદા મળે છે.

૪૯૪

જૈસી કથની મે કથી, તૈસી કથૈ ન કોય,
કરનીસે સાહેબ મિલે, કથની જુઠી હોય.

૪૯૫

સબી રસાયન મૈ કરી, હરિ સા ઓર ન કોય,
રતિ એક ઘટમે સચરે, સબ તન કંચન હોય.

૪૯૬

ના કછુ કિયા ન કર શકા, ન કરને જોગ શરીર,
જો કછુ કિયા સો હરિ કિયા, તાતે ભયે કબીર.

૪૯૭

સાચ બરાબર તપ નહિં, જુઠ બરાબર પાપ
જાકે હ્રદય સાચ હય, તાકે હ્રદય આપ

(૪૯૪) જે હું કહું છું, તેવું તને બીજો કોઇ કહેશે નહિ; તે એ છે કે (નેક) કરણીથી જ ખુદા મળે છે, ખાલી મોહડાંના પટપટારાથી કાંઇ વળતું નથી.

(૪૯૫) મેં દરેકે દરેક ચીજને, વિદ્યાની નજરથી તપાસી, ને બધી જાતનું કિમિયુંબી કરી જોયું, પણ ખુદાથી કાંઇ વધતું હોય એવું મેં કાંઇ દીઠું નથી; તેની (ખુદાની) એક રતીબી, જો માણસનાં હેયાંમાં પસરી જાય, તો તેનું આખું શરીર સોનાનું થઇ જાય, યાને બધુ એ સુખ તેને મળે.

(૪૯૬) ખુદા વગર, આ શરીર (માત્ર) કાંઈ કરી શકયું નથી, ને કાંઇ કરી શકવાનું નથી, કારણ તેનામાં એવી (કરવાની) શકતી છેજ નહિ; જેબી કાંઈ થયું છે યા થાય છે, તે ખુદાથીજ થયલું હોય છે, અને હું (કબીર) જે ખુદાનો બંદો થયોછું તેબી, ખુદાની મેહેરબાનીથીજ, અર્થાત, દુનિયવી ચીજોનો ખ્યાલ છોડી જયારે ખુદાને જ પકડવાનો મેં પુર્ણ વિચાર કીધો, ને તે મુજબ કરણી કરવા લાગ્યો, ત્યારે મને ખુદા મળ્યો, ને તે પરમસુખ હાથ આવ્યું.

(૪૯૭) સત્ય (Truth)ની જેની તપ કોઇ નથી, ને જુઠાં જેવું પાપ બીજું એકે નથી, જેનાં હેયાંમા સાચવત હોય, યાને જે કોઈ વિચારમાં, બોલનામા સાચો હોય યાને જેવું બોલે તેવું કરતો હોય, અને જેનું મન પણ હંમેશા નેક વિચાર કરતું હોય (ટુંકમાં, જેની મનશની ગવશની ને કુનશની એકસરખી હોય) તે માણસમા ખુદા પ્રગટ થઇને રહેલા હોય છે. યાને તે માણસ ખુદાને પુગી શકે છે. (Truth is God, God is Truth—Christ)

પઢિંતાઈ (Head-learning) વિષે

## શાસ્ત્ર (માત્ર) ભણ્યાથી ધર્મગુરૂ યા પંડિત થવાતું નથી.

૪૯૮

બ્રાહ્મન ગુરૂ જગતકે, સંતનકે ગુરૂ નાહિ;
ઉલટ પલટ કર ડુબયા, ચાર બેદકે માહિ.

૪૯૯

ચાર બેદ પઢનો કરે, હરિસે નાહિ હેત;
માલ કબીરા લે ગયા, પંડિત ઢુંઢે ખેત

૫૦૦

પઢિ ગુનિ પાઠક ભયે, સમજાયા સબ સંસાર,
આપન તો સમજે નહિ, વ્રથા ગયા અવતાર.

૫૦૧

પઢિ ગુનિ બ્રાહ્મન ભયે, કિર્તી ભઈ સંસાર
બસ્તુકી સમઝન નહિ, જ્યુ ખર ચંદન ભાર.

૪૯૮ જે બ્રાહ્મણ યાને ધર્મગુરુ, વેદ (ધર્મશાસ્ત્રો) ના શબ્દોની ઉપરજ ગમ્યા કરતો હોય, યાને માત્ર મોહોડેથી ભણી જાણે, પણ તેનો ભેદ શું છે તે સમજતો ન હોય તે બ્રાહ્મણ, સાધારણ લોકોને માટે હોય છે, પણ તે સાધુ પુરુષોનો ગુરુ થઇ શકતો નથી, યાને આગળ વધેલા જીવો, જેઓ ખુદાને શોધવાને મથી રહ્યા હોય તેઓને, એવા ધર્મગુરુઓ કાંઇ સમજાવી શકે નહિ

૪૯૯ એવો ધર્મગુરુ, ચારો વેદ (ધર્મના શાસ્ત્રો) સારી પેઠે ભણી જાણે, પણ તેનું મન કાંઇ ખુદાપર લાગેલું હોતું નથી, શાસ્ત્રમાં જે ખરૂં તત્વ છે તે તો કબીર જેવા માણસો ગ્રહણ કરી લે છે, જ્યારે પંડિત તેની શોધ ખેતરમાં કર્યા કરે છે,—અર્થાત ધર્મનો ભેદ સમજતા ન હોવાથી તેઓ ખુદાને પોતાની બાહેર શોધતા ફરે છે

(૫૦૦) શાસ્ત્રો ભણી ગણીને પંડિત થાય, ને લોકોને સંસાર વિષે સમજાવે, પણ તેની ખરી સમજ પોતાને ન હોવાથી પોતાનો જન્મ બરબાદ જાય છે, તેની શુદ્ધિ હોતી નથી

(૫૦૧) પુસ્તકો ભણી ગણીને બ્રાહ્મણ થાય, ને સંસારના લોકો તેની વાહવાહી ગાય, પણ જેમ ગધેડાને, તે પીઠપર લાદેલી વસ્તુ શું છે તેની ખબર હોતી નથી તેમ, આ પંડિતજીને શાસ્ત્રની ગુપ્ત મતલબ શું છે તેની કશી સમજ હોતી નથી

૫૦૨

પઢત ગુનત રોગી ભયે, બઢયા બહોત અભિમાન;
ભિત્તર તાપ જગતકી, ઘડિ ન પડતી શાન

૫૦૩

પઢે ગુને સબ બેદકો, સમજે નહિ ગમાર;
આશા લાગી ભરમકી, જ્યું કરોલયાકી જાર.

૫૦૪

પડિત પઢને બેદકો, પુસ્તક હસતિ લાડ;
ભક્તિ ન જાની ગમકી, સબે પરિક્ષા બાદ.

૫૦૫

પઢને ગુનતે જનમ ગયો, આશા લાગી હેત;
બોયા બીજ કુમતને, ગયાજ નિર્દેવ ખેત.

(૫૦૨) તે તો માત્ર શાસ્ત્રો ભણીને લાહેર થયો હોય છે, ને પોતાની લાહેરી (મગરૂબાઇ) લોકો આગળ દેખ-ડાવયા કરતો હોય છે, પણ તેના હૈયામાં તો જગતની ચીજોના પ્યાલો, ને તે મેળવવાની ઇચ્છાઓ ભરેલી હોય છે, ને તેઓમાથી તેનું ધ્યાન જરાએ બાહેર નિકળતું હોતું નથી.

(૫૦૩) વેદો (શાસ્ત્રો) ને ઘણા સારી રીતે વાચી, યા મોહોડેથી બોલી જાય, પણ તેમનો ભેદ શું છે તેની, તે મુરખ્ખને સમજ હોતી નથી, કારણકે દુનિયાંના લોકોની માફક, તેને પણ બધી જાતની આશાઓ અને વેહમો રહેલા હોય છે, અને કરોળીઆની પેઠે, તેની ઉપર માયાના બંધણો ફરી વળેલા હોય છે

(૫૦૪) જ્યારે તે વેદ વાચવા બેસે છે, ત્યારે તે પુસ્તક તેની હસી કરે છે, ને જાણે બોલતી હોય તેમ કહે છે કે, પડિંતજી! તમે બધી પરિક્ષા પસાર કીધી! પણ ખુદાની ભક્તિ તે શું, તે કેમ થાય, એ તમે હજુર જાણ્યું નથી!

(૫૦૫) શાસ્ત્રો ભણતા ને સમજાવતા તારો આખો જનમ્ કાઢયો, પણ તારા મનમા તો તારા પોતા વિષેજ વિચાર રહેલા છે, ને ખુદા તો છેજ નહિં, ત્યારે કબીર કહે છે કે એવા બેવકુફો ખરા તત્વને ગમાવીને, પોતાનાં ખેતરને ફળ વિનાનું રાખે છે, યાને તેઓ ખરૂં સાર્થક કરી શકતા નથી.

## શાસ્ત્ર ભણ્યાથી અને બાહેરનાં દેખાવો કર્યાથી કાંઈ ખુદા મળતો નથી.

૫૦૬

સસંસ્કૃતહિ પંડિત કહે, બહોત કરે અભિમાન,
ભાષા જાનકે તર્ક કરે, સો નર મુંઢ અગાન

૫૦૭

આતમ્ દ્રષ્ટ જાને નહિં, નાહવો પ્રાત: કાલ,
લોક લાજ લિયો રહે, લાગો ભરમ કપાલ

૫૦૮

તિરથ વ્રત સંયમ કરે, ઉંડે પાની નહાય,
રામ નામ નહિં જપે, કાલ ગ્રાસે જાય

૫૦૯

કાશી કાંઠે ઘર કરે, નહાવે નિર્મલ નીર,
મુકત્ નહિ હરિનામ બિન, યુ કહે દાસ કબીર.

૫૧૦

મછિયા તો કુલ(ધયા, બસે હુય ગંગા તીર,
ધોવે કુવધ ન જાય, રામ ન કહે શરીર

(૫૦૬) વારે વારે મોટા મોટા સંસ્કૃત બોલો બોલીને પંડિતજી મોટાઇ દેખાડયા કરે કે મારા જેવો હુશિયાર કોઇ નહિં, પણ કબીર કહે છે કે, માત્ર ભાષા જાણીને જે ખોટી ખોટી તર્કો કરે તે માણસ મુરખ અને અજ્ઞાની છે.

(૫૦૭) આત્મિક (Spritual Eye) દ્રષ્ટી શું છે તે પંડિત જાણતો ન હોવાથી, સહવારે ઉઠી નાહવું ધોવુ બધુએ કરે, ને લોક લાજ રાખીને બાહેરની ક્રિયાઓ ને રેવાજો પાળ્યા કરે, ને એટલું કરી સમજે કે હું હવે પવિત્ર થયો છુ, પણ કબીર કહે છે કે એ તેના માત્ર ખોટા વેહેમો છે.

(૫૦૮) તિર્થો કરે, વ્રત પાળે, ને ઉંડા પાણીમા નહાવુ ધોવું બધુએ કરે, પણ રામ (ખુદા)ના નામની જપ કેમ કરવી તે ખબર ન હોવાથી, પંડિતજી કાગને હાથ સપડાયા કરે

(૫૦૯) કાશીને કાંઠે ઘેર કરીને રહે જે ગંગા નદિના પવિત્ર પાણીએ શરીર સાફ થાય, પણ, કબીર કહે છે કે જ્યાસુધી ખુદાનું નામ હૈયે પેસે નહિ, ત્યાસુધી તેને મુકિત મળતી નથી

(૫૧૦) ગંગા જેવી પવિત્ર નદીમા માછલી રેહવા છતા તે વાસથી ભરપૂર હોય છે, અને ગમે એટલી ધોવાથી તેનો ખરાબ વાસ જતો નથી તેમ, ગંગામા માત્ર શરીરને ધોવાથી તે કાંઇ "ખુદા ખુદા" બોલવાનુ નથી, યાને મનનો મેળ કાઢયા વિના માત્ર શરીરને પવિત્ર કરવાથી કાંઇ વળતુ નથી.

૫૧૧

જપ તપ તિરથ સબ કરે, ઘડિ ન છાંડે ધ્યાંન;
કહે કબીર ભક્તિ બિનાં, કબૂ ન હોય કલ્યાંન.

૫૧૨

કો એક બ્રાહ્મન મશકરા, વાકો ન દિજે દાંન;
કુટુંબ સહિત નર્કે ચલા, સાથ લિયે જજમાંન.

૫૧૩

કબીર! પંડિતકી કથા, જૈસી ચોરકી નાવ;
સુન કર બૈઠે આંધલા, ભાવે તહાં બિલમાવ.

(૫૧૧) જપ, તપ અને તિર્થ બધુંએ તે કરે, પણ તેનું ધ્યાંન તો દુનિયાંની ચીજોમાંથી જરાએ બહાર નિકળે નહિ, ત્યારે તેનું કામ કેમ સરે? કબીર કહે છે કે, જ્યાંસુધી માણસ હૈયાંનાં હેતથી ખુદાને ભજતો નથી, યાને બિનસ્વાર્થે તેની સેવા કરતો નથી, ત્યાંસુધી તેનું ખરૂં કલ્યાણ થતું નથી.

(૫૧૨) જે બ્રાહ્મણ દગાબાજ હોય, યાને બ્રાહ્મણનાં સદગુણો ધરાવતો ન હોય, ને ખરા આચાર વિચાર પ્રમાણે ચાલતો ન હોય, તેવા ધર્મગુરૂને કબીર કહે છે કે, તમારે ત્યાંની ધર્મક્રિયા કરવાનું કામ સોપતાં ના; એવા બ્રાહ્મણોની ક્રિયા કામ આવતી નથી; કારણકે તે પોતે નર્કનો રસ્તો લેવાવાળો છે, તેથી પોતાનાં જજમાનોનેબી ત્યાં (દોજખમાં) સાથે લઇ જવાનો.

(૫૧૩) એ કબીર! પંડિતની કથા સાંભળવી, ને ચોરની હોડીમાં આંધળાનું બેસવું એ બન્ને સરખાં છે; આંધળો માણસ માત્ર કાંનથી સાંભળીને તે હોડીમાં બેસે છે, પણ તે હોડી તેને ક્યાં લઇ જાય છે તેની, તે બિચારાને કાંઇ ખબર હોતી નથી, તેમજ પુસ્તક પંડિતની કથા સાંભળનારને પંડિત કયાં લઇ જાય છે, તેની સમજ હોતી નથી, તે તો પેલા આંધળાની માફક બેઠો બેઠો સાંભળ્યા કરે છે, પણ તેનો મર્મ કાંઇ સમજતો નથી.

## હૈયુ પવિત્ર થયા વિનાં, (માત્ર) મગજની કેળવણીથી જીંદગીનુ સાર્થક થતુ નથી.

Head learning without heart doctrine does no real good

૫૧૪

કાન ક્રોધ મદ લોભકી, જબલગ મનમે ખાન
તબલગ પંડિત મુરખહિ, કબીર એક સમાન

૫૧૫

પઢ પઢ ઔર સમજાવહિ, ન ખોજે આપ શરીર,
આપહિ સંશયને પડા, યુ કહે દાસ કબીર

૫૧૬

ચતુરાઇ પોપટ પઢિ, પડા સો પિંજર માહિ
ફિર પરબોધ ઓરકો, આપન સમજે નાહિ,

૫૧૭

એરિગુન ગાવે હરખકે હિરદે કપટ ન જાય
આપન તો સમજે નહિ, ઓરહિ જ્ઞાન સુનાય

૫૧૮

ચતુરાઈ સુને પઢે, જ્ઞાનકા જનમ ગમાયા
ભાવ ભક્તિ સમજે નહિ, જાનપનો જન જાયો.

(૫૧૪) જ્યાસુધી, પંડિતના મનમા, કામ એટલે ઇંદ્રિઓના વિષયો ભોગવવાની ઇચ્છાઓ, ગુસ્સો, જુસ્સાઓ, અને (દુનિયવી ચીજોનો) લોભ એ બધા રહેલા છે, ત્યાંસુધી પંડિતજી અને તેમની કથાના સાંભળનારા (મુરખ) લોકો બન્ને એક સરખાજ છે

(૫૧૫) પુસ્તકો વાચી વાચીને, બીજાઓને તે કહી સમજાવે, પણ પોતાના શરીરમા શુ ભરેલુ છે તે કાંઇ જોતા નથી, યાને "પોતે કોણ છે?" ખુદાકયાં છે? તે માટે પંડિતજી પોતેજ શકમંદ હોય છે, યાને તે વિષે તે તદ્દ્ન અજ્ઞાન હોયછે

(૫૧૬) તે તો પોપટની માફક બોલતા ને મોહડાની ચતુરાઇ કરતા શીખ્યો છે પણ પાપટની મિશાલ પાંજરામા કેદ પડેલો હોય છે, યાને માયાની જાળમા ફસેલો હોય છે ને પોતે સમજ્યા વગર બીજાઓને સમજાવ સમજાવ કરે છે

(૫૧૭) મોહોડાથી ખુદાની તારીફ ઘણી ઘણી કરે પણ હૈયામાથી કપટ જાય નહિ યાને હૈયુ તો મેલુજ રાખે એવી રીતે શાસ્ત્રમા કહેના શિક્ષણ પ્રમણે પોતે કરે નહિ, ને બીજાઓને શાસ્ત્રો સમજાવે

(૫૧૮) ત્યારે કબીર કહે છે કે—એવી ખાલી ચતુરાઇ ચુલે પડી જાવ, ને એવા મોહોડાના જ્ઞાનને જમ આવીને ખાઇ જાય, તો સરૂ થાય જેનુ મન ખુદા તરફ લાગેલુ ન હોય ને ખુદાની સેવા કેમ કવી તે સમજતો ન હોય, તેની એવી ચતુરાઈ અને પુસ્તક જ્ઞાન શા કામના? તે બળી જાય તો ઘણુ સારૂ

**ભણી ગણીને લાહેર થયલા તો ઘણુંએ હોય છે, પણ ઇંદ્રિઓ જીતેલો પુરૂષ તો કોઇક જ હોય છે.**

૫૧૯

લીખના પઢના ચાતુરી, એ સબ બાતા સહેલ,
કામ દહન મન વશકરન, ગગન ચઢન મુશકેલ

૫૨૦

ગ્નાની ગાથા બહુ મિલે, કવી પંડિત અનેક,
રામ રતા ઓર ઇંદ્રિ છતા, કોટી મધે એક.

૫૨૧

તારા મંડલ બેસકે, ચંદ્ર બડાઇ ખાય,
ઉદય ભયા જબ સુર્યકા, સબ તારા છુપ જાય.

૫૨૨

કુલ મારગ છોડા નહિ, રહા માયામે શોહ,
પારસ તો પરસા નહિં, રહા લોહાકા લોહ

(૫૧૯) લખવું, ભણવું, ને મોહોડાંની ચતુરાઈ કરવી એ બધી ચાલે સેહેલાઇથી થઈ શકે છે, પણ કામ એટલે ઇંદ્રિઓનાં વિષયો ભોગવવાની (desire for life of senses) ઇચ્છાઓ પોતામાથી કાહડી નાખવી, મનને તાબામાં લેવું, અને આસમાને ચહડવું યાને ખુદાનો મળાપ કરવો, એ કામ બહુંજ મુશકેલ છે.

(૫૨૦) મોહોડેથી જ્ઞાનની વાતો કરનાર તો ઘણાએ મળે છે, કવી અને પડિંત થયલા પણ અનેક હોય છે; પણ પોતાની છએ ઇંદ્રિઓપર જીત મેળવી તેઓને, ખુદાનાંજ વિચારમા રોકી રાખે એવો માણસ તો કરોડોમા એકાદજ હોય

(૫૨૧) રાત્રે તારાઓની વચ્ચે ચંદ્ર બેસીને વડાઇ લે છે કે હું આ મડળનો સરદાર છુ, પણ જેવો સુર્ય નારાયણ ઉગવા માડે છે, કે તારાઓ અદ્રશ્ય થઇ જાય છે, ને ચંદ્રમાનો પ્રકાશ જતો રહે છે, તેમજ પુસ્તક-પડિંતની પડિંતાઇ પણ અભણ માણસો આગળજ ચાલી શકે છે, પણ જ્ઞાની પુરૂષો સામે તે ચાલતી નથી

(૫૨૨) શાસ્ત્રો ભણયા, પણ બદફેલી કરતા તો અટક્યો નહિં, ને માયામાજ મન ભરાઈ રહેલું, ત્યારે કબીર કહે છે, જેમ લોઢાને પારસ મણી લાગનો નથી ત્યાસુધી લોઢાંનુ સોનુ થઈ શકતું નથી તેમ, જયાસુધી તેનું મન ખુદાપર લાગતું નથી ત્યાંસુધી માણસ પવિત્ર થઈ શકતો નથી.

ભણી ગણીને લાહેર થયલા તો ઘણાંએ હોય છે,
પણ ઇંદ્રિયો જીતેલા પુરૂષ તો કોઇકજ હોય છે.

૫૨૩

પોથી પઢ પઢ જગ મુવા, પડિંત ભયા ન કોય;
અઢાઈ અક્ષર પ્રેમકા, પઢે સો પડિંત હોય.

૫૨૪

આત્મ તત્ જાને નહિં, કોટી કથે જ્ઞાન;
તારે તિમર ભાગે નહિ, જબલગ ઉગે ન ભાંન.

૫૨૫

મેં જાનું પઢવો ભલો, પઢનેસે ભલો યોગ;
રામ નામસે દિલ મિલા, ભલેહિ નિંદે લોગ.

૫૨૬

સમજનકા ઘર ઓર હય, ઓરોકા ઘર ઓર;
સમજ્યા પિછે જાનિયે, રામ બસે સબ ઠોર.

૫૨૭

અજહું તેરા સબ મિટે, જો ગુરૂ મુખ પાવે ભેદ;
પડિંત પાસ ન બેઠિયે, એક ન સુનિયે બેદ.

(૫૨૩) પુસ્તકો વાંચી વાંચીને જગતનાં ઘણા લોકો મરી ગયા, પણ ખરો પડિંત કોઇ થતો નથી; જે કોઇ, (અઢી અક્ષરના) પ્રેમ શબ્દને ગોખી–વાંચી જાણતો હોય, તે માણસજ પડિંત યાને ખરો જ્ઞાની થઇ શકે છે.

(૫૨૪) ઘણી ઘણી જ્ઞાનની વાતો કરે, પણ તેમાં ખરૂં તત્વ શું છે (આત્માં શું છે) તે જયાંવેર જાણે નહી, ત્યાવેર તેનું અજ્ઞાનપણું દુર થતું નથી. જ્યાંસુવી સુરજ ઉગતો નથી, ત્યાંસુધી તારાઓનું અંધારૂં જતું નથી તેમ, ખરૂં આત્મજ્ઞાન માણસને સંપાદન થતું નથી, ત્યાંસુધી તેની જિંદગીનું ખરૂં સાર્થક થતું નથી.

(૫૨૫) કબીર કહે છે કે:—પેહેલ્લાં હું એમ જાણતો હતો, કે શાસ્ત્ર ભણુયા કરવાં એજ ભલું છે, પણ પછી મને માલમ પડયું કે શાસ્ત્ર ભણુવાનાં કરતાં યોગ (yoga) કરવો વધું સારો છે. હું તે યોગ કરતા શીખ્યો ત્યારે હવે મારૂ દીલ ખુદા સાથે મળી ગયું છે તેથી હવે મારી કોઈ નિંદા કરે તેની મને પરવા નથી.

(૫૨૬) સમજદાર માણસની વાત એક છે, ને અણુ-સમજુ લોકની વાત બીજીજ છે, જે કાઇ સમજુ માણસ થયો છે, યાને જેને જ્ઞાન થયું છે તે તો પછી, ખુદાને બધે ઠેકાણે રહેલો જુવે છે ને જાણે છે.

(૫૨૭) એવા જાણકાર ગુરૂની પાસે તુ જાય, તો તેની પાસે તુને ભેદ મળે, અને તારી જંજાળોનો છેડો તુરતજ આવી જાય, માટે હું કબીર કહુંછું કે પુસ્તક પડિંત જેવા માણસની પાસે બેસીને વેદ સાભળતો ના, કારણકે તેમાં તારૂ કાઇ સાર્થક થવાનું નથી.

 ભણી ગણીને લાહેર થયેલા તો ઘણાએ હોય છે,
પણ ઇંદ્રિઓ જીતેલા પુરૂષ તો કોઇકજ હોય છે.

૫૨૩

પોથી પઢ પઢ જગ મુવા, પંડિત ભયા ન કોય;
અઢાઈ અક્ષર પ્રેમકા, પઢે સો પંડિત હોય

૫૨૪

આત્મ તત્ જાને નહિ, કોટી કથે જ્ઞાન;
તારે તિમર ભાગે નહિ, જબલગ ઉગે ન ભાન!

૫૨૫

મે જાનું પઢનો ભનો, પઢનેસે ભલો યોગ,
રામ નાનસે દિલ મિલા, ભલેહિ નિંદે લોગ.

૫૨૬

સમજનકા ઘર ઓર હય, ઔરોકા ઘર ઓર,
સમજ્યા પિછે જાનિયે, રામ બસે સબ ઠોર.

૫૨૭

અજહુ તેરા સબ મિટે, જો ગુરૂ મુખ પાવે ભેદ,
પંડિત પાસ ન બેઠિયે, બેક ન સુનિયે બેદ

ભણી ગણીને લાહેર થયલા તો ઘણુંએ હોય છે,
પણ ઇંદ્રિયો જીતેલો પુરૂષ તો કોઇકજ હોય છે.

(૫૨૩) પુસ્તકો વાંચી વાંચીને જગતનાં ઘણા લોકો મરી ગયા, પણ ખરો પંડિત કોઇ થતો નથી; જે કોઇ, (અઢી અક્ષરના) પ્રેમ શબ્દને ગોખી-વાંચી જાણતો હોય, તે માણસજ પંડિત યાને ખરો જ્ઞાની થઇ શકે છે.

(૫૨૪) ઘણી ઘણી જ્ઞાનની વાતો કરે, પણ તેમાં ખરૂં તત્વ શું છે (આત્મામાં શું છે) તે જ્યાંવેર જાણે નહી, ત્યાંવેર તેનું અજ્ઞાનપણું દુર થતું નથી. જ્યાંસુધી સુરજ ઉગતો નથી, ત્યાંસુધી તારાઓનું અંધારૂં જતું નથી તેમ, ખરૂં આત્મજ્ઞાન માણસને સંપાદન થતું નથી, ત્યાંસુધી તેની જિંદગીનું ખરૂં સાર્થક થતું નથી.

(૫૨૫) કબીર કહે છે કેઃ—પેહેલલાં હું એમ જાણતો હતો. કે શાસ્ત્ર ભણુવા કરવાં એજ ભલું છે, પણ પછી મને માલમ પડયું કે શાસ્ત્ર ભણુવાનાં કરતાં યોગ (yoga) કરવો વધું સારો છે. હું તે યોગ કરતાં શીખ્યો ત્યારે હવે મારૂં દીલ ખુદા સાથે મળી ગયું છે તેથી હવે મારી કોઇ નિંદા કરે તેની મને પરવા નથી.

(૫૨૬) સમજદાર માણસની વાત એક છે, ને અણસમજુ લોકની વાત બીજીજ છે, જે કોઇ સમજુ માણસ થયો છે, યાને જેને જ્ઞાન થયું છે તે તો પછી, ખુદાને બધે ઠેકાણે રહેલો જુવે છે ને જાણે છે.

(૫૨૭) એવા જાણુકાર ગુરૂની પાસે તું જાય, તો તેની પાસે તુને ભેદ મળે, અને તારી જંજાળોનો છેડો તુરતજ આવી જાય; માટે હું કબીર કહુંછું કે પુસ્તક પંડિત જેવા માણસની પાસે બેસીને વેદ સાંભળતો ના, કારણકે તેમાં તારૂં કાંઇ સાર્થક થવાનું નથી.

રંદૂર ભણી ગણીને લાહેર થયલા તો ઘણાંએ હોય છે,
પણ ઇંદ્રિઓ જીતેલા પુરૂષ તો કોઈકજ હોય છે.

પ૨૮

કબીર! એ સંસારકુ, સમજાવું કંઇ બાર;
પુછ જ પકડે લે શકો, ઉતરા ચાહે પાર.

પ૨૯

રાશ પરાઈ રાખતાં, ખાયા ઘરકા ખેત;
ઔરોકું પરમોધતાં, મુંહપે પડસી રેત.

પ૩૦

મન મથુરા, દિલ દ્વારકા, કાયા કાશી જાન;
દસમેં દ્વારે હય દેહરા, તામેં જોત પિછાન.

પ૩૧

હરિ હિ સબકો ભજે, હરકો ભજે ન કોય;
જબ લગ આશ શરીરકી, તબ લગ દાસ ન હોય.

(૫૨૮) હું (કબીર) આ સંસારનાં લોકોને કંઇક વખત સમજાવ સમજાવ કર્યાં કરૂં છું, કે ભાઇઓ, તમે બેંગનુ પુછડું પકડીને નદીને પાર તરી જવા માગો છો તે કેમ બને!

(૫૨૯) પોતાનાં ખેતરને પડતું મુકીને, જે કોઇ બીજાનાં ખેતરની રખેવાળી કરવા જાય છે, તેનું ખેતર નાશ પામી જાય છે તેમ, જે કોઇ પોતાનું કામ કરવાનું મુકીને, બીજાને સમજાવા જાય છે તે માણસનાં મોહડાંપર ધુળજ પડે છે, અર્થાત—શાસ્ત્રનો ખરો મર્મ જાણે નહિં, અથવા જાણતા છતા, તે મુજબ આચરણ કરે નહિં, તે બીજાઓને બોધ શું આપવાનો હતો, યાને કેમ સુધારી શકે?

(૫૩૦) તારૂં શરીર તે કાશી (ગામ) છે, તારૂં મન મથુરા છે, ને તારૂં દિલ યાને હૈયુ (Heart) તે તારૂં દ્વારકા યાને પવિત્ર ધામ છે, તેમા રહેલા દશમા દરવાજો છે તેમાં, તારી જોત યાને ખુદા છે તેને તું શોધ.

(૫૩૧) ખુદા જ બધાની ચાકરી કર્યા કરે છે, પણ કોઇ ખુદાની ચાકરી કરતુ નથી, જ્યાસુધી માણસને પોતાના શરીરનો ખ્યાલ, અને તેને લગતા સુખો મેળવવાનો વિચાર થયા કરે છે, ત્યાસુધી તેનાથી ખુદાનો બંદો થવાતું નથી, ને ખુદા તેને મળતો નથી.

## अज्ञानी विषे.

अज्ञानीओनी संगत करतो नः

५३२

उजड घरमे बेठके, किसका लिजे नाम?
साकुंथ के संग बेठके, क्युं कर पावे राम?

५३३

साकुंथ साकुंथ कहा करो, फिट साकुंथ को नाम;
तेहिसे सुवर भलो, चोखो राखे गाम.

५३४

हरिजनकी कुतिया भलि, बुरी साकुंथकी माय;
वोह बेठी हरिगुन सुने, वा निंदा करत दिन जाय.

५३५

हरिजनकी लाता भली, बुरी साकुंथकी बात;
लातो मे सुख उपजे, बाते ईज्जत जात.

५३६

साकुंथ भले हि सरज्या, पर निंदा करंत;
परको पार उतारके, आपहि नर्क परंत.

(૫૩૨) માણસ વગરના, વેરાન થયેલા ગામમાં આપણે જઇએ તો ત્યાં કોણને નામ દઇને બોલાવીએ? ને અજ્ઞાની સાથે દોસ્તી કરી બેઠા હોઇએ તો આપણને, ખુદા કેમ મળે?

(૫૩૩) જેઓ અજ્ઞાની છે, અને ગામની તારીમારી કરનારા છે, યાને જેઓ બેઠા બેઠા બીજાઓની નિંદા, કરેછે તેઓપર ફિટકાર જ હોજો, કારણકે, તેઓના કરતા તો સુવર (ડુક્કર) ભલો ગણાય, કે જે ગામનો ગલિચ પદાર્થ ખાઈ જઇને, ગામને ચોખ્ખુ કરી નાખે છે, જ્યારે નિંદા કરનારા ગામની ગલિચી વધારનારા છે, યાને પાપનો વધારો કરેછે

(૫૩૪) હરિજનની કુતરી ભલી, પણ અજ્ઞાનીની માતા ખોટી, કારણકે પેલી કુતરી, હરિજનને ત્યા ખુદાનાં કિર્તનો અને કથા થાય છે તે તો સાભળે છે, પણ પેલા અજ્ઞાનીને ત્યા તો સારો દિવસ ગામની નિંદા કરવામાજ પસાર થાય છે

(૫૩૫) હરિજનની લાત ખાવી યાને કાઇ ઠપકો ખાવો એ સારૂ છે, પણ અજ્ઞાન માણસોની વાતો સાભળવી એ નઠારી, કારણકે હરિજનની લાત ખાવાથી, આપણને સુખ મળે છે, જ્યારે અજ્ઞાનીની વાતોથી આપણી ઇજ્જત જાય છે.

(૫૩૬) કબીર કહે છે કે, જે અજ્ઞાની માણસો બીજાવોની નિંદા કરતા રહે છે, તેવા માણસો દુનિયામા પેદા થડેલા સારા, કારણકે તે બીજાવોની નિંદા કરીને તેઓના પાપ ધોઇ નાખે છે, અને તે પાપો પોતાને માથે લઇ નર્કનો રસ્તો પકડે છે અર્થાત, કોઇની નિંદા કરવી તે પાપ ધોવા બરાબર છે.

## અજ્ઞાનીને ખોટી ચીજો જ ગમે છે.

૫૩૭

જે રીતી સંતો તજે, મુઢ તાહિ લલચાય
નર ખાય કર ડારે, તો સ્વાન સ્વાદ લે ખાય

૫૩૮

હરિજન આવત દેખકે, મોહડો સુક ગયો,
ભાવ ભક્ત સમજ્યો નહિ, મુરખ ચુક ગયો

૫૩૯

મખિયા ચંદન પર હરે, જહા રસ મિલે તહા જાય
પાપી સુને ન હરિ કથા, ઉંઘે કે ઉઠ જાય

૫૪૦

ભક્ત્ ભગવંત એક હય, બુજત નહિ અજ્ઞાન
શિસ ન નાવે સંતકો, બહોત કરે અભિમાન

(૫૩૭) જે જે (ખોટી) રીતો સાધુસંત પમલા પુરુષોએ છોડી દીધી, તે તે રીતોથી મુરખ માણસો લલચાઈ જાય છે, ને જેમ માણસ, પોતાનાં ભોજનમાંનું બાકી વધેલું (એઠું) બાહેર ફેંકી દે છે, તેને કુતરાંઓ આવી ઉપાડી લે છે, તેમ જે ચીલોને ડાહ્યા પુરુષો, ખોટી સમજી છોડી દે છે તે તે ચીલોને મુર્ખ લોકો ખુશીથી ઉપાડી લે છે.

(૫૩૮) હરીજન (એટલે ખુદાના બંદા)ને આવતાં જોઇને જેનું મોહોડું સુકાઇ જાય તે માણસ, કબીર કહે છે કે ખુદા તરફની ભાવ ભક્તિ શું છે, તે વિષે કાંઇ સમજતો જ નથી, તેથી તે મુરખ માણસ પોતાના હાથમાં આવેલી તક ગમાવે છે.

(૫૩૯) માંખીને સુખડનો વાસ ગમતો નથી, પણ જ્યાં રસવાળી દુર્ગંધની ચીજ હોય તે ઉપર જ જઇ બેસે છે તેમ, જેનાં મનમાં પાપીજ રમ્યા કરતાં હોય છે તેને, ખુદાની વાતો કે કિર્તન થતાં હોય તે જગ્યા ગમતી હોતી નથી, પણ જો ત્યાં તેનાંથી અચાનક આવી જવાયું હોય તો, તે ત્યાં ઉંઘવા માડે છે, અથવા તો ત્યાંથી ઉઠીને ચાલતી પકડે છે.

(૫૪૦) ખુદાને પિછાણનાર સાધુપુરૂપ, અને ખુદા એકજ છે, એ વાતની સમજ અજ્ઞાનીને હોતી નથી, તેથી તે સાધુસંતને માન આપવાનું અને માથું નમાવાનું હલકું સમજે છે, ને પોતાનાં મનમાં બહુ ગર્વ રાખે છે,

૫૪૧

પુર્વ જનમકે ભાગસે, મિલે સતકો જોગ,
કહે કબીર સમજે નહિ, ફિર ફિર ઈચ્છે લોગ.

૫૪૨

જહા જૈસી સગન કરે, તહા તૈસા ફલ ખાય,
હરિ મારગ તો કઠન હય, ક્યુ કર પેંઠા જાય?

૫૪૩

જ્ઞાનીકો જ્ઞાની મિલે, તબ રસકી લૂટા લૂટ
જ્ઞાનીકો અજ્ઞાની મિલે, હોય બડી માથાકૂટ

(૫૪૧) આગલા જન્મનાં કાંઈક પુન્યનાં બળથી, સાધુ-પુરૂષ સાથે આ મેળાપ થયો છે, એવું તે કાંઇ સમજતો નથી, તેથી તે સાધુપુરૂષને છોડીને, પોતાની ઇંદ્રિઓનાં વિષયોમાં જ ભમયા કરે છે.

(૫૪૨) તેનું કામ જ્યાં ઇંદ્રિઓની મોજ મજાહ ચાલતી યા મળતી હોય ત્યાં જવાનું છે, ને તેમા લિન થવાનું છે, પણ કબીર કહે છે કે, ખુદાને મળવાનો માર્ગ તો મુશ્કેલ છે, અને તેમાં તો ઇંદ્રિઓની મજાહો તજવી પડે છે, ત્યારે તે અજ્ઞાની તેમા કેમ દાખલ થઈ શકે?

(૫૪૩) જ્યાં જ્ઞાની પુરૂષો એક બીજા સાથે મળે છે ત્યાં નેક વાતો પુર ઝુટથી ચાલે છે, ને અરસપરસ ફાયદા મેળવાય છે, પણ જ્યાં જ્ઞાની પાસે એક અજ્ઞાની બેઠો તો ત્યા માથા ફુટ્ટન જ થવા કરવાનું.

## અસલ સ્વભાવ.

જેવો જેનો સ્વભાવ, તેવું તે કામ કરે.

૫૪૪

કાજલ તજે ન શ્યામતા, મુખટા તજે ન સ્વેત;
દુરિજન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત.

૫૪૫

હરદી જરદી ન તજે, ખટરસ તજે ન આમ;
ગુનીજન ગુનકો ન તજે, ઔ ગુન તજે ન ગુલામ.

૫૪૬

દુરિજનકી કરૂના બુરી, ભલો સજ્જનકો તરાસ;
સુરજ જબ ગરમી કરે, તબ બરસનકી આસ.

૫૪૭

કછું કહાં નિંચ ન છેડીયે, ભલો ન વાકો સંગ;
પથ્થર ડારે કિચમે, તો ઉછલી બિગાડે અંગ.

૫૪૮

ખુદિયા તો ધરતિ ખમે, કાઠ ખમે વનરાય;
કઠન વચન તો સાધુ ખમે, દરિયા નીર સમાય.

## જેવો જેનો સ્વભાવ, તેવું તે કામ કરે.

(૫૪૪) જેમ કાજળ પોતાની કાળાશ છોડતી નથી, ને મોતી (Pearl) પોતાની સફેદાઇ છોડતું નથી, તેમ એક દુષ્ટ માણસ પોતાનો ખરાબ સ્વભાવ કદીપણ છોડતો નથી, અને નેક માણસ નેકી છોડતો નથી.

(૫૪૫) જેમ હળદ પોતાનો પિલાશ છોડતી નથી, ને કેશ્રી ખુશબો છોડતી નથી, તેમ નેક માણસ પોતાના નેક ગુણો છોડતો નથી, ને બુરો માણસ પોતાની બુરાઇ તજતો નથી.

(૫૪૬) દુષ્ટ માણસની કૃપા મેળવવા કરતાં, એક ભલા માણસનો ગુસ્સો ખમવો, વધારે સારો છે; કારણકે જેમ સુરજ અતી તપવાથી વરસાદ આવવાની આશા રહે છે, તેમ નેક માણસનાં કરડા સખુનોથી આખરે ફાયદો થાય છે.

(૫૪૭) નિંચ માણસને જરાબી છેડવું નહિં, અને તેની સંગતબી કરવી નહિં, કાંય જે તેથી આપણું ભલું થવાનું નથી; કાદવમાં પથ્થર નાંખે ત્યારે આપણાં આંગ ઉપર છાંટા ઉડે છે, તેવીજ રીતે નિંચ માણસની શત્રુતાઇ અને મિત્રતાઇથી આપણને નુકસાન જ થાય છે.

(૫૪૮) ખોદકામ ખમી જવું, એ જમીનનો સ્વભાવ છે, કાપ વેહેર ખમી જવું એ લાકડાંનો સ્વભાવ છે, રેળનાં પાણી ખમી જવાં એ સમુદ્રનો સ્વભાવ છે, તેમ કડણ વચનો ખમી જવાં તે સાધુનો સ્વભાવ છે, સાધારણ માણસનો નહિં, યાને સાધારણ માણસ કોઇનું બોલેલું સાંખી જતો નથી.

જેવો જેનો સ્વભાવ, તેવુ તે કામ કરે

૫૪૯

તરવર કદી ન ફલ ભખે, નદી ન સંચે નીર,
પરમારથ કે કારને, સંતો ધરે શરીર

૫૫૦

તરવર, સરવર સંતજન, ચોથા બરસે મેહ,
પરમારથ કે કારને, ચારો ધર્યા દેહ

૫૫૧

ચંદા સુરજ ચલત ન દિસે, બઢત ન દિસે બેલ
એન્જિન હર ભજતા ન દિસે, એ કુદરતકા ખેલ

૫૫૨

સાધ સતી ઓર સુરમા, ગ્યાની ઓર ગજદંત
એ તો નિકસે બહાર હિ, જો જુગ જાય અનંત

૫૫૩

ભગત બીજ પલટે નહિ, જો જુગ જાય અનંત
જહાં જાય તહાં અનતર, તોય સંતકા સંત

જેવો જેનો સ્વભાવ, તેવુ તે કામ કરે

(૫૪૯) ઝાડ પોતાના ફળો પોતે કદી ખાતુ નથી, ને નદી પોતાનું પાણી સઘરી રાખતી નથી, પણ તેઓ બીજાને આપ્યા કરે છે તેમ, જે સતપુરૂષ છે, તે પોતાના શરીરને પારકાના ભલા માટે ઘસી નાખે છે, યાને એ ત્રણેનો સ્વભાવ એ છે, કે બીજાનું ભલુ કરવુ

(૫૫૦) ઝાડ, સરોવર, સાધુપુરૂષ ને ચોથો વરસાદ, એ ચારેએ પરમાર્થને ખાતર જ દેહ લિધા છે યાને પેદા થયા છે, તેઓ બીજાને કામે આવે છે, પોતા માટે નહિં

(૫૫૧) ચદ્ર ને સુરજ ચાલતા હોય, એમ આપણને દીસતા નથી, ને ઝાડનો વેળો કેમ વધે છે તે આપણી આખે દેખાતુ નથી, તેમજ ખોદાનો બદો ખોદાને કેમ ભજે છે તે આપણને માલમ પડતુ નથી અર્થાત—એ બધુ થાય છે છતા માણસની આખે તે ચીજ બનતી દેખાતી નથી, એ કબીર કહે છે કે, કુદરતની કરામત છે

(૫૫૨) સાધુપુરૂષ સતી યાને ખરી પતિવ્રતા નારી, લડવૈયો, જ્ઞાની પુરૂષ, અને હાથીના દાત, એ પાચો જુગના જુગ જાય તોબી પાછા ને પાછા થાય છે, યાને તેઓનો સ્વભાવ, કદી બદલાતો નથી, પણ જેવો ને તેવો રહે છે

(૫૫૩) ગમે એટલા અગણિત જુગો જાય, પણ ભગતનું બીજ કદી ફેરવાઇને હલકુ થતુ નથી, તે જ્યાબી જાય, યાને ઉચ્ચ જાત કે હલકી જાતમા બી જન્મે યાને અવતાર લીયે, તોપણ તે તો સત જ રેહવાનો યાને નેકજ નિવડવાનો

## આસલ સ્વભાવ.

જેવા જેનો સ્વભાવ, તેવું તે કામ કરે.

૫૫૪

દાવ જ લાગા નીલકા, સો મન સાબુ ધોય;
કોટ કલ્પ તક સમજાઈયે, કકવા હંસ ન હોય.

૫૫૫

કપટી કદી ન ઓધરે, સો સાધન કો સંગ;
મુંજ પખાલે ગંગમે, જયું ભીજે ત્યું તંગ.

૫૫૬

સજ્જનસે સજ્જન મિલે, હોવે દો દો બાત;
ગધાસે ગધા મિલે, ખાવે દો દો લાત.

૫૫૭

જો જાકો ગુન જાનત, તો તાકો ગુન લેત;
કોયલ આમલી ખાત હય, કાગ લિંબોરી લેત.

૫૫૮

ખાંડ પરી જો રેતમે, કિડી હો કર ખાય;
કુંજર કાઢી ના શકે, જો કોટી કરે ઉપાય.

## જેવો જેનો સ્વભાવ, તેવું તે કામ કરે.

(૫૫૪) ઘેરાં (કારોબલુ) રંગનો દાઘ પડયો હોય તેને સો મણ સાબુએ ધોઇયે તો પી તે દાઘ ટળતો નથી. તેમ, કાગડાને કરોડો વાર સમજાવવાથી વા શિખવવાથી તેનો, હંસ પક્ષી થઈ શકતો નથી, યાને તેનો સ્વભાવ બદલાતો નથી.

(૫૫૫) કપટી હોય તેને સો સાધુપુરૂષનો સંગ થાય તોપી તે સુધરતો નથી, પણ દોરડાંને જેમ જેમ પાણીમાં ભીંજવે તેમ તેમ તે નરમ થવાને બદલે વધારે સખ્ત થાય છે તેમ કપટી માણસ, ભલા માણસોને જોઇને વધુ કપટ રાખે છે.

(૫૫૬) નેક પુરૂષો એક બીજાને મળે છે ત્યાં સારી સારી જ વાતો થાય છે, પણ જ્યાં ગપેડાઓ મળે ત્યાં તો લાતો મારવાનું જ કામ થાય છે.

(૫૫૭) જેનો ગુણ, જે કોઈ પિછાને છે, તે ચીજને તે લે છે; દાખલા તરીકે, લિમડાના પાદડાં કડવા હોય છે, પણ તેનાં ફળ (લિંબોળી) માં મિઠાસ હોય છે તેની ખબર કાગડાને હોવાથી તે, ઝાડમાંથી લિંબોળી તોડીને ખાય છે જ્યારે કોયલ આમલી ખાયા કરે છે.

(૫૫૮) રેતીમા ખાંડ પડેલી હોય, તેને કડીજ કાઢીને ખાઈ શકે છે, પણ ગમે એટલા ઉપાયો કરવા છતાં હાથી, ખાંડને રેતીમાંથી ઉપાડી શકતો નથી.

જેવો જેનો સ્વભાવ, તેવું તે કામ કરે

૫૫૯

જામે જીતની બુદ્ધિ, નિતના વોહ કર બતાય,
વાકો બુરા ન માનિયે, બહોત કહાસે લાય?

૫૬૦

જલ જ્યું પ્યાર માછલી, લોભી પ્યારા દામ,
માત પ્યારા બાલકા, ભક્તિ પ્યારી રામ

૫૬૧

ચાતુરકો ચિંતા ઘની, નહિ મુરખકો લાજ;
સર અવસર જાને નહિ, પેટ ભરે સે કાજ.

૫૬૨

કંચનકો કછુ ના લગે, અગ્નિ ન કિડા ખાય,
બુરા ભલા હો વૈશ્નવા, કદી ન નર્કે જાય

૫૬૩

બહેતા પાની નિર્મલા, બંધા ગંધા હોય;
સાધુ તો રમતા ભલા, દાગ ન લાગે કોય

૫૬૪

ઇશ્ક, ખુશ્બુ, ખાંસી, ઓર પિવે મધપાન;
એ સબ છુપાવા ન છુપે, પ્રગટ હોય નિદાન

## જેવો જેનો સ્વભાવ, તેવું તે કામ કરે.

(૫૫૯) જે કોઇની જેટલી બુદ્ધિ, તેટલું તે કરી દેખાડે, તેને માટે તું હલકુ મત ઉચ્ચારતો ના; કારણકે તે પોતાની શક્તિ ઉપરાંત વધુ ક્યાંથી લાવે?

(૫૬૦) માછલીને જેમ પાણીમાં રહેવા ગમે છે તેમ લોભીને, પૈસા હમેશા પાસે રાખવા ગમે છે, બાલક જેવું માતાને વહાલું હોય છે તેવો વહાલ, ખુદાને ભક્તિ તરફ હોય છે, યાને જે માણસ તેની ભક્તિ કરે છે તેને, પરમેશ્વર પોતાના બાલક પેઠે ચાહે છે

(૫૬૧) ડાહ્યો પુરૂષ દરેક વાતની કાળજી રાખે છે, પણ મુરખને કશી વાતની પરવા કે લાજ હોતી નથી; તે તો વખ્ત બે વખત પોતાનું પેટ ભરવાનું જ કામ જાણે છે.

(૫૬૨) સોનાને કાટ લાગતો નથી, ને અગ્નિને કિડા ખાઈ શકતા નથી તેમ વૈશ્નવ—(ખુદા)નો ભક્ત ગમે એવો હોય, તોપણ તે કદી નર્કે જતો નથી

(૫૬૩) વેહેતું પાણી હમેશા નિર્મળ રહે છે, ને બંધાઇ ગયલું યાને એક જગ્યાપર ઠરી રહેલું પાણી વાસ મારી આવે છે તેમ, સાધુપુરૂષ ફરતો રહે એજ તેને માટે બહુ છે, કારણકે એકની એક જગ્યામાં રેહવાથી તેને ઉપાધીઓ લાગુ પડે છે

(૫૬૪) હડકવાઈ, અદેખાઇ, કાસો, અને (દારૂ, અફીણ, અને ગાંજો વગેરે) કેફી વસ્તુઓ ખાનાર, એ ચીજો કદીબી છુપી રહી શકતી નથી, પણ એ બદી કરનાર તુરત પરખાઇ આવે છે

## અસલ સ્વભાવ.

### જેવી સોહબત તેવી અસર

૫૬૫

પ્રીત પુરાની ન હોત હય, જો ઉત્તમસે લગ,
સો બરસ જલમે રહે, પથ્થર ન છોડે અગ.

૫૬૬

જૈસા અનજલ ખાઈયે, તૈસાહિ મન હોવ,
જૈસા પાની પિજીયે, તૈસી બાની હોય.

૫૬૭

જેસા ઘટ તેસા મતા, ઘટ ઘટ ઓર સ્વભાવ
જા ઘટ હાર ન જીત હય, તા ઘટ બ્રહ્મ સમાન

૫૬૮

સુનિયે ગુનકી બારતા, અવગુણ લિજીયે નાય
હંસ ક્ષીરકુ ગ્રહન હય, નીર સો ત્યાગે જાય

## જેવી સોહબત તેવી અસર

(૫૬૫) ગમે એટલો લાંબો વખત પાણીમા રહેવા છતા, પથ્થરમા રહેલો અગ્નિ જતો રહેતો નથી, પણ તેને ચકમક લગાડવાથી તુરત અગ્નિ પ્રગટ થઈ આવે છે તેમ, અસલ માણસની દોસ્તી, ગમે એટલા વખતનો ગાળો જવા છતા, તાજી ને તાજી રહે છે, યાને તેની પ્રીત ઓછી થતી નથી

(૫૬૬) જેવો ખોરાક ખાઇયે તેવુ આપણુ મન થાય છે, ને જેવુ પીનુ પીય, તેવી વાણી મોહડામાથી નિકળે છે

(૫૬૭) જેવુ જેવું શરીર બન્યુ હોય તેવો તેનો સ્વભાવ થાય છે, પણ જે શરીર પોતાના સ્વાર્થ માટે જીવતુ નથી, યાને જે કોઇ પોતાના સુખને માટે બીજાને દુઃખ આપતો નથી, તે માણસનુ શરીર તે ઈશ્વરનુ દેહરૂ છે, યાને તે માણસમા પ્રભુ પ્રગટ થઇને રહેલા છે

(૫૬૮) કયા બી બેઠા હોય, ત્યાનો અવગુણ હોય તે આપણે લેવો ન જોઇએ હંસ પક્ષી માટે કહે છે કે તેનામા એવી ખુબી છે, કે જો પાણી ને દુધ મેળવીને તે પાસે મુકયુ હોય તો, તેમાથી તે દુધજ લેવાનું, તેમ માણસને ઘણીએ સંગત થાય, પણ તે સંગતમાથી જે કાંઇ સારૂ હોય તે ગ્રહન કરે, તે માણસજ હંસ પક્ષી જેવો ખુબીવંત કહેવાય

## અસલ સ્વભાવ.

### જેવું જેવુ કામ, તેવુ તેવુ દામ

૫૬૯

કામી, ક્રોધ, લાલચી, ઈનસે ભક્તિ ન હોય,
ભક્તિ કરે કોઇ સુરવા, જો જાત વરન કુલ ખોય

૫૭૦

પડિત ઓર નઆનચિ, દોનો સુજે નાહિ,
ઓરનકો કરે ચાદના, આપ અધેરા માહિ

૫૭૧

નિર્પક્ષકો ભક્ત હય, નિર્મોહિકો જ્ઞાન,
નિર્દ્વન્દ્વોકો મુક્તિ હય, નિર્લોભી નિર્બાન

## જેવું જેવું કામ, તેવું તેનું દામ

(૫૬૯) કબીર કહે છે કે, ખુદાની ભક્તિ, ત્રણ જાતનાં માણસોથી થઇ શકતી નથી. એક તો, કામી યાને સ્ત્રીના છંદમાં પડેલો પુરૂષ, બીજો ક્રોધી યાને જે માણસને પોતા વિષે બહુજ મગરૂરી હોય યાને જે કોઇ જરા જરામાં ઓછું લઇ, ગુસ્સો કર્યા કરે તે, ત્રીજું લાલચુ, યાને જેનો ખરી ચીજો મેળવવાનો લોભ લાગેલો હોય; કારણકે એ બધા માણસોનું મન પોતાને ગમતી ચીજો પર લાગેલું હોવાથી, ઇશ્વર તરફ લાગી શકતું નથી, તેથી કબીર કહે છે કે જે પોતાના 'હુંપણાનો' ભાન સદતર કાઢી નાંખે તેનાથી જ ખુદાની ખરી ભક્તિ થઇ શકે છે

(૫૭૦) પુસ્તક માત્ર ભણીને જે પંડિત થયો હોય તે, અને મસાલચિ (torch bearer) એ બે માણસો, જો કે બીજાંને અજવાળું કરનાર કહેવાય છે, પણ પોતાને અજવાળું કરી શકતા નથી, યાને પોતે અંધારામાંજ રેહનાર છે.

અર્થાત—જેમ મસાલચિ બીજાને બત્તિ દેખાડાની પોતે અંધારામા જ રહે છે, તેમ પુસ્તક પંડિત, શાસ્ત્રનો ભેદ ન પામ્યાથી, અંધારામા (ignorant) જ રહેલો હોય છે

(૫૭૧) જે માણસ ખુદાને એકમાત્ર જુવે છે અને સત્તને સરખી રીતે ચાહે છે, તે માણસનીજ ખરી ભક્તિ છે એમ કહેવાય જે માણસ દુનિયાની માયામાથી છુટો થયો છે, તેને જ ખરૂ જ્ઞાન પ્રાપ્ત થયુ છે

કોઇપણ ચીજ યા માણસ પોતાથી જુદી છે, એવુ ભાંન જેનું જતું રહ્યું હોય, યાને જે કોઇ સર્વ ઠેકાણે ને સર્વ ચીજમાં ખુદાનેજ એકલો જુવે છે, તે માણસને મુક્તિ મળી છે યાને તે જન્મ-મરણના ફેરામાથી મુક્ત થયો છે, એમ ગણાય

જેને કોઇ જાતનો લોભ રહ્યો નથી યાને જે દરેક કાર્ય, બોલ યા વિચાર પોતાનો કાંઇપણ સ્વાર્થ રાખ્યા વિના કરે છે, યાને જે સર્વ કાંઇ ઇશ્વરને અર્પણ કરે છે, તે માણસ નિર્વાણપદને પામે છે.

## અસલ સ્વભાવ.

### જેનાં કામ તેજ કરે

૫૭૨

ભુખ ગઇ ભોજન મિલે, થડ ગઈ કબાય;
જોબન ગયે ત્રિયા મિલ, તાકો આગ લગાય

૫૭૩

જ્યુ ગુંગાકે સેનકો, ગુંગાહિ પયછાને,
ત્યું જ્ઞાનીકે જ્ઞાનકો, જ્ઞાની હોય સો જાને

૫૭૪

માગનકો ભનો બોલનો, ચોરનકો ભલી ચૂપ,
માલીકો ભનો બરસનો, ધોબીકો ભલી ધૂપ

૫૭૫

ધોતિ પોતિ વિનતી, ગુરૂ સેવા સત સંગ;
એ ઔરનસે ન બને, ખાજ ખુજાનત અંગ

૫૭૬

તિન તાપમે તાપ હુય, તિનકા અનંત ઉપાય
અધ્યાત્મ તાપ મહાબલિ, સંત બિના નહિ જાય

૫૭૭

લિખના પઢના ચાતુરી, એ સબ બાતા સહેલ,
કામ દહન મન વશકરન, ગગન ચઢન મુશકેલ.

(૫૭૨) ભુખ ગયા પછી ખાવાનું મળે, ને થંડી (cold) ગયા પછી ઓઢણું મળે તે શા કામના? તેમ માણુસની જુવાની ગયા પછી, યાને બુઢાપામા મરદ પરણે, તે શા ખપનુ?

(૫૭૩) જેમ મુંગા માણુસના હાથના ઇસારાની વાત, મુંગો હોય તેજ સમજી શકે છે, તેમ ગ્નાની પુરૂષોની વાતો, જે કોઇ ગ્નાની હોય તેજ સમજી શકે છે

(૫૭૪) જેમ માળીને વરસાદ સારો છે, ને ધોબીને, તડકો પડે તે સારૂ છે તેમ, જે કોઇને કાઇક માગવુ હોય તેને માટે બોલવુ, એ સારૂ છે યાને તેને તો પોતાની જબાન ખોલવીજ જોઇએ, જ્યારે એક ચોર હોય તેને માટે ચૂપકીદી સારી છે, યાને ચોરી કરવા માગે તેને તો બધી ચૂપકીદી રાખવીજ જોઇએ, નહિતો પકડાઇ આવે.

(૫૭૫) જેના બદન ઉપર ઝીડ (ખુજવાત) લાગી હોય, તેનાથી જ તે ઝીર નરમ પડી શકે, તેમ નિચલી પાચ ચીજ સરૂ કોઇ પોતે કરે તોજ તેનુ કામ સરે (૧) ધોતિયું પેહરવું, (૨) સોયમાં દોરો પોવો, (૩) કોઇને અરજ કરવી, (૪) ગુરૂની સેવા કરવી, ને સતસંગ કરવો, એ સઘળા જ્યારે માણુસ પોતે કરે, ત્યારેજ તેના ફળ મેળવી શકે છે, બીજો કોઇ તેને માટે એ કામો કરી શકે નહિ.

(૫૭૬) માણુસના શરીરને તાવ (fever) લાગુ પડે છે તેના અનેક જાતના ઉપાયો છે, પણ જેને હૈયાની (આત્મિક) તાવ લાગુ પડી હોય યાને જેનું હૈયુ મેલુ થયું હોય તે તાવ, સાધુપુરૂષની દોસ્તી અને તેની મનાઇ વના સાફ થઇ શકતી નથી

(૫૭૭) લખવુ, વાચવુ ને મોહોડેની ચતુરાઇ કરવી એ બધા ઘણા સેહેલા છે, પણ ઇન્દ્રિઓના વિષયોની ઇચ્છા મારવી, મનને તાબામા રાખવુ, અને આસમાનપર ચહડવુ યાને ખોદા તરફ મન લગાડવુ એ કામો ઘણુ મુશકેલ છે.

૫૭૮

જ્ઞાની મુવ ગમાઈયા, આપે ભયા કરતા
તાતે સંસારી ભલા, મનમે રહે ડરતા.

૫૭૯

કામી લજ્યા ન કરે, મન માને શું લાડ,
નિંદ ન માગે સાકરો, ભુખ ન માગે સ્વાદ

૫૮૦

ભુખ લગી તબ કછુ નાહિ સુજે,
ધ્યાન જ્ઞાન સબ રોટીમે,
કહત કબીરા સુન ભાઈ સાધુ,
આગ લગો એ પોઠીમે

૫૮૧

કામકા ગુરૂ કામિની, લોભિકા ગુરૂ દામ,
કબીરકા ગુરૂ સંત હય, સંતનકા ગુરૂ રામ

(૫૭૮) જે કોઇ ગ્નાની (ભણેલા) થયા છતાં, પોતાનું "હું પણું" દેખાડયા કરે, યાને જરા જરામાં, "હું કહું છું **તેજ ખરૂં છે, મારા જેવું જ્ઞાન કોઇને નથી"** એવી લાહેરી કર્યા કરે, તે માણસ પોતાની (ગ્નાનની) કિંમત ઓછી કરી નાંખે છે; એવાં માણસ કરતાં તો એક સંસારી યાને સાધારણ દુનિયવી વિચારોવાળો માણસ ભલો, કે તે પોતાનાં મનમાં ખીલનો રહે છે, અને કોઈ આગળ લાહેરી દેખાડતો નથી.

(૫૭૯) જેને ઉંઘ આવતી હોય તેને તકીયા (pillow) કે ગોદરાંની કાંઇ પરવા હોતી નથી, જેને ભુખ લાગી હોય તેને, ભોજન સ્વાદદાર છે કે નહિં તેનો વિચાર હોતો નથી તેમ, જે કોઇ સ્ત્રીના નાદમાં પડયો હોય તેને કશી વાતની દરકાર કે શરમ હોતી નથી, પણ તે જ્યાં ગમે ત્યાં બેશરમી રીને રહે છે.

(૫૮૦) કબીર કહેછે કે ઓ સાધુ ભાઇ, તું સમજ કે. જ્યારે કોઇને ભુખ લાગે છે ત્યારે તેને બીજું કશું સુજતું નથી, પણ તેનું બધુએ મન ખાવામાંજ ભરાઇ જાયછે, ને તેનું શિખેલુ કારવેલું (ગ્નાન) બધું જતું રહે છે, યાને ગ્નાનની પોઠીને જાણે આગ લગાડી મુકે છે. અર્થાંત– જ્યારે માણસનુ મન ઇંદ્રિઓનાં ભોગ ભોગવવા ઉપરજ લાગુ થાય છે ત્યારે, તે ચીજમાંથી શું નુકશાન છે તે માટે જે કાંઇ શિખ્યો હોય તે બધું ભુલી જાયછે, યાને તેને યાદ આવતુંજ નથી, કારણકે તે ઇંદ્રિઓનાં વિષયોમાં આખો લિન થઇ જાયછે.

(૫૮૧) જે કોઇક કામીક પુરૂષ છે તેનો ગુરૂ તે સ્ત્રી છે, લોભી માણસનો ગુરૂ તે પૈસો છે, જયારે મારો (કબીરનો) ગુરૂ તે સાધુ છે, ને સાધુઓનો ગુરૂ તે રામ (ખુદા) છે.

અર્થાંત જેનું જે પર દિલ લાગુ છે, તેને તે પોતાનું આખું જગત સમજે છે, યાને તેના શિવાય તેને બીજું કશું સુજતું નથી, તેથી તે તે ચીજો ગુરૂ (મિસાલ)જ ગણાય છે.

## નાલાયકને (તેવી) લાયક વાત કહેવી નહિ.

૫૮૨

હિરે હિરાકી કોઠલી, બાર બાર મત ખોલ,
મિલે હિરાકા જોહરી, તબ હિરાકા મોલ

૫૮૩

હિરા જરા ન ખોલિયે, કુંજરે કે હાથ,
સેહેજે ગાંઠ બાધીયે, ચલિયે અપની બાત

૫૮૪

તન સનદુક ગુન રતન ચુપ, તાહિ દિજે તાલ,
ગ્રાહક બિના ન ખોલિયે, કુચી બચન રસાલ

૫૮૫

હિરા પડા બાજારમે, રહ્યા છાર લપટાય
કેતેક અધે ચલ ગયે, પરખ ન લિયા ઉઠાય

૫૮૬

રામ પદાર્થ નુંજમે, ખાન ખુલી ઘટ માહિ
સેત મેત હન દેત હય, પર ગ્રાહક કોઇ નાહિ

૫૮૭

જહા ન જાકો ગુન લહે, તહા ન તાકો ઠાવ;
ધોબી બીચા ક્યા કરે, દિગમ્બરો કે ગાવ?

(૫૮૨) કબીર કહે છે કે:—તારી પાસે હિરાની ભરેલી કોથળી હોય તેને વારમવાર ઉઘાડતો નાં, યાને ગમે તેને દેખાડતો ના, કારણ કે જ્યારે હિરાનો પારખુ અને લેનાર મળે ત્યારેજ હિરાનું મુલ થાય છે અને તેજ તેની કદર પિછાણે છે.

(૫૮૩) તારી પાસે હિરો હોય તો તે કોઇ તેવા કુંજરા માણસ આગળ ઉઘાડો કરી દેખાડનો ના, પણ તારી પાસે જ રહેવા દઈ, તારે રસ્તે ચાલ્યો જજે

(૫૮૪) જ્યાંસુધી તેનો ઘરાક મળે નહિ, ત્યાસુધી તે અમુલ્ય રતનની પેટી બંધ રાખજે, ને તેને ઉઘાડવાની કુંચી બાહેર કાઢતો ના

(૫૮૫) હિરો ગ મમા લપગાઇને બજારમા પડ્યો હોય, તો પણ ઘણા આંધળાઓ ત્યાથી જતા છતા કોઇ તેને પારખીને ઉચકી લેતું નથી

(૫૮૬) કબીરજી કહે છે કે મારી પાસે ખુદા (જેવો) પદાર્થ પડેલો છે, અને મારા શરીરમા તેની ખાન ઉઘડી ગઇ છે, ને હુ તે મફત આપવા ખુશી છુ, પણ તે લેનાવાળો કોઇ ઘરાક મળતો નથી.

(૫૮૭) જ્યા જેના ગુણની કદર પિછાણવામાં આવતી નથી, ત્યાં તે માણસ રહીને શું કરે? જ્યા બધા નાગા ગોસાઇઓજ રહેતા હોય ત્યા ધોબી રહીને શું કરે?

## સખાવત (Charity) વિષે.

૫૮૮

હે કમીર કમાવકે, દો બાતા શિખ લે
કર સાહેબકી બદગી, ઔર ભુખેકો કછુ દે

૫૮૯

હાડ બઢા હરિ ભજન કર, દર્વ બઢા કછુ દેય
અક્કલ બઢી ઉપકાર કર, જીવનકા ફલ યેહ

૫૯૦

ગાઠી હોય સો હાથ કર, હાથ હોય સો દે
આગે હાટ ન બનિયા, લેના હોય સો લે

૫૯૧

ખાય પિ ખવાય દે, કર લે અપના કામ
ચલતી વખત રે નરો, સંગ ન ચલે બદામ

૫૯૨

ધર્મ કિયે ધન ના ઘટે, નદિ ન સંચે નીર
અપની આખે દેખીયે, યું કહે દાસ કબીર.

(૫૮૮) કબીર પોતાના ચેલા કમાલને કહે છે કે, બે વાત હું તુંને કહુંછું તે શિખી લે, તે એ કે ખુદાની નિત્ય બંદગી કરવી, અને ભુખ્યા માણસને કાંઇક આપવું.

(૫૮૯) જેમ જેમ તું (ઉમરે) મોટો થાય, તેમ તેમ ખુદાની યાદમાં વધુ ચકચુર રહે, તારી પાસે દોલત વધતી જાય તો તું ખેરાત કર્યા કર; તારી અક્કલ હુશિયારી વધે તો બીજાનું ભલું કરી ઉપકાર કર્યો જા, કારણ કે ખરૂં જીવેલું એજ પ્રમાણે છે, યાને જીંદગીની નેમ એજ કામો માટે છે.

(૫૯૦) તારી સકમાઇનો મેળવેલો પૈસો ઉડાવી ના દેતો યાને લખલુટ ખરચોમા ના વાપરતો, પણ તારી પાસે ફાજલ હોય તો તે બીજાને આપ, કારણકે મરણ પછી એ "આપ-લે" નો સોદો બની શકનાનો નથી

(૫૯૧) તું ખા પિ ને બીજાને ખવાડ અને એમ કરી તારૂં ખરૂં કામ કરી લે, કારણકે આપણા મરણ પછી એક દરી બદામમી સાથે આવવાની નથી

(૫૯૨) ધર્મ કરવાથી યાને સખાવત કરવાથી, ધન કદી ઘટવાનું નથી, જેમ નદિ પોતાનું પાણી કાંઇ સંઘરી રાખતી નથી તેમ માણસે પોતાની ધન-દોલત સંઘરી રાખવાની નથી, માટે તું જીવતા જીવત ધર્મદાન કરી લે.

## સખાવત (charity) વિષે.

### માગવા કરતાં આપવુ બેહેતર છે

૫૯૩

બિમ તીન પ્રમગકી, સુનો સત ચિત્ત લાય
દાસ કબીર પ્રગટ કહે, બિન્ન બિન્ન અર્થાય

૫૯૪

અન નાગ્યા ઉત્તન કહિયે, મધ્યન માગી જો લેવ,
કહે કબીર કનિ ઠ સો પન ૫ર ધરના દેય

૫૯૫

નાગન મરન બનાન હેય, નન કોઇ મ ગો ભિખ,
નાગનેસે મરના બલા, એહિ સદગુરૂકી શિખ.

૫૯૬

મર ૫ર માગુ નહિ અપને તનકે કાજ,
પરમારથકે કારને, નગાન ન આવે લાજ.

૫૯૭

સેહેજ દિયા સો દુધ બરાબર, નાંગ લિયા સો પાની
ખિચ લિયા સો રગત્ બરાબર, એહિ કબીર બાની

૫૯૮

બુઝેયે મરૂ દિજીયે, યથા શક્તિ જો હોય
તા ઉપર શિતલ બચન વઢો અન્ના સોય

(૫૯૩) ભિખના જુદા જુદા અર્થ થાય છે, માટે હું (કબીર) જે કહુંછું તે તમો સાધુપુરૂષો સાંભળો, કે ભીખ ત્રણ પ્રકારની છે.

(૫૯૪) જે કોઇ, કાંઇબી માંગી લેતો નથી તે ઉત્તમ કહેવાય; જે માંગીને લે તે મધ્યમ કહેવાય, પણ જે કોઇ પારકે ઘર જઈ ભીખ માંગે તે પુરૂષ સઉથી હલકો કહેવાય.

(૫૯૫) કબીર કહે છે કે, કોઇ પાસે કાંઈ પણ માંગવું એ મોત જેવું છે, માટે કોઇએ ભિખ માંગવી નહિં, તે માંગવાનાં કરતાં મરવું બેહતર છે, એવી સદ્‌ગુરૂની શિખામણ છે.

(૫૯૬) હું કોઈ પાસ મારા પોતાને ખાતર કદીબી માંગતો નથી, પણ બીજાને ખાતર માંગવું પડે યાને કોઇનું ભલું થતું હોય તો તે માટે માંગવાને હું કદી શરમાતો નથી.

(૫૯૭) કોઇને થોડું આપવું એ દુધ મિસાલ છે, માંગી લેવું એ પાણીજ છે, પણ જોર જુલમથી યા ઠગીને મેળવે તે તો લોહિ લેવા બરાબર છે યાને ખુન જ કીધેલું કહેવાય, એવું મારૂં કબીરનું વચન છે.

(૫૯૮) તમારી શકિત મુજબ, ભુખ્યાને આપો, અને તેની સાથે મિઠા બોલો કહી સંભળાવો, કારણકે તમારી મિસાલ તેનામાંબી આત્મા યાને ખુદા રહેલો છે, તેથી ભુખ્યાને આપવું તે જાણે ખુદાનેજ આપવા બરાબર છે.

## સખાવત (charity) વિષે.

### સુખ આપવામાંજ છે, લેવામાં નથી.

૫૯૯

જહાં દયા વહાં ધર્મ, જહાં લોભ વહાં પાપ;
જહાં ક્રોધ વહાં કાલ, જહાં ક્ષમા વહાં આપ.

૬૦૦

કુંજર મુખસે કન ગિરો, ખુંટો ન વાકો અહાર;
કિડી કન લે ચલી, પોષણ દઇ પરિવાર.

૬૦૧

દાતા દાતા ચલ ગયે, રહે ગયે મખ્ખીચુસ;
દાન માન સમજે નહિ, લડનેમે મજબુત.

૬૦૨

માણસ ઓજન મેં ફિરા, માણસકા બરા સુકાલ;
પર જાકો દેખે દિલ થરે, તાકા પરીયા દુકાલ.

(૫૯૯) જેનામાં દયા હોય તે માણસ જ ધર્મી કહેવાય, જેનામાં લોભ હોય તે માણસ પાપ કરે છે, જ્યાં ક્રોધ યાને ગુસ્સો વેરભાવ રહેલો હોય ત્યાં કાળ હાજર છે, યાને તેનો નાશ થવાનોજ, પણ જેનામાં સહનશિલતા હોય યાને જે કોઇ સહુની ભુલો દરગુજર કરતારો હોય તેનામાંજ ખુદાનો વાસો રહેલો છે.

(૬૦૦) ખાતાં ખાતાં હાથીનાં મોહડાંમાંથી કનકી જેવા નાનાં કટકા નિચે પડી જાય છે, તેથી કાંઈ હાથીનો ખોરાક ઘટી જતો નથી; પણ તે બારીક કટકાઓ કિડી ઉપાડી લઈ જાય છે ને તેમાંથી પોતાનાં આખા કુટુંબ પરિવારનું પોષણ કરે છે—અર્થાત—થોડુંક પણ દાન કર્યાથી કેટલું ભલું થઇ શકે છે ને માણસનું કાંઇ ઘટી જતું નથી એમ કબીરનું કહેવું લાગે છે.

(૬૦૧) કબીર કહે છે કે, સખી ને પરમાર્થી લોકો જતા રહ્યા, ને માત્ર મખ્ખીચુસો આ દુનિયામાં રહેલા છે કે જેઓ, કોઇને આપવું લેવું, યા માન આપવુ એવું કાંઇ સમજતા નથી, પણ પોતાનોજ સ્વાર્થ શોધવાને અને લડવાને હમેશાં તત્પર રહેલા છે.

(૬૦૨) માણસો શોધતો હું ઘણો ફર્યો છું, ને માણસોના કાંઈ રોટા નથી, પણ જેને જોઇને આપણું દિલ ઠરી જાય, એવા નેક પુરૂષોની ખોટી તાન છે.

૬૦૩

દયાકા લક્ષણ ભકિત, ભકિતસે મિલત જ્ઞાન,
જ્ઞાનસે હોવત ધ્યાન, એ સિધ્ધાંત ઉર આન.

૬૦૪

બિષય ત્યાગ વૈરાગ હય, સમતા કહિયે જ્ઞાન,
સુખદાઇ સબ જીવસોં, એહિ ભકિત પ્રમાન.

૬૦૫

કબીર! મેં માગું એ માંગના, પ્રભુ મોહે દિજે સોય,
સંત સમાગમ હરિ કથા, હમારે નિશદિન હોય.

૬૦૬

મુગતા જીગત માગું નહિં, ભકિત દાન દિજો મોહે
ઔર કછુ માગું નહિં, નિશદિન જાચુ તોહે.

(૬૦૩) દયાનું લક્ષણ તે ભક્તિ (devotion to God) છે યાને દયા તેનેજ હોય છે કે જેનું મન ખુદા તરફ લાગેલું હોય છે, મન ભક્તિમાં લાગવાથી માણસને ખરૂં જ્ઞાન આવે છે, અને જ્ઞાનથી તેનું ધ્યાન એકાગ્ર થાય છે, યાને ખુદાપર પુરૂં લાગે છે, એ વાત તું જરૂર યાદ રાખજે

(૬૦૪) ખરો વૈરાગ્ય આવવો, એટલે માણસ દુનિયા (માયા)માંથી મોકળો થયો છે એમ ત્યારેજ કહેવાય કે જ્યારે ઇંદ્રિઓના વિષયો ભોગવવાની ઇચ્છાઓ તેના મનમાંથી ગઈ હોય ખરૂં જ્ઞાન તેનેજ થયું છે કહેવાય કે જે માણસ બધી હાલતમાં એકશાન રહે યાને પોતાના મનનું સમતોળપણું જાળવી શકે જે કોઇ દુનિયાના બધા પ્રાણીઓને સુખ આપતો રહે, તે રીજ ભક્તિ કીધેલી પ્રમાણ છે યાને તે તે ખરી ખુદાની ભક્તિ કહેવાય

(૬૦૫) કબીર કહે છે કે ઓ ખુદા, હું તારી પાસે એટલુંજ માગું છું કે મને હમેશા સતપુરૂષોની સંગત રહે, ને તારી સેવા રાત ને દિવસ હું કર્યો જાઉં

(૬૦૬) હું એવું યથી માગતો કે મને તાજ ને તખ્ત મળે, પણ મને તારી ભક્તિનું દાન બક્ષ જેથી હું તારી સેવા રાત ને દિવસ કરતો રહું એ સિવાય બીજું હું કશું માગતો નથી

## માણસના ખગ સણગાર વિષે.

૬૦૭

એનનસે ઉદ્યોગ ખિલે, ખિલે નફીસે નુર,
એનમ બિન સંસારમે, સમજ અંધેરા ધુર

૬૦૮

સબલ ખમી નિર્ગન ધની, કોમલ વિદ્યાવંત,
ભુના ભુષન તિન હય, ઔર સબ અનંત

૬૦૯

કબીર[1] ઇન સંસારમે, પંચ રતન હય સાર
સાધુ નિવન, હરીભજન, દયા દિન ઉપકાર

૬૧૦

ધન રહે ન જોબન રહે, ન રહે ગામ ન ઠામ,
કબીર[1] જગમે જશ રહે, કે કરદે કિસીકો કામ

૬૧૧

લેનેકો હર નામ હયે, દેને કો અન્નદાન,
તિરનેકો આધિનતા, બુડનેકો અભિમાન

(૬૦૭) ઇલમથી યાને શિખ્યાથી, ઉદ્યોગ ખીલવી શકાય છે, નેકી કર્યાથી માણુસનાં મોહડાંનું તેજ વધે છે. ઇલમ વગર સંસારમાં કાંઇ થઇ શકતું નથી, પણ સર્વ કાંઇ અંધારૂંજ રહે છે યાને અજ્ઞાનપણાથી માણુસ આગળ વધી શકતો નથી.

(૬૦૮) જોરાવર છતાં સહનશિળતા રાખે, મોટો હોય છતાં જે અહંકાર કે અભિમાન ન રાખે, ભણેલા હોય પણ નમનતાઈ રાખે, એ માણુસનાં ત્રણ મોટા સણુગાર છે, બાકી બીજા બધા હલકા સણુગારો તો ઘણાએ છે.

(૬૦૯) ઓ કબીર! આ સંસારમાંથી તરી જવાને માણુસની પાસે પાંચ રતનો હોવાં જોઇએ; સતસંગ કરવો, ખુદાની બંદગી કરવી, સર્વે ઉપર દયા રાખવી યાને દયાનાં કામો કરવાં, હંમેશાં નમનતાઈ રાખવી, અને બીજાઓ ઉપર ઉપકાર કરવો.

(૬૧૦) માણુસનો પૈસો કે જુવાની, માલ મિલકત, અને ઘરબાર કાંઇ રહેવાનું નથી; પણ ઓ કબીર! જે બીજાંને મદદ કરે, યાને પરમાર્થ કરે તેની (નેકી) વાખ્વાખ્વી, યાને જશ હંમેશાં રહેશે.

(૬૧૧) આ દુનિયામાં લેવાની જે ચીજ છે તે ખુદા નામ છે; આપવાનું જે છે તે ભુખ્યાની ભુખ મટાડવી. સંસારમાંથી તરી જવાને માટે જે કાંઇ અગત્યનું છે તે, ખુદાપર પુર્ણ (Faith) વિશ્વાસ અને તેની મરજીને તાબે થઇને ચાલવું, પણ જો ડુબી મરવું હોય યાને નાશ પામી જવું હોય તોજ માણુસે અભિમાન કરવો.

૬૧૨

પશુકી તો પનિયા ભઇ, નરકા કછુ ન હોય,
પર જો ઉત્તમ કરની કરે, તો નર નારાયન હોય

૬૧૩

મુખસે રહે સો માનવી, મનમે રહે સો દેવ,
સુરતે રહે સો સંત, ઇસ બિધ જાનો ભેદ

૬૧૪

કબીર ફકીર ક્યા કરો, ખોજો આપ શરીર,
જો યે પાચો વશ કરો, તો આપે દાસ કબીર.

(૬૧૨) જનાવરોના (ચામડાના) તો જોડા પણ બને છે, અને માણસનું તો કાઇએ થતુ નથી, યાને કામ લાગતું નથી, પણ જો નર ઉત્તમ કરણી કરે તો તે નારાયણ થઈ શકે છે, યાને ખુદાઇ પદને પામી શકે છે.

(૬૧૩) જે કોઈ ખાલી મોહડાથી બોલીને માત્ર રહેતો હોય, તે સાધારણ માનવી છે, જે કોઈ હમેશા પોતાના મનમા રહેતો હોય યાને ઉચી બાબદનો વિચાર કર્યા કરતો રહે તે ફરેસ્તો (genius) છે પણ જેના ધ્યાનમા હરપળે ઇશ્વરનોજ ખ્યાલ રહેતો હોય, તે માણસ સાધુસત છે, એ રીતે માણસ પારખવાનો ભેદ છે

(૬૧૪) કબીર, કબીર, શુ કર્યા કરોછો? જો તમે તમારૂં શરીર તપાસો, અને આ પાચ ઇંદ્રિઓને તાબામા રાખો, તો તમો પોતેજ કબીર રસ બની જશો યાને જેમ મે મારા મનને કાબૂમા લઇ, ઇંદ્રિઓ ઉપર જીત મેળવી છે, તેમ દરેક માણસ કરે તો તે પણ ખુદાનો બંદો થઇ શકે

## માણસનો ખરો સણગાર.

### ધીરજ (patience) વિષે.

૬૧૫

કબીર[1] ધીરજ કે ધરે, હસ્તી સવામન ખાય.
એક ટુકડે કારને, સ્વાન ઘરોઘર જાય

૬૧૬

ધીરે ધીરે રે મના, ધીરે સબ કછુ હોય,
માલી સિચે કેવરા, પર રૂત આવે ફુલ જોય

૬૧૭

બહોત ગઇ થોરી રહી, વ્યાકુલ મન મત હોય,
ધીરજ સબકો મીત્ર હય, કરી કમાઇ મત ખોય.

૬૧૮

ધીરજ બોધ તબ જાનીયે, સમજે સબકી રીત,
ઉનકા અવગુન આપમે, કબૂ ન લાવે મીત.

૬૧૯

સાહેબકી ગત અગમ હય, તુ ચલ અપને અનુમાન,
ધીરે ધીરે પાઉ ધર, પહોચેગા પ્રમાન.

(૬૧૫) એ કબીર! હાથી છે તે ધીરજ રાખવાથી સવા મણ જેટલું ખાઈ શકે છે, જ્યારે કુતરો અધીરો હોવાથી એક ટુકડાને ખાતર ઘરે ઘર ફરતો ફરે છે યાને હાડમાર થાય છે

(૬૧૬) માટે એ માણસ, તુ ધીરજ રાખ, ધીરજથી બધુએ થઇ શકે છે કેવરો રોપી, માળી ધીરજ ધરી બેસે છે, ત્યારે રૂત આવ્યા પછી તેનુ ફળ પામે છે

(૬૧૭) તે એટલી બધી મેહનત કીધી હવે થોડીકજ બાકી રહી, ત્યારે તુ કાય અધીરો થાય છે? ધીરજ સઉ કોઇનો મિત્ર છે, માટ ધીરજને પકડજે ને અધીરાઈ છોડજે તો બધીએ કીધેલી મેહનત ફોકટ જતી બચશે, યાને સફળ થશે

(૬૧૮) ખરો ધીરજવત અક્કલનો માણસ તે છે કે જે સઉ કોઇની રીત સમજે, યાને સઉનો સ્વભાવ સભાળી લે, પણ પોતે કદીબી અધીરો બનતો નથી, અને સામાનો અવગુણ પોતામા લાવતો નથી અર્થાત-સામા ધણીની સ્થીતી જોઇને તે વર્તનારો છે, યાને સામો ધણી ગુસ્સો કરે, પણ તે કદીબી ગુસ્સે થતો નથી-પણ પોતાના મનની શાતી જાળવી રાખે છે

(૬૧૯) આપણને સમજ પડતુ નથી કે જગતને ખુદા કેમ ચલાવે છે, માટે તુ તારી શક્તિ મુજબ ચાલ્યા કર, ને ધીરે ધીરે પણ મક્કમપણે ખુદાપર વિશ્વાસ રાખીને ચાલશે, તો જરૂર તે સુખી ધામે તુ પુગી જશે

## ફીકર (worry) ન કરવા વિષે.

૬૨૦

ફિકર સબકો ખા ગઈ, ફિકર સબકા પીર,
ફિકરકી જો ફાકી કરે, ઉસકા નામ ફકીર

—।

૬૨૧

પેટ સમાતા અન્ન લે, તનહિ સમાતા ચીર;
આધિકહિ સંગ્રહ ના કરે, તિસકા નામ ફકિર

૬૨૨

ચાહ ગઈ ચિન્તા ગઇ, મનના બે પરવાહ;
જીનકો કછુ ન ચાહીયે, સૌ શાહનપતિ શાહ.

## ચિંતા (worry) વિષે.

**માણસે ધારેલું થતું નથી, ત્યારે ચિંતા શા સારૂ કરવી?**

૬૩૪

સાહેબસે સમ કછુ બને, બંદેસે કછુ નાય,
રાઈકો પરવત કરે, ઔર પરવત રાઈ માય.

૬૩૫

ચિંતા તો હરિ નામકી, ઔર ન ચિંતવે દાસ,
જો કોઇ ચિંતવે નામબિન, સોહિ કાલકી પાસ

૬૩૬

કબીર મેં ક્યા ચિંતવું, હમ ચિંતવે ક્યા હોય?
હરિ આપહિ ચિંતા કરે, જો મોહે ચિંતા ન હોય

૬૩૭

મેરા ચિંત્યા હર ના કરે, ક્યા કરૂં મેં ચિંત,
હરકા ચિંત્યા હર કરે, તો પર રહું નચિંત

૬૩૮

ગનહિ કિયા સો હુવા, રામ કરે સો હોય
રામ કરે સો હોયગા, કાહે કલપો કોય?

માણુસે ધારેલુ થતુ નથી, ત્યારે ચિંતા શા સારૂ કરવી?

(૬૩૪) તે સાહેબથી જ બધુ બને છે, આપણાથી કાંઇ થઇ શકે નહિ, તે સાહેબ ચાહે તો રાઇનો પહાડ કરે, અને પહાડને રાઇ જેવો બારીક કરી નાખે

અર્થાત—જે કાંઇ થાય છે તે ખુદાના હોકમથી બને છે, આપણા માણસના હોકમથી કંઇ થતુ નથી (Man proposes and God disposes)

(૬૩૫) ખુદાનુ નામ જપવાનીજ ચિંતા કર, કારણ કે તે સિવાય બીજી ચીજ વિષે ચિંતા યાને વિચાર કર્યા કરશે તો તે જમને હસ્તક જ છે, યાને ખુદા સિવાય બીજી બધી ચીજો નાશવંત છે, માટે તે વિષે કીધેલી ચિંતા ફોકટની છે

(૬૩૬) કબીરજી કહે છે, કે હુ શાની ચિંતા કરૂ ! મારા ચિંતનથી શું થવાનું છે ? જો હું ચિંતા નહિ કરૂ તો ખુદા મારે માટે પોતે જ ચિંતા રાખશે

(૬૩૭) મારૂ ધારેલુ ખુદા કરતો નથી, ત્યારે હુ શું કામ, વગર ફોકટની ચિંતા કરૂ ! ખુદાનુ ધારેલુ તેજ ખુદા કરે છે, સારે તેની ઉપર વિશ્વાસ રાખી, હુ નચિંતે બેસુ ની !

(૬૩૮) ખુદાએ કીધુ તે થયુ, યાને ભુતકાળ પણ ખુદાનોજ ધારેલો થયો, હમણા પણ ખુદા કરે છે તેજ થાય છે, અને ભવિષ્યમા પણ ખુદાનુ જ ધારેલુ થશે, ત્યારે આપણે શા માટે ચિંતા કરવી ?

## વિશ્વાસ.

### ખુદાપર ભરોસો રાખ.

### Have Faith in God.

૬૩૯

ઐસા કોન અભાગ્યા, જો વિશ્વાસે ઓર;
રામ બિના પગ ધરનકુ, કહો કહાં હુવે ઠોર?

૬૪૦

ક્રિયા બિના માગે બિના, જાન બિના સબ આય,
કાહે કો મન કલ્પીયે, સેહેજ રહે સમાય?

૬૪૧

દાતા નદી એક સમ, સબ કોઇકો દેત,
હાથ કુંભ જીસકા જેસા, તેસાહિ ભર લેત.

૬૪૨

સુરદેકોભી દેતા હુવે, કપડા લના આગ,
જીવત નર ચિંતા કરે, વાકો બડો અભાગ.

૬૪૩

આશા તો એક રામકી, દુજી આશ નિરાશ,
નદિ કીનારે ઘર કરે, કબૂ ન મારે પ્યાસ.

૬૪૪

બિછે ચાહે ચાકરી, પહેલે મહિના દેય
ના સાહેબકો સિર સોપને, કયું કબક્ના હુવે દેહ?

(૬૩૯) ખુદા વગરની એક પણ જગ્યા એવી બાકી છે કે જ્યા પગ મુકી શકાય? ત્યારે એવો કોણ અભાગ્યો હોય કે ખુદા સિવાય બીજા કોઇનો ભરોસો રાખે?

(૬૪૦) જ્યારે આપણા વગર કીધે, વગર માંગવે અને વગર જાણવે સઉ કાંઈ થાય છે અને આવે છે, અને જ્યારે એવુ સેહેલાઈથી બની શકે છે ત્યારે આપણે માણસે શા માટે કલ્પના અને ચિંતવન કરવુ?

(૬૪૧) ખુદા એક નદી સમાન છે, જે સર્વ કોઇને આપે છે, જેવુ જેનું (નાનું યા મોટુ) વાસણ હોય તેવું અને તેટલુ પાણી તે નદીમાથી ભરી લે છે તેમજ, ખુદા પણ દરેકને તેની લાયકાત મુજબ આપ્યો જાય છે

(૬૪૨) મુરદાને યાને મરણ પછી પણ શરીરને કફન, આગ, પાણી વગેરે તે (ખુદા) પોહોચાડે છે, તો પછી જીવતા જીવત જે માણસ પોતા માટે ચિતા કરે તેને ખરેજ અભાગ્યાપણુ લાગેલુ હોવુ જોઇયે!

(૬૪૩) ખુદા સિવાય બીજી બધી ચીઝોની આશા રાખીસી ફોકટ છે, નદીની પાસે રહેતા હોય તેઓ કદીબી તરસે મરતા નથી તેમ, જે કોઈ ખુદા ઉપર વિશ્વાસ રાખે છે, તે કદી પણ નિરાસ થતો નથી

(૬૪૪) જે ધણી પેહલ્લા પગાર આપે, ને તે પછી આપણી પાસે ચાકરી કરાવે, એવા ચાગ સાહેબને તારૂ માથુ આપવાને કાય તું બિહે છે? **તેની ઉપર ભરોસો રાખ**

## વિશ્વાસ.

### ખુદા બધાંનું પુરૂં કરે છે.

૬૪૫

ચિડીયાં પ્યાસી સમૂદ્ર ગઇ, નિર ન ઘટયાં જાય;
એસા બાસન ન બનાં, જામે સમૂદ્ર સમાય.

૬૪૬

અજગર કરે ન ચાકરી, પંખી કરે ન કામ;
દાસ કબીરા યું કહે, સબકા દાતા રામ.

૬૪૭

રામ નામસે દિલ મિલા, જમ હમપર બરાય;
મોહે ભરોસા ઇષ્ટકા, બંદા નર્ક ન જાય.

૬૪૮

ભજન ભરોસે આપકે, મગાહર તજા શરીર;
તેજ પુંજ પ્રકાશમેં, પહોંચે દાસ કબીર.

(૬૪૫) ચલિલ તરસી થઇને સમુદ્રનું પાણી પીવા ગઇ, તેથી કાંઇ સમુદ્રનાં પાણી ઘટી જતાં નથી, કારણકે એવું કોઇ મોટું વાસણ નથી કે જેમાં તેનું સઘળું પાણી સમાઇ જાય; તેમ ખુદા એવા મોટા દાતાર છે કે તે સર્વે કોઇને આપ્યા કરે છે ને તેનું કાંઇ ઘટી જતું નથી.

(૬૪૬) સર્પ કાંઇ નોકરી કરતો નથી, ને પંખી પણ કાંઇ કામ કરતું નથી, પણ, હું કબીર કહુંછું કે એ સર્વેનો આપનાર ખુદા બેઠો છે.

(૬૪૭) કબીર કહે છે જેનું દિલ ખુદા સાથે મળી ગયું હોય, અને તે માણસપર જમ આવી લાગે, પણ જો તેને ખુદાપર પાકો ભરોસો હોય, તો તે માણસ કદી નર્કમાં જવાનો નથી.

(૬૪૮) કબીર કહે છે મેં ખુદાપર પુર વિશ્વાસ રાખ્યો, ને તેનું નામ લેતાં લેતાંજ, મેં મગહર ગામમાં મારૂં શરીર છોડયું, અને જેવો દેહ છોડયો કે હું (કબીર) તુરતજ તે પ્રકાશનાં જગ્યામાં જઇ પુગો યાને ખુદામાં મળી ગયો—અર્થાત-કબીરજીનું મરણ મગહર ગામમાં થયું હતું અને તેવણ માટે કહે છે કે દેહ છોડતી વખતે પણ ઇશ્વરનાં જ ધ્યાનમાં ચકચુર હતા, તેથી જેવું આ ખાકી શરીર પડયું કે ઇશ્વરનાં સાક્ષાત દર્શન તેને થયાં.

## નસીબ.

Destiny or Karma

છઠ્ઠીના લેખ લખાયા, તેટનું'જ થવાનું

૬૪૯

પુરબકા રવિ પશ્ચિમે ગર જો ઉગે પ્રભાત,
લિખ મિટે નહિ નસીબકા, લિખા જો હરિકે હાથ

૬૫૦

બુંદ પડી જો પલમે, વોહ દિન લિખા લેખ,
માસા ઘટે ન તલ બઢે, જો સિર કુટો અનેક

૬૫૧

જ્યાં એ જીવરા પગ ધરે, બખ્ત બરાબર સાથ,
જો ચેહ લિખા નસિબમે, ચલે ન અવિચલ બાત.

૬૫૨

જાકો જીતના નિર્માન કિયા, તાકો તિતના હોય,
માસા ઘટે ન તલ બઢે, જો સિર કુટો કોય

૬૫૩

પ્રારબ્ધ પહેલે બના, પિછે બના શરીર,
કબીર, અચબા યે હય, મન નહિ બાંધે ધીર.

## છઠ્ઠીના લેખ લખાયા, તેટલું જ થવાનું

(૬૪૯) કદી સૂર્યની ચાલ ફરવાય, ને પુર્વમાં ઉગતો રવિ કોઇ સવારે પશ્ચિમથી ઉગે, પણ કર્મના લેખ જરાપી ફેરવાય નહિં, કે જે લેખ ખુદાએ પોતાને હાથે લખ્યા છે.

(૬૫૦) જે ઘડીએ માતાનાં પેટમાં જીવ પડયો, તે ઘડીએ (કર્મનાં) લેખ લખાઇ ચુકયા; અને તેમાંથી એક અગથી તોલો ઓછો, યા રતીભાર વધુ, ગમે એવું માથું કુટે તોપણ, ફેરફાર થવાનો નથી

(૬૫૧) જ્યાંથી તે જીવ (માણસ) જશે, ત્યાં તેની સાથે એ નસીબ ચાલ્યા કરવાનું, અને જે કાંઇ નસીબમાં લખ્યું હશે તેજ બનવાનુ, તેથી તેની સાંમે થવામાં કંઇ ફાયદો થતો નથી.

(૬૫૨) જેટલુ જેને નિર્માણ થયુ હોય, તેટલું જ તેની જિંદગીમાં બનવાનું; તેમાથી રતીભાર ઓછું કે વધતું થવાનુ નથી, પછી માણસ ગમે એટલું પોતાનુ માથું કુટે તો શું થયુ?

(૬૫૩) પહેલા માણસનું નસીબ બંધાય છે, ને તે પછી તેને જન્મ મળે છે યાને તેનું શરીર બને છે અને એવું કુદરતમાં બનતુ હોવાથી કબીર કહે છે કે, મને એ અજાયબી લાગે છે, કે માણસનું મન સ... ગમતું નથી!

# નસીબ કેમ બને છે?

How man's destiny is wrought

૬૫૪

કબીર રેખા કરમકી, ક્યૂ ન મિટે ગમ
મેટનહાર સમર્થ હય, પર સમજ કિયા હય કામ

૬૫૫

તેરા વેરી કોઈ નહિ, તેરા વેરી ફૈલ,
તુ અપને ફયલ મિટાલે, ગલી ગલી કર સહેલ

૬૫૬

બખ્ત કહો આયગ કહો, નસીબ કહો નિરધાર,
હજાર નામ મનકે ધરો, મનહિ સરજનહાર

How mans destiny is wrought

(૬૫૪) ઓ કબીરા! ખુદાએ જે કર્મનો કાયદો બનાવ્યો છે, અને તે કર્મના આધારે જે નસીબ બંધાય છે તે, ખુદા સિવાય બીજા કોઈના હાથે ફેરવાતુ નથી, તેને ફેરવનાર, ખુદા પુરતો સામર્થવાન છે, પણ એ કર્મનો કાયદો, તેણે ડહાપણ વાપરીનેજ બનાવ્યો છે, યાને માણસના ભલા અર્થેજ કીધો છે

(૬૫૫) તારો વેરી કોઇ બાહેર નથી, પણ તારા વેરીઓ તે તારા નઠારા કામો (ચાલચલણ) છે, એ નઠારા કામોને તુ દુર કર, તો તુને બધુ સહેલુ થઇ જશે, યાને જ્યા ની જશે ત્યા સુખજ રહેશે એટલે કે તારૂ ભવિષ્ય તુ સુધારી શકશે.

(૬૫૬) એને (કર્મને) બખ્ત કહો, ભાયગ કહો, અથવા કાંઈ પણ આધાર વગરનુ નસીબ છે એમ હજારો નામો, એ વિષે મનમા કલ્પો, પણ એ **નસીબનો બનાવનાર માણસ પોતે જ છે.**

Sow an act reap a habit
Sow a habit reap a character
Sow a character reap a destiny **J Allen**

૬૫૭

બાહેર સુખ દુઃખ દેતકો, હુકમ કરે મન માય,
જબ ઉઠે મન બખ્તકો, બાહેર રૂપ ધરી આય.

(૬૫૭) પોતાની બાહેર અમુક સુખ યા દુઃખ આવે તે માટે પહેલાં માણસનાં મનમાં હોકમ થાય છે, ને જ્યારે મન-નસીબ પાકત થયું, ત્યારે તેનો આકાર બાહેર પડે છે.

અર્થાત-સઉથી પેહલ્લાં માણસનાં મનમાં ઇચ્છા ને વિચાર ઉત્પન્ન થાય છે, કે મારી આસપાસ અમુક જાતના સંજોગો બને; એવી રીતે વિચાર કરતાં કરતાં, જ્યારે તે વિચારો પૂરા મજબુત યાને પાકત થયા કે તેઓ અમુક આકાર લઇને આપણી ભુવન ઉપર જાહેર થાય છે, યાને તેનું અમુક જાતનું નસીબ (હાલત) બંધાય છે. ટુંકમાં, જે કાંઇ માણસની હાલત બની હોય છે યા બનવાની હોય છે, તેનો બનાવનાર તેનું **મન છે યાને તે પોતેજ છે.**

Mind is the master power, that moulds and makes,
And **man** is **mind**, and evermore he takes
The tool of thought, and **shaping** what he **wills**,
Brings forth a thousand **joys**, a thousand **ills**
He thinks in secret, **and it comes to pass**
Environment is but his looking glass.

See **"As a man thinketh"** *by* **James Allen.**

**અર્થ**—માણસનું મન, એ મહા બળવાન શક્તિ છે કે જે આકાર ઘડે છે ને બનાવે છે; માણસ તે **મન** જ છે, જેમ જેમ તે વિચારનું હથિયાર વાપરે છે, અને ઇચ્છા કરે છે તેવો આકાર મન બનાવે છે, અને તેમાંથી પછી હજાર જાતનાં સુખો કે હજાર જાતનાં દુઃખો તે ઉપજાવે છે; તે (માણસ) છુપી રીતે (મનની અંદર) વિચાર કરે છે, પણ તે બાહેર જાહેર થાય છે, અને તેનાં સંજોગો તે માત્ર તેની આરસી છે, યાને બાહેરના સંજોગો તે તેના પોતાનાજ કીધેલા (વિચારો)નું પરીણામ છે.

૯૫૮

બખ્ત બને ભનજલ તજે, નિર્મલ ભયા બિકાર,
યે સબ કિયા નસીબકા, રહે નિશ્ચય નિરધાર

૯૫૯

કરમ અપના પરખ લે, નન નહિ કિજે રીસ,
હરિ લિખા સો પાઈયે, પથ્થર ફોડે શિસ

૯૬૦

કિને બિના ઉપાય કછુ, દેવ કબૂ નહિં દેત,
ખેત બીજ વાવે નહિ, તો કયુ જામે ખેત?

૯૬૧

દુખ લેને જાવે નહિ, આવે આચા સુખ
સુખમ પહરા હોયગા, તબ દુખ કરેગા કુચ

૯૬૨

કોને પદાર્થ હોત હય, બિસર જાત સબ સુ।
જૈસી લિખી નસીબને, તૈસી ઉપજત બુધ

(૬૫૮) નસીબનાંજ જોરે માણસ આ ભવસાગરમાંથી તરી જાય છે, ને તેનાં વિકારો નબળા પડે છે, યાને તેનાં દુર્ગુણો મટે છે તેથી ઉપર કલા પ્રમાણે તેનાં નસીબનાંજ જોરે યાને તેનીજ મહેનતથી થાય છે, એવી રીતે સઉ કાંઇ માણસના હકમાં બને છે, ને બધું, તેનું પોતાનુંજ બનાવેલું (નસીબ) છે, અને બીજા કોઇથી તે બનતું નથી, એ તું નક્કી માનજે.

(૬૫૯) (માટે) તારૂં કીધેલું, તેજ (તારૂં નસીબ) બન્યું છે એમ જાણીને તું તારા મનમાંનો બળાપો કાઢી નાંખ. કારણકે ખોદાએ કર્મનો કાયદો (Law of Karma, or Cause and Effect) એવો કીધો છે કે સઉ કોઇ પોતાની કરણીનુંજ પરિણામ (સુખ યા દુઃખ) મેળવે છે, અને તેમાંથી કદીબી છુટી શકતો નથી, પછી ગમે તો પથ્થર લઇને તે માથું કાં ન ફોડે.

(૬૬૦) તારાં પોતાનાં કર્યાં સિવાય બીજું કાંઇ ખુદા તને આપતો નથી; કારણકે ખેતરમા બીજ વાવે નહિં, તો ત્યાં પાક કેમ પેદા થાય?

(૬૬૧) દુખ (ઉછીનું) લેવા કોઇ જતો નથી, પણ તે અચાનક (આગળી કરણીનાં ફળ તરીકે) આવી ઉભું રહે છે; તેમજ જ્યારે સુખનો વખત આવી લાગશે, યાને નઠારાં કર્મો પુરાં થશે, ત્યારે દુઃખ પોતાની મેળે ચાલ્યું જશે.

(૬૬૨) જે કાંઇ નસીબમાં લખ્યું હોય, તેજ બનવાનું, અને તે બનવાનુ એટલે માણસની બધી અક્કલ હુશિયારી જતી રહે છે, અને જેવું નસીબમાં બનવાનું હોય, તેવી જાતની અક્કલ તેને સુજ પડે છે, યાને બનાવને અનુસરતુંજ કાર્ય તે કરે છે.

## નસીબ આપણી સાથેજ છે, તે બાહેરથી આવતું નથી.

૬૬૩

અનહોની હોય નહિં, હોની હોય સો હોય,
રામચંદ્રજી બનકુ ગયે, સુખ અછત દુઃખ હોય

૬૬૪

એ મન ભાયગ ભુલ મત, જો આયા મન ભાગ,
સો તેરા ટલતા નહિ, નિશ્ચય સંશય ત્યાગ

૬૬૫

મનકી શંકા મેટ કર, નિશંક રહે નિરધાર;
નિશ્ચય હોય સો હોયગા, જો કરસી કિરતાર.

૬૬૬

તેરા વેરી કોઈ નહિ, તેરા વેરી ફયેલ,
અપને ફયેલ મિટા લે, ફિર ગલી ગલી કર સહેલ

૬૬૭

દુનિયા કહે મે દોરંગી, પલને પલટી જાઉં,
સુખમે જો સો રહે વાકો દુઃખી બનાઉં.

(૬૬૩) જે કાંઇ નસીબમાં લખ્યું ન હોય, તે કદીબી બનવાનું નથી, પણ જે કાંઇ બનવા કાળ હોય તેજ બને છે ને બનવાનુ; રામચંદ્ર જેવા મોટા રાજાનાં કર્મમાં વનવાસ લેવાનો હતો, ત્યારે પોતે જ રાજપાટ ને સુખ છોડીને વનવાસે ગયા.

અર્થાત—જે કાંઇ કારણો (causes) આપણે ઉપજાવ્યા હોય, તેનાંજ પરિણામ આપણને આવી મળે છે.

(૬૬૪) માટે ઓ માનવી, તું તારાં નસીબને ભુલી જતો ના, કારણકે જે કાંઇ તારાં નસીબનું હશે તેટલુંજ તને મળવાનું અને તે કદીબી મટવાનું નથી, માટે તારા દિલમાંનાં વેહમોને દુર કર, ને ખુદાપર ભરોસો રાખી બેસ.

(૬૬૫) તારા મનમાંના વેહમોને દુર કર, અને બીજી ચીજોપર ભરોસો રખ્ખવાનું મુકી દે, પણ ખુદાપર વિશ્વાસ રાખી તે જે કરે તેજ ખરૂં છે, એવું ખાતરીથી માનતો રહે.

(૬૬૬) તારા કોઇ શત્રુઓ નથી, પણ તારા દુઃખનું કારણ તે તારા પોતાના દુર્ગુણો જ છે, તેઓને તું મારી હટાડ, તો પછી તુ જ્યાં જશે ત્યા તુને સુખ મળ્યા કરશે.

(૬૬૭) આ દુનિયો બે તરેહની છે, જે પળવારમાં ફેરવાઇ જાય છે, અને તે એમ કહે છે કે જે સુખમાં નભરવસ થઇને પડી રહે છે, યાને ખુદાને યાદ કરતો નથી, પણ પોતાની મોજમા ચકચુર રહે છે, તેને હું દુઃખી બનાવુંછું.

૬૬૮

કબીર! ઘટમે રામ હય, રજક મોત જીવ સાથ;
કહા ચારા મનુષ્યકા, કલમ ધનીકે હાથ?

૬૬૯

આતાલ જા પાતાલ જા, કે ફોડ જા બ્રહ્માંન્ડ;
કહે કબીર ના મિટે, દેહ ધરેકા દંડ.

૬૭૦

લિખા મિટે નહિં નસીબકા, ગુરૂ કર ભજ હરિનામ;
સિધે મારગ નિત ચલ, દયા ધરમ વિશ્રામ.

(૬૬૮) ઓ કબીર! ખુદા આ શરીરમા રહેલા છે, ને તેની સાથેજ આપણુ રજક, મરણ ને જીવન રહેલું છે, અને જ્યારે તે સાહેબના હાથમા આપણુ નસીબ (લખ્યાનુ) રહેલુ છે, તો પછી આપણુ માનવિનો શુ ઇલાજ?

(૬૬૯) ગમે તો આતાલ યા પાતાલમા ભરાઇ જાવો, યા આખુ બ્રહ્માંડ (universe) ફ્રાડીને બાહેર નિકળો, તો પણ કબીર કહેછે કે, આ દેહ ધારણ કરવાનો જે દંડ છે તે આપ્યા વગર કદી માણુસથી રેહવાતુ નથી અર્થાત–કર્મના કાયદાની ચુગાલમાથી કોઇ બચી શકતુ નથી, પણ જેવુ જે કરે, તેવુ તેને ભરપાઇ રવુ પડે છે

(૬૭૦) છેવટ કબીર કહે છે કે, નસીબમા લખેલુ જ્યારે મટતુ નથી, ત્યારે તેને ફેરવવાની કોશેશ કરવાને બદલે તુ શુરૂ કર, ને ખુદાનુ નામ જપવાનુ તેની પાસે શિખ; અને નેકીને રસ્તે ચાલી હમેશા દયાના અને ધરમના કામો કર, જેથી તુને ખરૂ સુખ પ્રાપ્ત થાય

## શ્રમ (exertion).

મહેનત કર્યાથી જ ફળ મળે છે યાને નસીબ બંધાય છે

૯૭૧

શ્રમ હિને સબ કછુ બને, બિન શ્રમ મિલે ન કાંઈ;
સિધી અંગુલી ઘી જમ્યો, કબુ નિકલે નાહિં.

૯૭૨

કૈસા પર સમર્થ હો, બિન ઉદ્યમ દુઃખ પાય;
નિકટ અસન બિન કર ચલે, કૈસે મુખમે જાય?

૯૭૩

શ્રમ હિને સબ હોત હય, જો મન રાખે ધીર;
શ્રમતે ખોડત કુંપ જ્યું, તલમે પ્રગટે નીર.

૯૭૪

કિયે બિના કરે બિના. દેવ કછુ નહિ દેત;
ખેત બિન વાવે નહિં, તો કયું જામે ખેત?

(૬૭૧) મેહેનત કર્યા સિવાય કાંઈ બનતું નથી, મેહેનત વગર કોઈ ચીજ મળતી નથી; વાસણમાં ઘી જામી ગયું હોય તે પણ વાંકી આંગળી કીધા વિના યાને મેહેનત વગર નિકળી શકતું નથી.

(૬૭૨) ગમે એવો બળવંત માણસ હોય, પણ ઉદ્યમ નહિ કરે તો તે દુઃખ પામે છે, પાંચ આંગળાંએ લિધા વગર ખોરાક મોહોડાંમાં જઈ શકતો નથી. તેમ, મેહનત કર્યા વગર કશી ચીજ બની શકતી નથી

(૬૭૩) જો મન ધીરજ રાખે અને મેહનત કરે તો સર્વ કાંઈ બની શકે છે, મેહેનત કરી ખોદકામ કરે છે ત્યારેજ જમીનમાંથી પાણી નિકળી તેનો કુવો બંધાય છે તેમ, મેહેનત કર્યાથીજ ફળ પ્રાપ્ત થાય છે

(૬૭૪) મેહેનત કર્યા વગર ખુદા કાંઈબી (અમરવું) આપતો નથી; ખેતરમા બીયા વાવે નહિ તો તેમાં પાક (crop) ક્યાંથી થાય?

We get out of life just what we have put into it, and the world has for us just we have for it

*Mrs Annie Besant*

## હિંસા (Killing) ન કરવા વિષે.

૬૭૫

જન જીવ કબુ મત મારો,
ભક્તિ કરો દયા ઉર ધારો;
સાધુ દેવ ભક્ષ અંકુર ખાય,
મિન મદ માસ રાક્ષસ ખાય.

૬૭૬

માંસ કુંકરકે ખાને હય, મનુષ્ય દેહ કયું ખાય;
રતી એક ઘટમે સંચરે, સેહેજ નર્ક લે જાય.

૬૭૭

માંસ અહારી માનવિ, પ્રત્યક્ષ રાક્ષસ જાન;
તાકી સંગત મત કરો, હોય ભજનમેં હાન.

૬૭૮

રાઇકા બારવા હિસ્સા, માંસ સુવાકો ખાય;
કોટ જનમ સ્વાન અવતરે, પરે ચોરાસી આંય.

૬૭૯

બરા પાપ હય હિંસા, તેહિ સમાન ન કોય;
ધર્મરાય જબ લેખા માંગે, તબ સબ નોગન હોય.

(૬૭૫) પશુ પક્ષી (જેઓને આપણી માણુસની પેઠે જીવવા ગમે છે) ને ના મારો, ને જીવ હત્યા ના લેવો, પણ ખુદાને યાદ કરી સર્વે (જીવો) ઉપર દિલમા દયા રાખો સાધુ પુરૂષો અને દેવતા લોકોનો ખોરાક વનસ્પતિ, ફળ, ફળાદીનો જ છે, માત્ર રાક્ષસ લોકોજ માછલી, દારૂ ને માસ ખાય છે

(૬૭૬) માસ, કુતરા અને જંગલી જનાવરોનો ખાવાને માટે છે, માણુસનાં શરીરને તે બિન અનુકુલ છે, માટે માણુસે તે શા માટે ખાવુ? કાય જે એક રતીભાર બી માંસ શરીરમા જાય તો તે માણુસ જરૂર નર્કમા જ જાય.

(૬૭૭) જે માનવિ માસ આહાર કરે તેને, રાક્ષસજ જાણુવો, અને તેવા માણુસની સગત કરવી નહિં, કારણુકે તેથી ખુદાનું ભજણુ કરવામા હરકત થાય છે.

(૬૭૮) રાઇના બારમા ભાગ જેટલું બી થોડું, મુવેલાં જનાવરનું માસ જે કોઇ ખાય, તે કરોડો જનમ કુતરા તરીકે અવતરે અને ચોગસી ફેરામા તે પડે

(૬૭૯) જીવ લેવો, તેના જેવુ મોટું પાપ એકે નથી; જ્યારે મરણ પછી જીવનો ઇનસાફ થાય છે અને ધર્મરાજા (રસ્ને રાસ્ત) તેની કરણીનો હિસાબ માગે છે ત્યારે (જીવહત્યા) પાપની શિક્ષાના દુઃખની વાત તેને ખબર પડે છે.

(૬૮૦) માટે કબીર કહે છે કે તુ ગરીબ પ્રાણીઓને મારી કપાવીને જીવ ના લે, બધાના જીવ એક સરખા છે, જીવ હત્યા કરવાનુ પાપ એટલુ તો ખરાબ છે કે કરોડો ગાયોનું દાન આપવાથી યાને ગમે એવુ મોટુ દાન યા ધર્મના કામો કરવાથી, તે પાપ ધોવાઇ શકાતુ નથી

(૬૮૧) તુ બધાપર દયા રાખ, ને ઘાટકી ના થા, કાય જે બધા જીવો ખુદાનાજ પેદા કીધેલા છે, અને સઉમા ખુદાનો જ જીવ રહેલો છે, અને સઉને તારી માફક જીવવા ગમે છે

(૬૮૨) જીવ માટે તુ વિચાર કર, નાના મોટા બધા જીવો એકજ છે, યાને (એક) ઇશ્વરના જ તે ભાગો છે, જે જીવમા યાને (વનસપતિ ફળ ફળાદી) મા શ્વાસોશ્વાસ (breathing process) યાને દમ લેવાનુ કામ ચાલતુ નથી, તેઓનો આહાર કર યાને તે ચીજો તુ ખાવામા લે

(૬૮૩) દયા દયા કરી સઉં કોઇ બોલે છે ખરા, પણ તેનો મર્મ શુ ? યાને દયા શા માટે કરવી, દયા શુ છે તે કોઈ સમજતા નથી, તેમજ જીવ શુ છે તેની જાત, તે કયાથી આવ્યો વગેરે જ્યાસુધી માણસ સમજે નહિ તો પછી દયા તેને કયાથી આવે ?

## હિંસા.

જનાવરને કાપે છે, ત્યારે તે શું કહેછે?

૬૮૪

મુરઘી મુલ્લાસે કહે, તુ જમેહ કરત હય મોહે
સાહેબ લેખા જબ માગે, તબ સંકટ પડસી તોહે

૬૮૫

ગલા કાટ કલ્લમા પઢે, મુખસે કહે હલાલ
સાહેબ કે દરબારમે, હોગા કોન હવાલ?

૬૮૬

સાહેબ કે દરબારમે, કયુ કર પાવે દાદ,
પહેલે કાન ભુગ કરે, બાદ કરે ફરીયાદ

૬૮૭

ગલા ગુસ્સેકા કાટ, નિયા કેહેરકુ માર;
પાચો બકરી જુબા કરો, તબ પાવે દિદાર.

૬૮૮

જો જાકો કાટે, સો ફિર તાહે બાટે;
કહે કબીર ના છુટે, સાના સામી સાટે

૬૮૯

જીભ્યા જીને વશ કરી, તિને વશ કિયા જહાંન,
નહિ તો અવગુન ઉપજે, કહે સબ સંત સુજાન

જનાવરને કાપે છે, ત્યારે તે શું કહેછે.

(૬૮૪) મરઘીને જ્યારે જબેહ કરે છે ત્યારે તે મુલ્લાંને કહેછે કે તું શું કામ મને મારે છે? જ્યારે ખુદા તારો હિસાબ માંગશે ત્યારે તારીપર જે સંકટ આવશે, તેનો કાંઇ વિચાર કરે છે કે નહિં?

(૬૮૫) એક ગમ તું મારૂં ગળું કાપતો જાય, ને બીજી ગમ ખુદાના નામનો કલ્મો પઢે યાને ખુદાનું નામ દઇને ખુન કરે, તો (એવા જુઠાપણા માટે) સાહેબની દરબારમાં તું જશે, ત્યારે ત્યાં તારી કેવી વળે થશે?

(૬૮૬) હમણા તું ગળું કાપીને બીજાને દુઃખ દે, ને પછી જ્યારે તુંને તેનો બદલો દુઃખમાં આવે, ત્યારે તું ખુદા પાસે ફરયાદ કરે કે ઓ ખુદા, મને બચાવ! તો તારી દાદ કોણ સાંભળશે?

(૬૮૭) તારા ગુસ્સાનું ગળું કાપ, તારા દિલમાંનો કીનો કપટ મારી નાખ, ને તારી પાંચો બકરીઓ યાને પાંચ ઇંદ્રિઓ જે પાપો કરે છે ને કરાવે છે, તેઓને કતલ કર, અને ત્યારે તું ખુદાનું નામ લેશે તો ખુદા તને મળશે.

(૬૮૮) જે કોઇ બીજાને કાપે, ને તેની વેહેચણી કરે, તે સામાં સાથે "આપ-લે"નું સાટું કરે છે, અને હમણા તેનો લેવાનો દાવ છે, તો હવે પછી તેની આપવાની વારી આવશે.

(૬૮૯) જેને પોતાની જીભને તાબે કીધી, તે આખી જેહાંનને તાબે કરી શકે, પણ જે જીભને તાબે નહીં કરે, અને ગમે તેવું ખાયા કરે યાને જીભના "સ્વાદમાં"ને પોખ્યા કરે, તે માણસનાં શરીરને વ્યાધીઓ થાય, એવું સાધુ-પુરૂષોનું કેહેવું છે.

## હિંસા.

**જીભનાં સ્વાદને લીધેજ માણસ સ્વાધિન બને છે, ને પાપો કરે છે.**

૯૯૦

મખ્ખી ગુડમે ગડ ગઇ, પાખ રહિ લપટાય,
સીસ પટક કર ઘસે, સ્વાદે દેહિ ગુમાય.

૯૯૧

આધી ઓર સુકી ભલી, સારી સુખ સતાપ,
જો ચાહેગા ચોપરી, તો બહોત સહેગા બાપ

૯૯૨

ખાટા મિઠા દેખકર, જીભ્યા ધર લે નીર,
તબલગ નન પાકા નહિ, કાચા નિપટ ફકીર.

૯૯૩

ખાટા મીઠા ખાવ કર, કરે ઇંદ્રીકા ભોગ,
સો કેસે જા પહોંચે, સાહેબજી કે લોગ?

જીભના સ્વાદને લીધે માણસ દયાહિન બનેછે, ને પાપો કરેછે.

(૬૯૦) માખીને ગોળ ગમે છે તેથી તે ગોળના રસપર બેસે છે ત્યારે તેની પાંખો તેમાં લપટાઇ જાય છે ને તેમાંથી બાહેર નીકળવાને માથું પછાડી મરી જાય છે નોયે છુટી શક્તિ નથી, અને જીભના સ્વાદને લિધે પોતાનો જાન ગુમાવે છે તેમ, જીભના સ્વાદને માટે માણસ પાપો કરે છે અને પોતાની દેહને નુકશાન કરે છે

(૬૯૧) અરધી ને સુકી (ગાડુ ખાનુ) રોટલીજ આપણી માટે સારી છે, કારણ કે આપણુ ખાવા જતા દુખ આવે છે, માટે તુ જો સ્વાદના પકવાન માગ્યા કરશે તો પછી "ઓ બાપરે 'ઓ બાપરે એવુ કર્યા કરવુ પડશે

અર્થાત—સાદો સુતરો ખોરાક ખાવાથીજ શરીરની તનદરોસ્તી જળવાય છે, પણ માત્ર જીભના શોખને ખાતર જેઓ તહરેવાર ચીજો ખાય છે તેઓને શરીરના દુખો ઉત્પન્ન થાય છે, અને ત્યારે તેઓને પસ્તાવો થાય છે

(૬૯૨) ખાટુ મિઠુ જોઇને, મોહડામા પાણી છુટે ત્યારે જાણવુ, કે મન હજુર પાકુ થયુ નથી, પણ કાચુ યાને અજ્ઞાન છે, યાને આપણને તનદરોસ્તીના કાયદાની ખબર નથી

(૬૯૩) ખાટુ મિઠુ ખાયા કરી, ઇંદ્રિઓના વિષયોના ભોગ ભોગવ્યા કરે, તો પછી તે માણસ ખુદાને કેમ જઈ પુગે? કારણકે માણસનુ મન ઇંદ્રિઓના સ્વાદથી ચકભમ થઇ જાયછે, તેથી તેને ખાવુ પીવુ એ સિવાય બીજુ કશુ જીંદગીમા કરવાનુ છે એવુ ભાન રહેતુજ નથી

## સૌથી મોટું પુણ્ય, તે જીવ બચાવવો.

(૬૯૪) બાહેરની સ્વાદદાર ચીજને જોઇને, તું લલચાઇ ના જા, પણ જો તું એવું માગનો હોય કે તારૂં શરીર નિરોગી રહે ને તુંને સુખ મળે તો લુખ્ખું સુકું યાને સાદું સુતરૂં ખા, ને પીવામાં માત્ર થંડું નિર્મળ પાણી વાપર.

(૬૯૫) દયા એજ ધર્મનો મુળ પાયો છે, જે ધર્મમાં દયા નથી, તે ધર્મ છેજ નહિં, અને જે માણસમાં દયા ન હોય તે માણસ ધર્મિ કહેવાયજ નહિં, પાપનું મુળ અભિમાંન છે, જે એમ કહે કે હું મોટો છું અથવા જનાવરને મારીને ખાવાનો મને હક છે, તે માણસ અભિમાની છે, અને તેથીજ તે પાપો કરે છે; માટે કબીર કહેછે કે જો તું ખરો સુખી થવા માગનો હોય, તો જ્યા સુધી તારાં શરીરમાં પ્રાણ છે ત્યાં વેર કદી ની તું દયા છોડતો નાં, યાને હંમેશા બધાંપર દયા રાખ, કે જેથી પરમેશ્વરની દયા તારા પર ઉતરે.

(૬૯૬) તું બધાંપર દયા રાખ, શા માટે નિર્દય થાય છે? જેની બુદ્ધિ ખુદામાં છે યાને ખુદાને જે કોઇ ગણતો હોય તે કદી પણ ખુની થનો નથી!

(૬૯૭) કોઈ પણ જાતનો ઉપકાર કરવો એ સારી વાત છે, પણ બધી તરેહના ઉપકાર કરતાં, જીવ દયાનો ઉપકાર સઉથી સરસ છે, યાને મરતાને બચાવવુ અને કોઇની પ્રાણીને દુઃખ દેવુ, દેનાડવું નહીં એના જેવુ એકે પુન બીજું નથી જે માટે, વેદ પુરાણ (બધા ધર્મશાસ્ત્રો) સાહેદી પુરે છે, યાને બધા ધર્મો શિખવે છે કે જીવોપર દયા રાખવી.

## અહંકાર (I am ness) વિષે.

૬૯૮

ક્રિયા કરાયા સબ ગયા, જબ આયા અહંકાર,
કોટ કરમ લાગે રહે, એક અહંકારકી લાર

૬૯૯

અહન્તા ન આનિયે, જો હરિ સિંહાસન દે,
જો દિલ રાખે દિનતા, સાંઇ અપના કર લે

૭૦૦

લઘુતાઇમે પ્રભુતાઈ હય, પ્રભુતાઇસે પ્રભુ દૂર:
કિડી હો મિસરી ચુગે, હાથી સિર ડારે ધૂર

૭૦૧

બડિ બિપત બડાઈ હય, નાના કરમસે દૂર,
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચન્દ્ર ઔર સૂર.

૭૦૨

કબીર ! ગર્વ ન કિજીયે, રંક ન હસિયે કોય
અજહું નાવ સાગરમે હય, ન જાનુ કયા હોય

(૬૯૮) જ્યારે માણસને અહંકાર આવે છે, યાને પોતે ઘણો મોટો છે એવો "હુંપણાનો" ભાસ વધી જાય છે, ત્યારે તેનું કીધેલું કારવેલું બધું ધુળ મળી જાય છે, કાંય જે અહંકાર એવો બુરો છે, કે તેનાથી માણસ કરોડો પાપો કરે છે, અને પાપથી તેનો નાશ થાય છે.

(૬૯૯) તેથી કબીર કહેછે કે, અગર ખુદા રાજગાદી આપી તુને રાજા કરે, તો પણ તું કદી મનમાં મગરૂબ થતો ના, પણ જો તું નમનતાઈ રાખશે તો ખુદા બી તારો થઇ જશે, યાને ખુદા તુને પોતાનો કરી લેશે.

૭૦૦) નમનતાઈમાં જ મોટાઈ સમાયલી છે, જયારે મોટાઇ દેખાડયાથી યાને "હું મોટો છું" એવો ગર્વ રાખ્યાથી, માણસ ખુદાથી દુર થતો જાય છે. દાખલા તરીકે, કિડી જમીનપર હોવાથી તે ખાંડને ઉંચકી શકે છે, જયારે હાથી ઉંચો હોવાથી પોતાને માથે, ખાંડને બદલે, ધુળજ નાંખ્યા કરે છે.

(૭૦૧) વડાઇ કર્યાથી, માણસને ઘણું વેઠવું પડે છે, પણ નાના માણસને યાને જે પોતા માટે વડાઇ રાખતો કે માગતો નથી, તે ઘણી જાતના પાપો કરવામાંથી બચી જાય છે. તેથી તેને ઘણું ઓછું દુઃખ હોય છે. જેમ ગ્રહણ (eclipse) સુર્ય અને ચંદ્રમાં જે મોટા છે તેઓ ઉપરજ આવે છે, પણ તારા (stars) જે નાના છે તેઓને ગ્રહણની કશી અસર થતી નથી, તેમ મોટા થવામાં ઘણાં દુઃખો સમાયલાં હોયછે.

(૭૦૨) ઓ કબીર! તું અહંકાર જરાએ કરતો ના, ને તારાથી જે ગરીબ દેખાય તેને હસી કાઢતો ના, કારણકે તારી હોડી પણ હજુ્ર સમુદ્રમાંજ છે, ને કિનારે ગઇ નથી; ત્યાં તું સહિસલામત પહોંચશે કે નહિં, તે તુ જાણતો નથી અર્થાત આજે તું મોટો દેખાય છે, પણ કાલે તું કેવો રહેશે તે કાંઇ તને ખબર છે?

૭૦૩

ઉંચા પાની ના ટિકે, નિચેહિ ઠહેરાય,
નિચા હોય સો ભર પિયે, ઉંચા પ્યાસા જાય

૮૦૪

ઉચે કુલ જનને કહા, દેહિ ધરે અસ્થૂલ;
પાર બ્રહ્મકો ના ચઢે, બાસ બિહોના ફૂલ

ઉચા કુલ કહા કિજીયે, જો કરની ઉચ ન હોય?
કનક કલેશમે મન ભરા, સ તો નિંદિયા સોય

૭૦૬

ઉચા દેખ ન રાચિયે, ઉંચા પેડ ખજુર,
પંખી ન બેઠે છાયડે, ફલ લાગો પન દુર.

(૭૦૩) ઉંચી જગ્યા પર, પાણી રહી શકતું નથી, નિચે આવેછે ત્યારેજ તે ઠરીને રહી શકેછે, ને માણસ વાંકો વળે ત્યારેજ તે પાણી પી શકે છે, ઉભો રહેનાર તે પી શકતો નથી, પણ તરસો રહે છે તેમ, જે કોઇ ગર્વ કરે છે તે નિચેજ પડે છે, અને નમનતાઇ રાખે છે, તે સુખી થાય છે.

(૭૦૪) તારૂં શરીર હમેશ ટકનારૂં નથી, ત્યારે તું શાની વડાઇ લે છે કે "હું ઉંચાં કુળમાં જનમ્યો છું" એમ તો વાંસનો ઉંચો તાર જેવો વધી જાય છે, પણ તેને વાંસ (Bamboo tree) ને કાંઇ ફુલ હોતાં નથી, કે તેને ખુદાના પગ આગળ ચઢાવવામાં આવે, તેમ. પોતાનાં કુળની અમરથી વડાઈ લેવાથી કાંઇ ઉંચું થવાતું નથી.

(૭૦૫) જો તારી કરણી ઉંચી (નેક) ન હોય તો તારા એવાં (અમરથાં) ઉચ્ચાં કુળને શું કરે? તું ગમે એવા ઉંચાં ખાનદાનનો છોકરો હોય, પણ જો તારૂં મન પૈસા મેળવવાના કાવાદાવા કરવામાં રોકાયા કરે, ને તેમ કરતાં, તું બીજા નેક માણસોનું દિલ દુઃખવે તો તારૂં એવું ઉંચું કુળ શા ખપનું?

(૭૦૬) એવાં માત્ર નામનાં ઉંચા કુળ જોઇને રાજી થવું હોય તો, ખજુરનું ઝાડ બી ઉંચું છે, પણ તેની ઉપર કોઈ પંખી બેસી શકતું નથી, ને તેનું ફળ ઘણું દુર હોવાથી તે કોઇના હાથમાં આવતું નથી, તેથી કબીર કહેછે કે એવી બાહેરથી ઉંચ દેખાતી હાલત માટે મનમાં મગ્રન ના થયા કર.

૭૦૭

ઉંચે કુલકે કારને, બાશ બડયો અંહંકાર;
રામ ભજન હિરદે નહિ, જાલ્યો સબ પરિવાર.

૭૦૮

કબીર! તહાં ન જાઇયે, જહાં કુલકો હેત,
સાધુપનો જાને નહિ, નામ બાપકો લેત

૭૦૯

બડે બડાઇ ન કરે, બડા ન બોલે બોલ,
હિરા મુખસે ના કહે લાખ હમારા મોલ

૭૧૦

ના મુજ છાઇ ન છાપરી, ના મુજ ઘર ન ગામ'
જો કોઇ પુછે, કોન હય? ના મુજ જાત ન નામ

૭૧૧

મેરા મુજમે કછુ નહિ, જો કછુ હોય સો તેરા,
તેરા તુજકો સોપને, કયા લગેગા મેરા?

(૭૦૭) "હું ઉંચ કુળનો છું" એમ વાંસ (bamboo) ને પણ ઘણો અહંકાર થાય છે; પણ એ વાંસને માટે કહે છે કે તેમાં અગ્નિ તત્વ વધારે છે, તેથી ઘણીક વખતે વાંસે વાંસ ઘસાવાથી અગ્નિ પ્રકટ થઇ આખાં જંગલનાં જંગલ બાળી નાંખે છે, અને પોતે પણ સાથે બળી મરેછે જેથી "પોતાનાં કટુંબ પરિવાર બાળ્યાં" એવું તેને માટે કહેવાય છે, એવીજ રીતે જે માણસ પોતાનાં ઉંચાં કુળ માટે મગરૂબી દેખાડયા કરે પણ કરણી ઉંચી ન કરે તે પોતે દુખી થઇને આખાં કુટુંબને પાયમાલ કરે છે.

(૭૦૮) ઓ કબીર! જે માણસ પોતાનાં કુળ માટે ખાલી વડાઇ માર્યા કરે, અને વારે વારે પોતાના બાપનું નામ લઇને પોતાની મોટાઇ દેખાડયા કરે કે "હું તો ફલાણા ખાનદાનનો છોકરો છું," પણ જે પોતાની કરણી નેક કરતો નથી, તે માણસ પાસે તું જતો ના.

(૭૦૯) હિરો અમુલ્ય હોવા છતાં, પોતાની કિંમત લાખ રૂપિયા છે એવું મોહડેથી કેહેતો નથી તેમ, જેઓ (ખરા) પુરૂષો છે તેઓ પોતાની મોટાઇની ડીંગ મોહડેથી કદી મારતા નથી, અને પોતા માટે જરાએ મગરૂબાઇ ધરાવતા નથી.

(૭૧૦) કબીર કહે છે કેઃ—મારી તો નાની ઝુપડી બી નથી, ને ઘરે નથી, કે નથી મારૂં પોતાનું ગામ; મને જો કોઇ પુછે કે "તું કોણ છે?" તો મારો જવાબ એ કે, મારી તો જાત બી નથી, ને મારૂં કંઇ ઘર બારબી નથી, પણ હું તો ખુદાનો બંદો છું. • સારાંશ કે દુન્યાંમાં કોઇબી ચીજ આપણી છેજ નહિં, ત્યારે અમસ્થી વડાઇ શા માટે કરવી!

(૭૧૧) મારૂં (જેવું) તો કાંઇ છેજ નહિ, જેબી છે તે તારૂં (ખુદાનું) છે, અને તે બધું તેને હવાલે કરવાનું, એટલે બાકી રહ્યું શું કે તે આપણું કહેવાય?

૭૧૨

છોડે જબ અભિમાનકો, સુખી ભયા સબ જીવ;
ભાવે કોઇ કછુ કહે;' મેરે હૃદય નિજ પિવ.

૭૧૩

તિમ્મર ગયા રવિ દેખતે, કુમુદ્દી ગઇ ગુરૂ જ્ઞાન;
સુબુદ્ધિ ગઈ કછુ લોભસે, ભક્તિ ગઈ અભિમાન.

૭૧૪

આપે સબહિ જાય, કિયા કરાયા સોય;
આપ તજ હરિકો ભજે, લાખનને બિરલા કોય.

૭૧૫

ભરમ ગયા તબ જાનિયે, અચરજ લગે ન કોય;
એ લિલા હય રામકી," નિરખો આપા ખોય

(૭૧૨) **પેલુ તો મારૂ** છે, આ ચીજનો ધણી હુ છુ એવુ એવુ (હર તરેહનુ) અભિમાનપણુ જ્યારે છોડે, ત્યારેજ તે જીવ ખરો સુખી થાય છે, અને એવી રીતે જે કોઇ નમ્ર થાય છે, તેના હૈયામા ખુદા વાસો કરે છે, પણ નમ્ર થવાથી, કબીર કહે છે કે જો કોઇ તારી મશ્કરી કરે, તો તારે તેની ચિંતા કરવી નહિ કાય જે આપણા હૈયામા ઇશ્વર હોય તો પછી આપણે બીજા કોઇની શી પરવાહ છે?

(૭૧૩) સુર્ય ઉગવાથી જેમ અધારૂ જતુ રહે છે તેમ, ગુરૂના આપેલા જ્ઞાનથી માણસની ખરાબ મતી દુર થાય છે, લોભથી જેમ માણસની સારી બુદ્ધિ નાશ પામે છે તેમ, અભિમાન કરવાથી ખુદા તરફની ભક્તિ જતી રહે છે, યાને જ્યા પોતાનોજ વિચાર રહે એટલે કે "**મને સુખ મળે, મને સારૂ થાય,** હુ **મોટો થાઉ,**" એવા એવા હુપણાના ખ્યાલો મનમા રે ત્યા ખુદાનો વિચાર કેમ સમાય?

(૭૧૪) "હુ હુ કર્યાથી યાને મગરૂબાઇ દેખાડયા કીધાથી માણસના કીધેલા કારવેલા (સારા કામો) બધા ફોકટમા જાય છે, પણ કબીર કહે છે કે એવો પોતાનો વિચાર છોડનારો, ને માત્ર ખુદાનેજ ભજનારો માણસ, તો લાખમા એકાદજ કોઇ વિરલો હોય છે

(૭૧૫) માણસના વેહમો ને (ખોટા) ભ્રમો ત્યારેજ ગયેલા કહેવાય કે જ્યારે તેને કોઈબી વાતની અજાયબી લાગે નહિ, પણ એ ત્યારે થઇ શકે કે જ્યારે માણસ પોતાનું હુપણુ (I-am-ness) છોડે, અને ત્યારેજ તે જોઇ શકે, કે આ બધુ (જગત) જે છે તે ખુદાનીજ લીલા છે, યાને બધામા ખોદાજ રહેલો છે

## તકરાર કરવાનું છોડી દે

(૭૧૬) વાદવિવાદ યાને તકરાર કરવાનું તું મુકી દે, ને હર વખતે એવો વિચાર કર્યા કર, કે એ ખુદા, મારૂ ધ્યાન તારી ઉપરજ ગણું, તારી સેવા કરતો રહું, ને સત્યના માર્ગે ચાલ્યા કરૂં, કારણ કે નેક કરણીમાંજ બધો સાર છે.

(૭૧૭) અમસ્થું બોલવાથી ઘેહેરી તકરાર થઇ પડે છે, ને પુછતાં પુછતાંબી તકરાર ઉભી થાય છે એ વાત, જેઓ મનમાં સમજે છે તેઓ મુગાજ બેસી રહે છે, ને કદીબી તકરાર કરતા નથી, અને તેઓજ સાધુપુરૂષો કહેવાય છે.

(૭૧૮) ફોકટની તકરારો કરવી, એ કામ નવરા માણસનું છે, સાધુપુરૂષોને ખુદાનું સ્મરણ કરતા, વખતજ કયા મળે છે કે તેઓ તકરાર કરવા બેસે?

(૭૧૯) ગુરૂની શિખામણ એવી છે કે, તારી સાથે કોઇ તકરાર કરવા બેસે. અથવા તુને ગાળ બી દિયે, તેને તેમ કરવા દે, પણ કોઇક અજ્ઞાની કુતરાની મિસાલ આંગપગ તકરાર કરવા આવે તેની સાથે તું સામાસામી તકરાર કરવા બેસતો નહિ

(૭૨૦) તુંને તે એક ગાળ આપે, ને તું પાછી વળતી ગાળ તેને દિયે, તો તેમાં વાત વધી જાય, માટે તુ પાછો ઉત્તર આપતોજ ના, જેથી તેની ગાળ તેનેજ લાગશે.

તકરાર કરવાનું છોડી દે.

૭૨૧

ગારી હિંસે ઉપજે, કલેશ કષ્ટ ઔર મિચ;
હારી ચલેંસો સાધવાં, લાગિ મરેં સો નિંચ.

૭૨૨

ગારી મોટા જ્ઞાન હય, જો રંચક ઉરમેં જરેં;
કોટી સવારે કામ, બેરી ઉલટા પાંય પરેં.

૭૨૩

બહેંતેકો બહે જાને દે, મત પકડાવો હાર;
સમજાયા સમજે નહિ, દે ધક્કા દો ઓર.

૭૨૪

બહેનેકો મત બહેન દે, યહ પકડાવો હાર;
કહો સુનિયો માને નહિ, શબ્દ કહો દો ઓર.

૭૨૫

અતી હઠ મત કર, હઠે બાત ન હોય;
જ્યું જ્યું ભીંજે કામરી, ત્યું ત્યું ભારી હોય.

તકરાર કરવાનુ છોડી દે

(૭૨૧) ગાળાગાળી કરવાથી કજીયો કકાશ વધે છે ને માણસને દુખ ને દલગીર ઉપજે છે, માટે જે કોઈ ગાળા ગાળી કરવાથી હારી જાય યાને નહિ કરે તે માણસ, સાધુ પુરૂષ કહેવાય ને તેને દુખ આવવુ નથી, પણ જે કોઈ જરા જરામા ઉતરી પડે, તે માણસ હલકો કહેવાય ને તેને દુખ આવ્યા કરવાનું

(૭૨૨) ગાળ ગળાય યાને મોટી તકરારો કરવી એમા કેટલો ગેરલાભ છે એ વિષે જેને જ્ઞાન થયુ છે, તે માણસ એવી રીતે કામ ચલાવે છે કે તેના (કજોડા) કામો સફળ થાયછે, ને તેનો વેરી સામો તેને પગે પડતો આવે છે

(૭૨૩) જે માણસ હઠીલો હોય ને અમુક (ખોટે) રસ્તે જયા કરતો હોય, તેને ફેરવવાની કોશિશ કરતો નાં, કારણ કે જેમ તેને સમજાવ સમજાવ કરીશુ તેમ તેમ તે ઉલટો વધુ આડો ફાટશે, માટે તેને તેના રસ્તે જવા દે

(૭૨૪) જે કોઇ આડે માગ જતો હોય તેને ફેરવ વાની કોશિશ કરજે, ને એકવારનુ આપણુ કહેલું નહિ માન્યુ તો બીજીવાર તેને (બીજી રીતે) સમજાવવાની કોશિશ કરવી

(૭૨૫) કોઇ સાથે બી ઘણી હઠ કરવી નહિ કારણ કે તકરાર કરવામા કાંઈ ફાયદો થતો નથી, ધાબળી (ગરમ કપડા) ને જેમ જેમ પાણીમા બી જવાયે તેમ તેમ, તે વધુ ભારી થતી જાય છે તેમ હઠિલા માણસ સાથે તકરાર કરવાથી તેની હઠ વધતી જાય છે, ને તે વધુ તકરાર કરે છે,

## નિંદા.

### કપટ (malice-slander) વિષે

૭૩૦

કપટી મિત્ર ન કિજીયે, પેટ પેઠ બુધ લેત,
આગે રહા દીખાયકે, પિછે ધક્કા દેત

૭૩૧

કપટીકે મન કપટ બસે, સાધુકે મન રામ,
ગડુ લોક તો ભગ ચને, સુગકે સંગ્રાન

૭૩૨

નિંદા હમારી જો કરે, મિત્ર હમારા સોય;
બિન સાબુ બિન પાનીસે, મેલ હમારા ધોય

૭૩૩

કામી તિરે ક્રોધી તિરે, લોભીકી ગત હોય,
સલીંત્ર ભગત અસારને, તિગ શકે ન કોય

૭૩૪

કાહુકો ન નિંદીયે, સમકો કહિયે સંત,
કરની અપનીસો તિરે, નિત ભજીયે ભગવંત

૭૩૫

આપનકો ન સહુગાઈયે, ઓર ન નિંદીયે કોય,
અનહુ લાબા માલ હયે, ના જાનુ ક્યા હોય

કપટ (malice—slander) વિષે.

(૭૩૦) કપટી માણસ હોય તેની દોસ્તી કરતો ના, કારણ કે તે તારાં પેટમાં ભગઇને તારો બધો ભરમ લેશે, અને તારાં મોહોડાં ઉપર મીઠો થઇ તારી પીઠ મછવાડે નિંદા કરી તને નુકશાન કરશે.

(૭૩૧) કપટી પુરૂષોનાં મનમાં હમેશાં વેર ભાવ જ હોય છે, જ્યારે સાધુ યાને નેક પુરૂષનાં મનમાં ખુદાની જ વાતો આવ્યા કરે છે; એવા નેક પુરૂષની સામે હિચકારા કપટી માણસો ઉભાં રહી શકતાં નથી, પણ ત્યાંથી તેઓ નાસતા ફરે છે.

(૭૩૨) કબીર કહે છે કે જે મારી નિંદા કરે તેને હું મારો મિત્ર લેખું છું, કારણ કે તે વગર સાબુ ને વગર પાણીએ મારો મેલ યાને પાપોનો ધોનારો છે.

(૭૩૩) કામી યાને સ્ત્રિના છંદમાં પડેલો પુરૂષ, ક્રોધી યાને ગુસ્સાવાળો, અને લોભી માણસ, એ અવગુણો ધરાવનાર પુરૂષો કોઇક વાર તરી જશે, પણ જે કોઇ નિંદાખોર પુરૂષ હોય તે આ સંસારમાંથી તરી શકતો નથી યાને કદી પણ સુખ પામતો નથી. કબીરનું કહેવું એમ છે કે નિંદા સર્વથી ખરાબ પાપ છે.

(૭૩૪) કોઇનીબી તું નિંદા કરતો નાં, સઉ કોઇની ખુબી પિછાણી તેઓ સારા છે એમ કહેતો રેહ, કારણ સઉ કોઇ પોતાની કરણીથીજ તરશે, માટે તું સર્વેની સાથે હળી મળીને રેહ ને જુદા જુદા કર્યા કર.

(૭૩૫) તું તારી પોતાની સહરાઇ કરવાનું છોડી દે, ને બીજાઓની નિંદા ના કર; કારણ કે હજુર તો ઘણો લાંબો વખત પેધો છે, અને કાલે શું થશે તે આપણે જાણતા નથી.

અર્થાત 'ફલાણો તો આવો છે, પેલો તો આમ કહે છે' એમ બીજાઓની નિંદા કરી, પોતે કેવોક સારો હોય તેમ પોતાની સહરાઇ કરવી, યા બીજાની ખોડ આપણે કાઢયા કરી, પોતાના અવગુણો ભુલી જવા એઓ નિંદા જ છે. એથી કબીર કહે છે કે તું કોઇબી વિષે બુરૂં બોલવાનું મુકી દે.

## તકરાર કરવાનું છોડી દે

૭૨૬

સબસે હિલીયે, સબસે મિલીયે, સબકા લિજીયે નામ,
હાજી! હાજી! સબસે કહિયે, બસીયે અપને ઠામ.

૭૨૭

અતિ ભલા નહિ બોલના, અતિ ભલા નહિ ચૂપ
અતિ ભલા નહિ બરસના, અતિ ભલા નહિ ધૂપ

૭૨૮

વાદવિવાદ મત કર, કર નિત અપના કામ,
ગુરૂ ચરને ચિત લાયકે, ભજ લે કેવલ રામ

૭૨૯

ઝગરા નિત્ય બનાઈયે, ઝગરા બુરી બલાય
દુઃખ ઉપજે ચિંતા દહે, ઝગરામેં ઘર જાય

### તકરાર કરવાનું છોડી દે.

(૭૨૬) બધા સાથે હળી મળીને રહેવું, બધાનું નામ માન સાથે લેવું, ને બધાંને "હાજી હાજી" કહેવું, પણ આપણને જે ઠીક લાગે તેમ ચાલવું—અર્થાત, કોઈ સાથેથી તકરાર કે તકરાર કરવી નહિં, પણ સઉની સાથે મિઠાસથી અને નરમાસથી વર્તવું, તેઓનું બોલેલું આપણને પસંદ ન પડે તોપણ તેમને સામાં સામુનો કહેવા નહિં, પણ "તમારૂં મત તમોને મુબારક" એમ કહી મીઠાસથી જવાબ આપવો, ને આપણને જે વાજબી લાગે તેમ કરવું, પણ તેને ખોટા પાડવાનો યત્ન ન કરવો.

(૭૨૭) જેમ, ઘણો વરસાદ પડે તે સારૂં નથી, ને ઘણો તડકો પડે તે પણ સારૂં નથી તેમ, ઘણું ઘણું, બોલવું યાને મોહોડાંનો પટપટારો કર્યા કરવો તેથી સારો નથી, તેમજ વળી તદન ચૂપકીદી રાખવી યાને જ્યાં બોલવા ઘટતું હોય ત્યાં નહિં બોલવું એથી સારૂં નથી.

(૭૨૮) કબીર કહે છે કે તકરાર કરવાનું છોડી દઈને તારૂં પોતાનું ખરૂં કામ જે છે તે નિત્ય કરતો રહે ને તારૂં ધ્યાન ગુરૂનાં ચરણ આગળ ધરી, ખુદાને યાદ કર્યા કર, યાને ભક્તિમાં રોકાયલો રહે.

(૭૨૯) તું હંમેશ કજીઓ દુર કરજે, કારણકે ઝગરો એ મોટી બલા છે, તેથી માણસને દુઃખ ઉપજે ચિંતા વધે છે, અને છેવટે તેનું ઘરથી નાસ થાય છે, યાને તેની માલ મીલકત વગેરે નાશ થાય છે, એટલુંજ નહિં પણ પોતેભી દુનીઆથી જાય છે.

કપટ (malice—slander) વિષે.

૭૩૬

કંચનકો તજવો સેહેલ, સેહેલ હય ત્રિયાકો નેહ;
નિંદા બોલ ત્યાગવો, બરો કઠીન હય યેહ.

૭૩૭

અંતર કતરની જીભ્યા રસ, નૈના ઉપના નેહ
તાકી સંગત રામજી, સ્વપનેહિ મત દેય.

૭૩૮

હિરદે કતરની જીભ્યાં રસ, મુખ બોલનકા રંગ;
આગે ભલા પિછે બુરા, તાકો તજીયે સંગ.

૭૩૯

જાન બુઝ સાચકુ, કરે જુઠો કોઈ નેહ;
ઉસકી સંગત રામજી, મોહે કબૂ ન દેય.

૭૪૦

જુઠાકો જુઠા મિલે, અધિકા બઢે સ્નેહ;
જુઠેકો સાચા મિલે, તબહિ તુટે નેહ.

૭૪૧

કપટી કદી ન ઓધરે, સો સાધનકો સંગ;
મુંજ પખાલે ગંગમે, જ્યું ભિંજે ત્યું તંગ.

૭૪૨

કબીર ! યહાં તો રામ હય, નંદવેકો કછુ નાહિં;
કિસ બીધ ગોવિંદ સેવિયે, રામ બસે સબ માંહિ.

## (કપટ malice—slander) વિષે.

(૭૩૬) સોનાનો જો લાભ લાગો હોય તેને છોડવાનું કામ સહેલું છે, સ્ત્રિનો નાદ લાગો હોય તે પણ છોડવું સહેલ છે, પણ નિંદા કરવાની ટેવ પડી હોય તે છોડવી બહુ મુશકેલ છે, યાને એ નિંદા ચીજ સઉથી બુરી છે.

(૭૩૭) બાહેરથી મોહોડાનો મિઠાસ અને આંખોના ભાગ ચમકારા કરી, હું મિત્ર છું એવું દેખાડે, પણ જેનાં પેટમાં (કપટની) કાતર રહેલી હોય, તેવા પુરૂપની સંગત, ઓ ખુદા, તુ મને સ્વપનામાં બી આપતો નાં.

(૭૩૮) જેના હૈયામાં (કપટની) કાતર હોય, પણ બાહેરથી યાને મોહોડાએ મિઠું મિઠું બોલે, યાને જે મોહડાં પર આપણી તારીફ કરી, પીઠ પછવાડે બુરૂં બોલે, તેવા માણસની સંગત છોડી દેવી ને તેની દોસ્તી કરવી નહિં

(૭૩૯) જાણી જોઇને, સારા માણસની સાથે, જે કોઇ જુઠી દોસ્તી કરે, અથવા ખામખા જે કોઇ સામાનું જુઠું કરે, તેવા માણસની દોસ્તી, ખોદા કોઇને નહિ દેખરાવે

(૭૪૦) ગપીદાસને ગપીદાસ મળે ત્યારે તેઓની દોસ્તી વધુ ધારી થતી જાય છે, કપટી, અને નિંદાખોરને તેવા નિંદાબાજ માણસો ગમે છે, પણ જ્યારે એક જુઠો ને બીજો માણસ સાચો હોય છે ત્યારે ત્યા ફાટફુટ થાય છે, યાને તેઓ દોસ્ત તરીકે રહી શકતા નથી

(૭૪૧) કપટી માણસ, ગમે એવા સારા માણસ સાથે બેસે, પણ તેનામાં કપટ ભરેલું હોવાથી, કદીપણ તે સુધરવાનો નથી, કાયજે ગરમ બાબળીને જેમ જેમ પાણીમા ભીજવવે તેમ તેમ તે ભારી ને ભારી થાય છે તેમ, જે કોઇના હૈયામા કપટ હોય છે તે માણસ, બીજાં સારા માણસોની નેકી જોઇને, વધુ કપટી બને છે

(૭૪૨) ઓ કબીર! અહિંઆ તો ખુદા છે, અને નિંદા કરવાનું કાંઇ છેજ નહિં, સઉની અંદર ખુદા રહેલો છે માટે કોઇબી રીતે ખુદાની ખુબી ગાયા કર.

## નારી (Woman) વિષે.

૭૪૩

નારી દિસા ન દેખીયે, દેખ ન કિજે દોર,
દેખતેહિ બિખ ચઢે, મન વ્યાપે કછુ ઓર.

૭૪૪

નારી કાલી ઉજલી, નેક વિમાસી જોય
સબહિ ડારે ફંદમેં, નિંચ લિયે સબ કોય.

૭૪૫

નારી સેતી નેહ, બુદ્ધિ વિવેક સબ હરે;
માય ગુમાવે દેહ, કારજ કોઇ ના સરે.

૭૪૬

નારી ગુમાવે તિન સુખ, જો નર પાસ હોય,
ભક્તિ મુક્તિ નિજ જ્ઞાનમેં, પેઠ શકે ન કોય

૭૪૭

બિષય પ્યારી પ્રીતડી, જબ હરિ અંતર નાહિ,
જબ હરિ અંતરમેં બસે, તબ બિષયસેં પ્રીત નાહિ

(૭૪૩) મારું (ક્બીરનુ) કહેવુ એ છે કે, જે તરફ સ્ત્રી હોય તે તરફ તારી નજર ફેરવતો નાં, અને તેને લઇને (અથવા જોવા માટે) દોડાદોડી કરતો ના, કારણ કે, સ્ત્રીને જોવાથી મરદને ઝેર ચઢે છે, અને તેનાં મનમા કાઈક તરેહવાર (બુરા) વિચારો આવે છે.

(૭૪૪) સ્ત્રી કાલી હોય યા ઉજલી હોય, પણ જો તું નેક રીતે યાને ઉડાણથી વિચાર કરીને જોશે તો, તને માલમ પડશે કે, કારી યા ગોરી બન્ની, એકજ સરખી રીતે, મરદને ફાંદામા ઉતારે છે, ને તેનું સર્વસ્વ નિચવી લે છે.

(૭૪૫) મરદની નજર, બુદ્ધિ ને મર્યાદા સઉ કોઈ સ્ત્રિ હરી લિયે છે, તેથી કબીર કહે છે કે તુ તેના (સ્ત્રીના) લપટમા પડી તારી દેહ કા ગુમાવેછે, કારણ કે તેથી તારુ કાંઇબી સફળ થવાનુ નથી

(૭૪૬) મરદની પાસે સ્ત્રી રહેવાથી, મરદના ત્રણ (ખરા) સુખો જતા રહે છે, જે કોઈ સ્ત્રીની પાસેજ રહ્યા કરે છે તેનાથી પોતાની ભક્તિ થઈ શકતી નથી, ને મુક્તિ મળવાનો જે ખરો જ્ઞાન-માર્ગ છે તેમા, તેનાથી દાખલ થઈ શકાતુ નથી

(૭૪૭) જ્યાર માણસના દિલમા ખુદા હોતો નથી ત્યારે તેનૂ મન ઇંદ્રિઓના ભોગ ભોગવવાપર થયા કરે છે, પણ જ્યારે દિલમા ખુદા વસ્તો થયો, કે તે માણસનુ મન પછી (ઇંદ્રિયોના) વિષયો ઉપર લાગતુ નથી

woman) વધે.

### પરનારીની સંગતથી થતા ગેરફાયદા

૭૪૮

કબીર! પર નારી છુરી, મત કોઇ લાવો અંગ,
રાવનકે દસ શીર ગયે, પર નારીકે સંગ.

૭૪૯

પરનારી પ્રત્યક્ષ છુરી, જાણે બિરલા કોય,
નાહિન પેટમેં મારીયે, ગર સોનેકી હોય.

૭૫૦

પરનારી રાતા ફિરે, ચોરી બંદ તો ખાય;
દિવસ ચાર સરસો ફિરેં, અંત સમૂલો જાય.

૭૫૧

પર નારીકો રાચનો, જૈસી લસનકી ખાન,
ખુને પેંઠી ખાઈયે, પ્રગટ હોય નિદાન.

૭૫૨

એક કનક અરૂ કામીની, બિખ્યા ફલકી પાય,
દેખનહિ સે બિખ ચઢે, ખાય સો મર જાય.

પરનારીની સંગતથી થતા ગેરફાયદા.

(૭૪૮) ઓ કબીર! પારકી સ્ત્રી તે એક છરીજ છે, માટે તેને તું તારા અંગ સાથે લગાડતો ના, કારણકે રાવન જેવાનાં દશે માથાં પારકી સ્ત્રીને માટે કપાઇ ગયાં, તો તારી શી બિશાદ કે તું બચી જાય?

(૭૪૯) પારકી સ્ત્રી એક દેખાઇતી છરીજ છે, એવું જે કોઇ વીરલો પુરૂષ છે તે સમજે છે, ને છરી સોનાની બી હોય તોમે કદી તે પોતાના પેટમાં મારતો નથી, કારણ કે છરી મારીયે તો પેટ કપાઇ જ જાય.

(૭૫૦) જે કોઇ પરસ્ત્રીના નાંદમાં પડે છે, તેને ચોરી છુપઇથી રહેવું પડે છે, અને કદાચ ચાર દિવસ તે અઘટિત મજાહ ભોગવે છે, પણ અંતે તેનો સમૂળો નાશ થાય છે.

(૭૫૧) પર સ્ત્રીનાં નાંદમા પડવું ને લસન ખાવી બરાબર છે, કાંય જે, ગમે તે ખુણામા બેસીને ખાધી હોય છતાં લસનનો વાસ છુપો રહેતો નથી, પણ પ્રગટજ થઇ આવે છે તેમ, પર સ્ત્રીના વિષયમા જે પુરૂષ પડયો હોય તે ગમે એવો છુપઇને રહે છતાં પરખાઇ આવે છે.

(૭૫૨) પૈસો અને સ્ત્રી, એ બે વિષયોની પુઠે જે જાય છે તે, ઝેહરી ફળજ મેળવે છે, કારણ કે તે ફળોને જોતાંજ માણસને ઝેહેર ચ્હડે છે, ને તે ખાધાથી માણસ મરણ પામે છે યાને તેનો નાશ થાય છે.

પરનારીની સગતથી થતા ગેરફાયદા.

(૭૫૩) નારી (જાતી) તે પ્યારની તલાવડી (Goddess of Love) છે કે જે આ ભવસાગરની પાલ કહેવાય છે, અને તે પાલ ઉપર ઉભી રહીને, નર માછલા માટે જાળ નાખી તેઓને જીવતા પકડી લે છે

અર્થાત—સ્ત્રી તરફ જે ખેચાયા કરે છે તે માણસ આ દુનિયાની માયામા ફસી પડે છે, જેમાથી બાહેર નિકળવુ બહુ મુશ્કેલ થઇ પડે છે

(૭૫૪) જેને ઇંદ્રિઓના વિષયો ઉપરજ મન થયા કરે છે તેને આરૂ આગળ ગમતુ નથી, પણ તે તો તરેહવાર વિષયોનેજ શોધતો ફરે છે, અને ગમે તેમ કરી, તેઓને ભોગવ ભોગવ કરવાજ માગે છે, અને એમ કરી પોતાનો જન્મ તેમાજ બરબાદ કર છે

(૭૫૫) જેને ઉઘ આવતી હોય તેને, તકીયાની ગરજ હોતી નથી, ને જેને ભુખ લાગી હોય તે ભોજણનો સ્વાદ જોતો નથી તેમ, જે કોઇ સ્ત્રીના છંદમા પડયો હોય તે પુરૂષ, મર્યાદાની કાંઇ દરકાર કરતો નથી, પણ મન ભાવે તેમ લાડ કર્યા જાય છે, યાને ગમે તેમ બેમલાજે રહે છે.

(૭૫૬) જેના મનમા સ્ત્રીનો (ઇંદ્રિઓના ભોગ ભોગવવાનો) જ ખ્યાલમા રહેતો હોય ત્યા ખુદાનો વાસો હોતો નથી, કારણ કે જેમ એક જગ્યામા બે ચીજ એકી વેગા રહી શકતી નથી તેમ, કામ ને રામ (વિષયવાસના ન ખુદા) સાથે રહી શકતા નથી. કારણ કે બેઉ પરસપર વિરૂદ્ધ છે, જ્યારે એક (કામ) જાય, ત્યારે બીજુ (ખુદા) ત્યા આવી શકે.

પરનારીની સંગતથી થતા ગેરફાયદા.

૭૫૭

ભક્તિ બિગાડી કામિયા, ઇંદ્રિ કેડે સ્વાદ;
જનમ ગમાયા ખાધમે, હિરા ખોયા હાથ.

૭૫૮

કબીર! મન મરતક ભયા, ઈંદ્રિ અપને હાથ
તોય કબૂ ન કિજીયે, કનક કામીની સાથ.

૭૫૯

જાહા જલાઈ સુંદરી, તું મત જાય કબીર,
ભસ્મી હો કર લાગસી, સોના સમા શરીર.

૭૬૦

નારી તો હમહિ કરી, જાના નહિં બિચાર;
જબ જાની તબ પગ હરી, નારી બડો બિકાર.

૭૬૧

જૈસા પ્રેમ પગ નારીસો, એસા હરસે હોય,
સાંઈયા કે દરબારમે, પલ્લા ન પકરે કોય.

## પરનારીની સંગતથી થતા ગેરફાયદા.

(૭૫૭) ઇંદ્રિઓની મોજ મજાહમા પડવાથી, ખોદા તરફની માણસની ભક્તિ જતી રહે છે, તેથી તે પોતાનો જનમ તેમાંજ ગુમાવે છે, અને પ્યારા હિરા (ખુદા)ને હાથમાંથી ખોઈ બેસે છે

(૭૫૮) માટે ઓ કબીર! તારૂં મન મરી ગયું હોય, અને તારી ઇંદ્રિઓ તારા હાથમાં રહેલી હોય, યાને મન અને ઇંદ્રિઓ તુ કબજામા રાખી શકતો હોય, તોય તું સ્ત્રી અને પૈસા સાથે તારૂં દિલ લગાડતો નાં, કારણ કે એ મહા માયારૂપી ચીજો છે, જેથી માણસનું મન અને ઇંદ્રિયો તુરત ફરી જાય છે, અને તેમા તેઓ વીટલાઈ જાય છે.

(૭૫૯) માટે ઓ કબીર! જ્યા સુંદરી (સ્ત્રી) હોય ત્યાં તુ કદી જતો નાં યાને સ્ત્રીના છંદમા તું પડતો ના, કારણકે તેનું શરીર સોના જેવું તુને દેખાય તોબી તે અગ્નીની માફક (બાળીને) રાખ કરી નાંખશે.

(૭૬૦) કબીર કહે છે કે સ્ત્રી તો મેં બી કીધી, ને તે વળાએ મેં વિચાર કર્યો હતો નહિં, પણ જ્યારે મેં વિચારીને જોયુ ત્યારે જાણ્યુ કે, નારી તે પારકું ધન છે આપણું નથી, અને તે (નારી)ની પાસે રહેવાથી મરદને ઘણાં વિકારો (ગુસ્સાઓ) ઉપજે છે

(૭૬૧) જેવો પ્રેમ એક મરદ, પારકી સ્ત્રીને માટે રાખે છે, તેવો પ્રેમ જો તે ખુદા માટે રાખે, તો તે ખુદાની દરબારમા એવો સરસરાટ પહોચી જાય, કે તેને કોઇબી અટકાવી શકે નહિં.

## આત્માની નજરથી જોતાં નર કે નારી જેવું કાંઈ નથી.

૭૬૨

કામકા ગુરૂ કામિની, લોભિકા ગુરૂ દામ
કમીરકા ગુરૂ મત હય, સતનકા ગુરૂ ગમ

૭૬૩

નારી નરક ન જાનહિ, મમ સતનકી ખાન
જામે હરિજન ઉપજે, સોહિ રતનગારકી ખાન

૭૬૪

નારી પુરૂષ કોઇ નહિ, સુન ગાન ગુરૂકી શિખ,
બિરય ફેર બહોત અનોપ હય, મન કાઈ દખો ચિખ

૭૬૫

માસ માસ સમ એક હય, ક્યા હરની ક્યા ગાય
નારી નાર સમ એક હય, ક્યા મેહેરી ક્યા માય

૭૬૬

જો મન સમજે રાનમ, તો ગાન હોય સહાય
ના ફિર તોકુ ના રૂચે, જાકુ ગુ મૂઢ નાય

* (૭૬૨) સ્ત્રીના છંદમા પડેલા પુરૂષનો ગુરૂ તે સ્ત્રી છે. લોભી માણસનો ગુરૂ તે પૈસો છે, પણ કબીર કહે છે કે મારો ગુરૂ તે, સંત પુરૂષ છે અને સંત પુરૂષોનો ગુરૂ તે ખુદા છે અર્થાત, જેનુ જે ચિજપર દિલ લાગે છે તે ચીજ તેનો ગુરૂ (master) થઇ લાગે છે, માટે જે કોઇ ખુદાપર દિલ લગાડે તો ખુદા તેનો ગુરૂ થાય ને તે આ ભવસાગરની પેલી મેર પુગી જાય

(૭૬૩) સ્ત્રી (જાત) નરક સમાન છે એવું તું સમજતો ના, પણ તે (સ્ત્રી) તો બધા સંત પુરૂષોથી ભરેલી એક ખાન (mine) છે, કે જેમાથી હરીજનો જેવા નર પેદા થાય છે તે રતનાગરની (ઘણીજ અમુલ્ય) ખાન છે

(૭૬૪) ગુરૂ પાસે તું શિખ ને તે જ્ઞાનની નજરે તું જોય તો માલમ પડે કે નારી યા પુરૂષ જેવુ (ખરેખરૂ) કાંઇ બી નથી, માત્ર તેમાં રહેલો વિષયજ છે, કે જેના ફળ અતી બેસ્વાદ યાને ખોટાં છે. માટે મારૂ કબીરનુ કહેવું એ છે કે તેમા તારૂ દિલ ના લગાડી ગય

(૭૬૫) જેમ હરણી કે ગાય એ સઉનું માશ (flesh) એક સરખુજ છે તેમ, દરેક નાર પછી તે માતા હોય કે સ્ત્રી હોય તે બધા સરખાજ છે માત્ર બાહેરના દેખાવથી માણસ ભુલાય છે, અને કહે છે કે ફલાણી નાર ખુબસુરત છે ને ફલાણી બદસુરત છે પણ અંતરમાં તો સઉ એકજ છે.

(૭૬૬) જો તારૂ મન જ્ઞાન (Knowledge)મા સમજીને બેસી જાય, તો તે જ્ઞાન તારી મદદે આવે ને ત્યારે

* * * * * *

---

* ઉપલું પદ બહુ ગુહ્ય અર્થ ધરાવે છે જે સાધારણ રીતે સમજાવી શકાતું નથી.

૭૬૭

પહેલે તો માંકા ખસમ ભયા, પિછે ભયા હય પૂત;
અતર ગત સમજ કે, છોડ ચલે સબ ધુત

૭૬૮

ખસમ ઉલટ બેટા ભયા, નાતા નેહેરી હોય;
મુરખ મન સમજે નહિ, બડા અચમા મોય

૭૬૯

સમજનકા ઘર ઓર હય, ઔરોકા ઘર ઓર,
સમજ્યા પિછે જાનિયે, રાન બસે સબ ઠોર

૭૭૦

સાહેબ તેરી સાહેબી, સબ ઘટ રહી સમાય,
જ્યું મેહેદીકે પાતમે, લાલી લખી ન જાય

(૭૬૭) પેહેલ્લા મા (mother) નો ધણી થયો,* ત પછી તેનો દીકરો* થયો, પણ એ બધા બાહેરનાં દેખાવોની અન્દર અરૂ તત્વ શું છે, તે જે કોઈ સમજે છે, તે એ બધા બાહેરના ફેરફારો ઉપર લક્ષ આપતો નથી, પણ તેમા રહેલા વિષયોને છોડી આલનો થાય છે.

(૭૬૮) ધણી હતો તે ફેરવાઇને દિકરો* થયો, ને માતા હતી તે સ્ત્રી* થાય છે, એવા જે બાહેરના માત્ર ખોટા દેખાવો થઇ રહ્યા છે, તે માણસનું મુરખ મન સમજતું નથી, તેથી કબીર કહે છે કે મને ઘણી અજાયબી લાગે છે.

(૭૬૯) જેઓને જ્ઞાન (Knowledge) મળ્યું છે, તેઓની દુનિયાને સમજવાની રીત ઓરજ છે, યાને જુદીજ છે, જયારે અણુસમજુ લોકોની વાત બીજીજ છે, કારણ કે જયારે માણસને જ્ઞાન થાય છે ત્યારે તે સમજે છે કે ખુદાજ સઉમાં સઉ થઇને રહેલા છે, યાને દરેક ચીજ, આકાર, કે માણસમાં ખરૂ તત્વ તે ખુદા જ છે

(૭૭૦) જ્ઞાની પુરૂષ સમજે છે અને તેથી તે કહે છે કે ઓ ખુદા, તારી ખુદાઈ યાને તારી હાજરી બધે છે, સર્વ આકાર કે ચીજોમા તુ રહેલો છે, પણ જેમ મેદીના પાતરાંમા રહેલો રતાસ (redness) આપણી આપે દેખાતો નથી, તેમ બાહેરથી ખુદા યાને આ ખાકી નજરથી તે કાંઇ દેખાતો નથી પણ જેને આત્મા જ્ઞાન મળવ્યું છે ને તેને જોઇને જાણી શકે છે ને ત્યારે તે સમજે છે કે દુનિયામા નારી પુરૂષ જેવું (real) ખરેખર કાંઇ નથી પણ જે છે તે ખુદાજ છે

---

* ઉપલું પદ બહુ ગુહ્ય અર્થ ધરાવે છે જે સાધારણ રીતે સમજાવી શકાતું નથી

## પ્રીત (Friendship) વિષે.

૭૭૧

તુમ મત જાનો ત્રિઠુગ્યો, સજ્જન પ્રીત ઘટાય;
બેપારીકો બ્યાજ જ્યું, દિન દિન દુન બડાય

૭૭૨

ઘેહેરી પ્રીત સુજ્જાનકી, બઢત બઢત બઢ જાય
ઓછી પ્રીત અજાનકી, ઘટત ઘટત ઘટ જાય

૭૭૩

કબીર ! સુરત મિત્રકી, દિન દિન ચઢ રહે ચિત્ત
તન ના મિલે તો કયા ભયા, મન તો મિલતા નિત?

૭૭૪

જો મિલેસો પ્રીતસે, ધાય મિલે સમ કોય
મનસે મન મિલા બિના, દેહ મિલે કયા હોય

૭૭૫

સો કોસ સજ્જન બસે, જાનુ હિરદા નજર,
કુસ્નેહિ ઘર આંગને જાનુ દરિયા પાર

(૭૭૧) તું એમ ના સમજનો કે એક નેક પુરૂષની પ્રીત કદી ઓછી થશે, ને તે તાગથી જુદો થશે, પણ જેમ વેપારીનું વ્યાજ, તેના (ચક્રવૃદ્ધિ) વ્યાજ સહિત, દિન દિન વધતુ જાય છે તેમ, નેક પુરૂષની દોસ્તી દિવસે દિવસ વધતીજ જાય છે, ને કદી પણ ઓછી થતી નથી

(૭૭૨) નેક માણસની પ્રીત એવી તો સાચી (સાચી) હોય છે, કે તે હમેશ વધતી જ રહે છે, જ્યારે અજ્ઞાનીની દોસ્તી કાચી હોવાથી તે દિવસે દિવસ ઘટતી જાય છે

(૭૭૩) એ કબીર! નેક પુરૂષના મનમા રોજ રોજ તેના મિત્રની સુરત આવ્યા કરે છે, ને તેનાથી (શરીરે) દોસ્તને મળાયુ ન હોય તો શુ થયુ તેનું મન તો રોજ તેને મળ્યા કરતુ હોય છે! અર્થાત—મિત્રને મળવાથીજ કાંઈ ખરૂ હેત છે, એવુ ધરતું નથી, પણ મનમા યાદ રાખવાથી યાને તેના માટે હમેશા ભલું ઇચ્છવાથીજ ખરો દોસ્ત કહેવાય છે, તેથી કબીર કહે છે કે, દોસ્ત દોસ્તને (શરીરથી) મળી શકતો ન હોય, પણ તેની યાદ તેના મનમા રમ્યા કરતી હોય તો બસ છે

(૭૭૪) કબીર કહે છે કે જ્યારે દોસ્તો એક બીજાને મળે છે ત્યારે દોડતા કે જાથને ભેટે છે યાને બગલગીરી કરે છે, પણ જો એકમેકના મનમા પ્રેમની લાગણી ન હોય તો એવુ માત્ર બાહેરનુ શરીરથી મળવુ અથવા હાથો (Shakehands) મેળવવા તે શા ખપનુ ?

(૭૭૫) ખરા પ્રેમભાવવાળો મિત્ર હોય, ને તે આપણાથી સો કોષ દુર હોય, તો પણ તે આપણા હૈયામાજ બેઠો છે એમ સમજવુ જ્યારે એક કપટી (મોહોડાનો) મિત્ર, આપણા ઘર આગળ (પાસે) હોય છતા તે આપણાથી પેલી પાર રહેલો છે, યાને દુર જ છે એમ જાણવુ.

७७६

જલમે બસે કમોદની, ચંદા બસે આકાસ;
જો જાકે હિરદે બસે, સો તાહિકે પાસ.

७७७

સ્વાર્થકા સબ કોઈ સગા, જુગ સારાહિ જાન,
બિન સ્વાર્થ સગપન કરે, સો હરિ પ્રીત પિછાંન.

(૭૭૬) કમોદણી નામે એક પ્રાણી હોય છે, જે હમેશાં ચંદ્ર આકાશ પર હોય છે ત્યારે પાણી ઉપર આવી, ચંદ્રને નિહાળ્યા કરતું હોય છે, એ બેની દોસ્તી માટે કબીર કહે છે કે, કમોદણી જો કે પાણીમાં (નિચે) રહે છે, અને ચંદ્ર આકાશ પર હોવા છતાં તે બેઉમાં એકમેક માટે પ્યાર રહેલા હોય છે, તેમજ જેનાં હૈયામાં કોઇ એકને માટે પ્યાર રહેલા હોય તો તે માણસ તેની પાસેજ (રહેલો) છે એમ તેને જણાય છે—

(૭૭૭) આ દુનિયાં જ બધી સ્વાર્થી છે, ને સઉ કોઇ પોતાનાં સ્વાર્થ માટે સગાં વહાલાં થાય છે, અથવા દોસ્તી કરે છે; પણ જે કોઇ પોતાનો સ્વાર્થ રાખ્યા વગર મિત્ર થાય યાને બીજાને મદદ કરતો હોય તેનો પ્યાર, તે ખરો ખુદાઈ પ્રેમ છે.

(૭૭૮) જેબી કોઇ કરે છે તે પોતાનો સ્વાર્થ પેહલા રાખીને જ કરે છે, અને એમ અરસપરસ ચાલ્યા કરે છે, પણ જે કોઇ સાંમી તરફની કાંઇ પણ આશા વગર, માત્ર ખરી લાગણીથી યાને બીજાને મદદ કરવાના જ હેતુથી, કામ કરતો હોય તેજ ખરો પરમાર્થી માણસ કહેવાય, અને તેનો જ પ્યાર બિનસ્વાર્થી છે, યાને ખુદાઈ પ્રેમ છે એવું કહેવાય.

(૭૭૯) સ્વાર્થી લોકો આપણાં સુખની વખતે આવી પાસે રહે છે, ને દુઃખની વખતે આપણાથી દુર નાસે છે, પણ જે કોઇ પરમાર્થી માણસ છે, તે તો આપણાં સુખ યા દુઃખ બંન્ને વેળાએ આપણી પાસે રહી મદદ કરે છે, બલકે દુઃખમાં વધુ ભાગ લે છે.

## પ્રીત (Friendship) વિષે.

### દોસ્તી કોણની કરવી?

૭૮૦

પ્રીત તાસેં કિજીયે, જાકી જાત મજીઠ,
પ્રીત કુસંબ ન કિજીયે, બિઠ પડે હે મીઠ.

૭૮૧

સજ્જન એસા ચાહિયે, દુજા હે નહિ દોષ,
ખેદયા ભેદયા દુંખ દિયા, મધુરા બોલે બોલ.

૭૮૨

સજ્જન સ્નેહિ બહોત હુય, સુખમે મિલે અનેક,
બિપત પડે દુ:ખ બાંતિયે, સો લાખનમે એક

૭૮૩

બલિહારી ઉસ ફુલકી, જાંમે દુની બાસ,
અપના તન મન સોપકે, હો ગયા પુરાના ઘાસ

૭૮૪

નેહ નિભાવન કઠન હુયં, સબસે નિભત નાહિં,
ચઢનો મોમ તુરંગપે, ચલનો પાવક માંહિ.

(૭૮૦) કબીર કહે છે; કે જેની જાત પાકી હોય યાને જે જાતવંત હોય તેની દોસ્તી કરજે, પણ જે કોઇ કોસંબ જેવા કાચો હોય; ને અડિબિડાએ આપણાથી પાઠ ફેરવીને નાસે, તેવા માણસની દોસ્તી કરતો ના, અર્થાત્, કાચા રંગનો લાલ કોસંબો ગરમ પાણીમાં નાખ્યાથી કાચો પડી પોતાનો રંગ ખોઈ દે છે, તેમ જે કોઇ ખોટો મિત્ર હોય છે, તેની કસોટી આપણાં દુખની વેળાએ થાય છે, યાને તે ખરો છે યા ખોટો તેની કસોટી તે વેળાએ જણાઈ આવે છે.

(૭૮૧) મિત્ર તો એવા જોઇએ કે જે આપણને કદીબી કપકો કે મીનો મારે નહિં, પણ ગમે એવું આપણાં તરફથી કંટાળો યા દુઃખ મળ્યું હોય છતાં, મિઠા બોલો બોલી આપણને રીજવે.

(૭૮૨) આપણા સારા યાને સુખી વખતમાં તો ઘણાંએ દોસ્તો મળે છે ને થાય છે, પણ જ્યારે દુઃખ આવે ત્યારે આપણી પાસે ઉભો રહે તેવો મિત્ર તો લાખ માણસમાંથી કોઇ એકાદજ નિકળી આવે છે.

(૭૮૩) ખરી મોટાઇ તો પેલાં ફુલની છે કે જે બીજાંને સુગંધ આપવાને માટે પોતાનું તન મન આપી દાયે છે, ને પોતે સુકઇને ઘાસ જેવું થઈ જાય છે.

(૭૮૪) દોસ્તી નીભાવવી એ બહુ કાણુ વાત છે, ખધોથી તે નીભાવી શકાતી નથી, કારણ કે દોસ્તી કરવી, ને ભીણું (ઉંકડે)ના ખોડાપર બેસી, અગ્નિમાંથી પસાર થવાનું છે.

૭૮૫

પ્રેમ પ્રીતસે જો મિલે, તાકો મિલીયે ધાય,
કપટ રાખકે જો મિલે, તાસે મિલે બલાય

૭૮૬

દિલપર દિલસેં જો મિલે, જા દિલ દગા ન હોય,
સો દિલ કબૂ ન બિછરે, કોટીક કરો જો કોય.

૭૮૭

પ્રીતમ પ્રીત બઢાયકે, દુર દેશ મન જાય,
હુમતુમ એક નગર બસે, જો ભિખ માગ નિત પાય.

૭૮૮

એક દ્રષ્ટ દો નૈન હય, એક શબ્દ દો કાન;
હુમ તુમ એક પરતરા, દો ઘટમે એક પ્રાન.

(૭૮૫) કબીર કહે છે કે, જે કોઈ આપણુને પ્યાર[1] પ્રેમભાવથી મળે તેને આપણે દોડતા કે મળવું જોઈએ; પણ જે કોઈ પેટમાં કપટ રાખી, માત્ર માહોડાંથી મીઠો થઈ મળવા આવે, તેને તો મારી બળાબી નહિ મળે, યાને તેવા માણુસને જરાએ મળવું નહી, એટલે કે તેની દોસ્તી કરવી નહીં.

(૭૮૬) જેનાં દિલમાં દગો નથી, પણ જે પ્યારાં દિલથી મળતો હોય તે માણુસ, ગમે તેવું થાય યા ગમે તે કોઈ કહે તોપણ કદીએ આપણાથી છુટો થતો નથી, યાને તે માણુસ પોતાના દોસ્તને હમેશાં ચહાતો રહે છે.

(૭૮૭) તેવો પ્યારો દોસ્ત તો પોતાના મિત્રને કહે છે કે, ઓ મારા ભાઈ, તું મારેથી જુદો પડી બીજે કેઈ જઈશ નહિં, તું મારી પાસે રહે, ને જે મને મળશે યા તારે માટે ભીખ માગવી પડશે તોય તે કરીશ ને તેમાંથી તારો ભાગ કરીશ.

(૭૮૮) જો કે આપણી બે આંખો છે, તોય આપણી નજર એકજ છે, આપણા બે કાન છતાં આપણે એકજ શબ્દ સાંભળીએ છીએ, ને આપણા શરીર બે જુદા છે છતાં આપણો પ્રાણ એકજ છે—પ્યારા મિત્રોની એ હાલત છે.

(૭૮૯) ખુદા આપણા હૈયામા આવી જાય એવી જે પ્રેમની (love's lane) ગલી છે તેમા પેસવુ એ કામ બહુ મુશ્કેલ છે, પરંતુ, કબીર કહે છે કે એ, ખુદાનું નામ એવુ છે, કે તે નામ જપવાથીજ રવી, મનક વગેરે મોટા થઇ ગયલા પુરૂષો, ખુદાઇ આનંદ મેળવી ગયા છે.

(૭૯૦) એના પ્રેમભાવવાળા માણસને, હુ (કબીર) શોધતો ફરૂ છુ, પણ મને તેવો પ્રેમવાળો માણસ મળતો નથી, જ્યારે એના પ્રેમવાળાને બીજો સામો પણ પ્રેમથી ભરપૂર થયલો માણસ મળે છે ત્યારે, તેઓની ખુદા તરફની ભક્તિ વધુ મજબુત થાય છે

(૭૯૧) જેના હૈયામા (ઇશ્વરી) પ્રેમ હોય છે તેના, સઉ કોઇ દાસ બની જાય છે, પણ જે કોઇ પ્રેમ વિના ભક્તિ કરે છે, તે માત્ર કાટાવાળા ઘાસ જેવુ છે

અર્થાત, પ્રેમથી ધ્યાન, ને ધ્યાનથી જ્ઞાન આવે છે, જેના હૈયામા ખુદાની ઉપર હેત હોય તેનુ ધ્યાન વગર મેહનતે નિરંતર ખુદાપર લાગેલુ રહે છે, અને ધ્યાન સપૂર્ણ લાગેલું રહે, ત્યારે ખુદા દેખાયા કરતો રહે, પણ જેના હૈયામા ખુદાની ઉપર હેત નથી, તેનું ધ્યાન ખુદાપર લાગતું નથી, ઘાસ અને કાટાવાળી જમીન ઉપર ચાલવા જઇએ ને પગ સરી સરી જાય, તેમ હૈયાના હેત વગર જે ધ્યાન કરવા જાય તેનુ ધ્યાન થાય જ નહિ.

(૭૯૨) જેના હૈયામા ખરો ખુદાઈ પ્રેમ હોય, તે કદી પણ છુપો રહેતો નથી કદાચીત તે મોહોડેથી બોલીને દેખાડતો ન હોય, છતા તેની આખો, તે પ્રેમને પ્રદર્શિત કરી આપતી રહે છે

૭૯૩

ઘડિ ચઢ઼ ઘડિ ઉતરે, વોહ તો પ્રેમ ન હોય;
અઘટ પ્રેમ હિરદે બસે, પ્રેમ કહિયે સોય.

૭૯૪

જા ઘટ પ્રેમ ન સંચરે, સો ઘટ જાનુ મસાંન;
જૈસે ખાલ લુહારકી, સ્વાસ લેત બિન પ્રાંન.

૭૯૫

પિયા ચાહે પ્રેમ રસ, રાખા ચાહે માન;
દો ખંડ એક મેંનમે, દેખા સુનાં ન કાંન.

૭૯૬

પ્રેમ પિયાલા સો પિવે, શિસ દક્ષિના દેય;
લોભિ શિસ ન દે શકે, નામ પ્રેમકા લેય.

૭૯૭

પ્રેમ બિના ધીરજ નહિં, બિરહે બિના બૈરાગ;
સદ્ગુરૂ બિના મિટે નહિ, મન મનસાકા દાગ.

૭૯૮

જાહાં પ્રેમ તહાં નેમ નહિ, તહાં ન બુધિ વેહુવાર;
પ્રેમ મગન જબ મન ભયા, કૌન પુછે તિથી વાર?

(૭૯૩) ઘડિમા ચડે, ને ઘડિમા ઉતરી જાય, તેવી લાગણી કાંઇ ખરો પ્રેમ નથી, પણ જે કદી પણ હૈયામાથી ખસે નહિં, અને નિરંતર ચાલુ રહે તે તે ખરો પ્રેમ કહેવાય

(૭૯૪) જેના હૈયામા (ખોદા તરફ) પ્રેમ હોતો નથી, તે માણસનું શરીર, (જીવતા જીવત) એક સ્મસાણ જેવુજ છે, અને જેમ લોહારની (ચામડાની) ધમ્મણ (માત્ર હવાથી) ઉપર નીચે (દમ લેતી હોય તેમ) થયા કરે છે, પણ તેમા કંઇ દમ (divine breath) તેનો નથી તેમ, ખોદાના પ્રેમ વગરના માણસનું શરીર જીવતું (દમ લેવા) છતા, મુવેલુંજ છે.

(૭૯૫) ખોદાઈ પ્રેમ વિના માગતો હોય ને પોતાનું માન પણ રાખવા માગે તે કેમ બને? એક મ્યાનમા બે તરવાર રહી હોય એવુ તો મે જોયુ યા કાને સાભળ્યુ નથી.

(૭૯૬) જે કોઈ પોતાનુ માથુ આપે તેનાથીજ પ્રેમનું પ્યાલુ પિવાઇ શકાય, જે કોઈ લોભી હોય યાને જ્યા પોતાના સ્વાર્થનો ખ્યાલ રહેલો હોય, અને જે પોતાનું સર્વસ્વ આપવાને રાજી નથી, તેનો કાંઇ ખરો પ્રેમ હોતો નથી, તે તો માત્ર મોહડાથી ખાલી પ્રેમનું નામ લે છે, પણ તેના અંતઃકરણમા કાંઇ પ્રેમ હોતો નથી

(૭૯૭) જ્યા સુધી માણસના હૈયામા ખરો (બિનસ્વાર્થિ) પ્રેમ આવતો નથી ત્યા સુધી તેને ધીરજ હોતી નથી; જ્યાં સુધી તેને ખુદા તરફનો પ્રેમ લાગતો નથી, ત્યા સુધી તેને વૈરાગ્ય આવતો નથી, યાને દુનિયાની ચીજો ઉપરથી તેનું મન ખસતું નથી, જ્યાસુધી માણસને સદ્ગુરૂ મળતા નથી, ત્યા સુધી તેના મનના વિકારો ને જુસ્સાઓ મટતા નથી

(૭૯૮) જ્યા બિનસ્વાર્થિ પ્રેમ હોય ત્યા પોતાને માટે કાંઇબી નેમ હોતી નથી, અને ત્યા બુદ્ધિ વેહેવાર હોતો નથી યાને "આપ લેના સોદા જેવી વાતો થતી નથી, કારણ કે જેનું મન ઇશ્વરી પ્રેમથી સતોષ થયલું હોય તે શુ લિધો ને વા શુ થયો છે તે પુછતો નથી

૭૯૯

પ્રેમ બિના નહિ ભેષ કછુ, નાહક કરે સો બાદ;
પ્રેમ ભાવ જબલગ નહિં, તબલગ ભેષ સબ બાદ.

૮૦૦

પ્રેમ જગાયે બિહકો, બિહ જગાયે પિવ;
પિવ જગાયે જીવકો, હોય પિંવ હોઈ જીવ.

૮૦૧

જબલગ નાતા જાતકા, તબલક ભગત ન હોય,
નાતા તોરે હરિ ભજે, ભગત કહાવે સોય.

(૭૯૯) જ્યાં સુધી હૈયાંમાં ખરો પ્રેમ આવે નહિં ત્યાં સુધી બાહેરના સ્વાગો પેહેરવાને, દેખાવો કરવા, ને બધા ફોકટનાં છે, કારણ કે જ્યાં સુધી ખરો પ્રેમ આવતો નથી, ત્યા સુધી બાહેરનાં બધા દેખાવો કર્વાથી કાંઈ કામ આવતું નથી.

(૮૦૦) પ્રેમ જ, માણુસના વિહ યાને ખુદા તરફની લાગણીઓ જગાડે છે, અને વિહ તેનાં પીયુ યાને (Higher self)ને જગાડે છે, અને પીયુ જ્યારે તે જીવને દુનિયાની માયામાંથી જગાડે છે, ત્યારે ને જીવ ને પીવ બેઉ એક થઈ જાય છે. અર્થાત, જ્યારે માણુસના હૈયામા (ખુદા તરફ) પ્રેમ થાય છે ત્યારે તેની લાગણીઓ તે તરફ દોડે છે, અને તેનું નિરમલું મન તેનાં આત્મા (Higher Self) તરફ જાય છે, ને છેવટ તે અને તેનો આત્મા એક થઇ જાય છે.

(૮૦૧) જ્યાં સુધી માણુસનાં મનમાં નાતજાતના તફાવતનો વિચાર રહેલો હોય ત્યા સુધી તેનાથી ભગત થઇ શકાતું નથી, પણ જ્યારે તેનો એ ખ્યાલ જતો રહે માને સર્વે માણુસોને, જનાવરોને અને ચીજોને એકસરખી નજરથી જુવે, ત્યારેજ તે ખરો (ખુદાનો પ્રેમી) ભગત થયો છે એમ કહેવાય.

અર્થાત, જ્યાં સુધી માણુસને પોતા વિષે અથવા પોતાની જાત વિષે વધુ હેત આવ્યા કરે, યાને તેની જાત ઉંચી ને બીજી જાત હલકી એવો ખ્યાલ રહેલો હોય તે માણુસથી ખોદાનો ભગત થઈ શકાતું નથી. પણ જ્યારે કુલ સૃષ્ટિની પેદાયશને તે એકસરખો ચહાનો થાય, અને સર્વમાં ખુદાજ રહેલો છે એવુ તેને ભાન થાય, દરેક જાનદાર અથવા કહેવાતી બિનજાનદાર પેદાયશને એક સરખો અથવા કહોકે પોતા પેરે ચહાતો-થાય, ત્યારેજ તે માણુસ ખુદાનો ખરો ભગત થયો છે અને ખુદા સાથે એકતાઇ મેળવી છે એવું કહેવાય

## આપ ભોગ (self sacrifice) વિષે.

### ખરો શુરવિર કોણ?

૮૦૨

સુરે ચઢે સગ્રામકો, બાના પેહેન અનેક,
સાઇયાં કે મુખ સામને, મુના જ કોઇ એક

૮૦૩

સુરા સોહિ જાનીયે, લડે ધનીકે હેત;
પુરજા પુરજા હો રહે, તોઉ ન છાડે ખેત.

ખરો શુરવિર કોણ?

(૮૦૨) એવા કેડવાળા, શુરવિર પુરૂષો ઘણાં ઘણાં હથયારો સજીને લડાઇ કરવા ચઢી જાય છે ખરા, પણ ધણીની સામને (લડતાં લડતાં) મુવો હોય એવો (ખરો શુરવિર) તો કોઇકજ હોય છે.

અર્થાત—જેમ, સિપાહ બચ્ચાઓ લડાઇ કરવા જાય છે, પણ જ્યારે ત્યાં જીવ જવાની વાત આવે છે ત્યારે સૌ કોઈ પોતાને બચાવવાની કોશેશ કરે છે, અને કોઇકજ એવો માનો પૂત હોય છે કે જે પોતાનાં ધણીને ખાતર જીવ આપી દે છે તેમ, જેઓ ખુદાઇ માર્ગમાં દાખલ થવા માગે છે યાને દુનિયાની લોભ લાલચ ઉપર ફતેહ મળવી મિનોઇ (Spiritual Path) માર્ગમાં જાય છે તેઓ-માંથી કોઇકજ એવો બહાદુર નર હોય છે કે જે પોતાના જીવની પણ દરકાર કર્યા વિના છેલ્લી ઘડી સુધી ટકી રહે છે યાને નેકી માટે આપભોગ આપવાને, એટલે કે પોતા ઉપર ગમે એવું દુઃખ આવે તે સેહવવાને યા મરણ નિપજે તે પણ ખુશીથી સહન કરવા તૈયાર હોય.

(૮૦૩) ખરો શુરો તો તેને જાણવો કે જે પોતાનાં ધણીના (ખુદાના) ચાહને ખાતર જ લડતો હોય, અને નહિ કે પોતાના સ્વાર્થ માટે, અને જે કોઇ તેમ (ખુદાને ખાતર) લડતો હોય તે પોતાના કટકે કટકા થઇ જાય તો ખી લડાઇનું મેદાન કદી છોડતો નથી.

## ખરો શુરવિર કોણ?

૮૦૪

ખેત ન છાડે સુરવા, જુજે દોઉ દલ માહિં;
આશા જીવન મરનકી, મનમેં આને નાહિં

૮૦૫

ભાગે ભલા ન હોયગા, લો ભારી ઘર દૂર,
સિર સાહબકો સોંપતે, સોચ કાહેકો સૂર

૮૦૬

જો સિર સોંપા સાંઇકો, વોહ સિર ભયા સનાથ,
કબીર હૈં ઉબરન ભયે જાકા તાકે હાથ

૮૦૭

જો મુવા હરિ હેતમેં, કોઇ ન બુઝે સાર,
હરિજન હરિસા હો રહા, માયા રહિ સિર માર

૮૦૮

કબીર! યા ઘર પ્રેમકા, ખાલાકા ઘર નાહિ
સિસ ઉતારે હાથસુ, સો પેઠે ઘર માંહિ

## ખરો શુરવિર કોણ?

(૮૦૪) ખરો શુરવિર પુરૂષ કદીબી લડાઇનું મેદાન છોડતો નથી પણ બન્ને લશકરમાથી લડતો આગળ વધે છે, કારણ કે તેના મનમા જીવવાની આશા કે મરવાની બીક જગામે હોતી નથી, પણ તેનું મન, તેની ફરજ કે માગ ધણી માટે લડવુ છે તેના ઉપરજ ગ્હેલી હોય છે

સાગાવ કે—જે કોઇ ખુદાઇ રાહપર ચાલે છે તે કદીબી પોતા વિષે કાઇ પણ વિચાર રાખતો નથી

(૮૦૫) (તે) શુરવિર પુરૂષ જાણે છે કે મેદાનમાથી નહાસવાથી તેનુ ભલુ થવાનુ નથી, તેમજ તેને ભય હોય છે કે મારૂ (ખુદાને પુગવાનુ) ઘર ઘણુ દુર છે, અને તેનુ માથુ તો ખુદાને સપુર્દ કરવાનુ છે, ત્યારે તે શુરો શા માટે બીજો વિચાર કરે?

(૮૦૬) જેને માથુ ખુદાને સોપ્યુ તેને, પોતાના માથાને બળવત ધણીના હાથમા આપેલુ કહેવાય, કારણ કે માથુ તે ધણીનુ જ (આપેલુ) છે ત્યારે તેને હવાલે કરી, મે (કબીરે) તો મારૂ કલ્યાણ કરી લીધુ છે

(૮૦૭) જે કોઇ ખુદાના પ્રેમ અર્થે મરે છે, તેની કદર કોઈ બી દુનિયાની માણસ બુજતો નથી, કારણ કે દુનિયાની લોકો સમજતા નથી કે જે ખુદાનો બંદો દુનિયામાથી મુવો તે ખુદા પાસે પુગી ગયો, અને માયાના બધણમાથી તે છુટો થયો, તેથી માયા પોતાનુ માથુ કુટ્યા બેઠી છે

(૮૦૮) ઓ કબીર, એ પ્રેમનુ ઘર છે તે કાઇ તારી માસી (માયની બેન)નુ ઘર નથી કે ત્યા તુ લાડ કરતો સોહેલાઇથી જઇ શકે, એ પ્રેમ (મેળવવા) ના ઘરમા તો ત્યારેજ પેસી શકાય કે જ્યારે તુ તારૂ માથુ પોતાના હાથે ઉતારી નિચે મુકે

## ખરો શુરવિર કોણ?

૮૦૯

શુરા સોહિ જાનિયે, પાવ ન પિછે પેખ;
આગે ચલ પિછા ફિરે, તાકો મુખ ન દેખ.

૮૧૦

ઘાયલકી ગત ઓર હય, ઓરનકી ગત ઓર;
બાનજ લાગા પ્રેમકા, રહા કબીરા ઠોર.

૮૧૧

સુરાકા તો દલ નહિ, ચંદનકા બન નાહિ,
સબ સમૂદ્ર મોતી નહિં, યુ હરિજન જગ માહિ

૮૧૨

સારા શુરા બહુ મિલે, ઘાયલ મિલે ન કોય;
ઘાયલકુ ઘાયલ મિલે, તબ (રામ) ભક્તિ દ્રઢ હોય

૮૧૩

કરદી ધારા રામકી, કાચા ટિકે ન કોય;
સિર સોપે સિધા લરે, શુરા કહીયે સોય.

૮૧૪

પહેલે દાતા મે ભયા, હરિકો સોપા સિસ;
પિછે દાતા હરિ ભયા, કાહે કેરૂં બખશિસ?

## ખરો શુરવીર કોણ?

(૮૦૯) ખરો શુરો માણસ તેને જાણવો કે જે પોતાના પગ પછવાડે હઠાડેજ નહિ, પણ જે કોઇ આગળ ચાલી પાછો હઠે, તે માણસ કાંઇ ખરો શુરો નથી, ને તેનુ મોઢ જોવું નહિ.

(૮૧૦) જે કોઇ ઘાયલ થયલો છે તેની વાત જુદીજ છે, જ્યારે બીજા બધા માણસોની વાત કાંઇ ઓરજ છે, મને ફકીરને તે પ્રેમનો બાંન લાગો તેથી હું ખુદાઇ રાહમા મકામ થયો છું.

(૮૧૧) જેમ બધાજ શુરા પુરૂષોનુ કાંઇ લશકર (બનેલુ) હોતું નથી, જેમ ચંદન (સુખડ)ના ઝાડથી બધું બનેલું વન હોતું નથી, અને જેમ બધાજ દરયાવમાથી મોતી નકળીતા નથી, તેમ જગતમા હરિજનો (થોડાકજ) હોય છે.

(૮૧૨) લડાઇના ઘા ખમ્યા વગરના એવા કહેવાતા શુરવિરો તો ઘણાએ દિસે છે, પણ કોઇ ખરો ઘાયલ (શુરવિર) મળતો નથી, જ્યારે ઘાયલ ને ખરો ઘાયલ પુરૂષ મળે, ત્યારેજ તેઓની ખુદા તરફની જાનફેશાની મજબુત થાય છે.

(૮૧૩) ખુદાને મળવાનો રસ્તો બહુ સખ્ત છે જેમા, કાચા પુરૂષો ટકી શકતા નથી, પણ જે કોઇ પોતાનું માથુ આપી સિધો ઉભો રહીને લડી શકે તેજ માણસ આગળ ચાલી શકે છે, ને તેનેજ ખરો શુરવિર કહેવો.

(૮૧૪) કબીર કહે છે કે, પહેલ્લાં હું આપનાર થયો ને મેં મારૂં માથું ખુદાને સોપયું તે પછી, ખુદા દાતા યાને આપનાર થયો ત્યારે હવે હું શું તેને આપું?

અર્થાત—તન, મન, સર્વસ્વ ખુદાને મેં અપર્ણ કરી દીધું એટલે હવે બાકી રહ્યુ શું કે તે હું આપું?

ખરો શુરવીર કોણ?

૮૧૫

દેખા દેખીસુ ચઢે, મર્મ ન જાને કોય;
સાંઈયા કારન સિસ દે, શુરા જાનુ સોય

૮૧૬

સિર સટ્ટેકા ખેલ હય, સો શુરનકા કામ
પહેલે મરના જ આગમે, પિછે કહેના રામ

૮૧૭

સાંઈયા શીશ ન પાઈયે, બાતા મિલે ન કોય
કબીર સોદા રામસુ, સિર બિન કબુ ન હોય

૮૧૮

પ્રેમ ગુન કઠન હય, ઊંચા બહુ આકાશ,
સિર કાટી પગ તલ ધરે, તબ ન પહોંચે હાથ

ખરો શુરવીર કોણ?

(૮૧૫) એક બીજાને જોઈને જે કોઇ કરવા જાય તે, ખરો ભેદ પામી શકતો નથી, પણ જે કોઇ ખુદાને માટે પોતાનું માથું અપર્ણ કરે તે માણસજ, ખરો પરમાર્થી પુરૂષ છે.

(૮૧૬) માથાંનો સટ્ટો રમવો તે તો ખરા શુરવિર પુરૂષનુંજ કામ છે; કારણ કે ત્યાં પેહલાં આગમાં જવાનું છે, ને તે પછી ખુદાનું નામ લેવાઇ શકાય છે.

અર્થાત, ખુદાને મળવું એ કાંઇ જેવું તેવું કામ નથી, જ્યારે માણસ પોતાનો સ્વાર્થ છોડી દે ત્યારેજ તેનાંથી એ માર્ગમાં દાખલ થઇ શકાય છે.

(૮૧૭) એમ કાઇ ખાલી મોહોડાંની વાતોથી ખુદાને મળી શકાતું નથી પણ ખોદાની સાથે સારૂં કરવું હોય યાને ખુદાને મળવું હોય તો જ્યાં સુધી માણસ પોતાનું માથું તેને હવાલે કરતો નથી ત્યાં સુધી તેનાથી તેને (ખુદાને) પુગાતું નથી.

(૮૧૮) ખુદાઇ (divine love) ગુણ મેળવવો એ બહુ મુશકેલ છે, અને તે એટલું તો ઉંચું છે કે તેનો વિચાર મોહોડેથી બોલી શકાતોજ નથી, પણ ત્યાં પોહોચ-વાને સારૂં જ્યારે માણસ પોતાનાં કરોડો માથાંઓ પગ નીચે મુકે, યાને પોતાની ખુદીને કચડી નાંખે ત્યારેજ ત્યાં પુગી શકાય છે.

## ખરો શુરવીર કોણ?

૮૧૯

ઉંચા તરવર ગગન ફુલ, પંખી મુંવા સબ ઝૂર,
બહોત શિયાને પચ ગયે, ફુલ લાગો પર દુર.

૮૨૦

દુર ભયા તો કયા ભયા, સિર દે નેડા હોય,
જબલગ સિર સોપે નહિં, ચખ શકે ન કોય.

૮૨૧

એ રનમાહિ પેઠ કર, પિછે રહે ન શુર;
સાહેબકે સનમૂખ રહે, ધરદે સિસ હજુર.

૮૨૨

લાગી લાગી કહા કરો, લાગી નહિ લગાર;
લાગી તબહિ જાનીયે, નિકસ જાય દો સાર.

૮૨૩

કાયા મોડ કમાન કર, પાંચ તત કર તાન,
મારો તો મન મરઘવા, નહિતો મીઠયા જાન.

ખરો શુરવીર કોણ?

(૮૧૯) એ ઝાડ ઘણું ઉંચું છે ને તેનાં ફળો છેક આસમાને લાગેલાં હોય છે, જેથી તે મેળવવા જતાં પંખીઓ બધાં જુરી મરે છે, ઘણાંક કહેવાતા શિયાના પુરૂષો તે લેવા ગયા, પણ તે ફળ તેઓથી દૂરને દૂરજ રહ્યું.

(૮૨૦) કબીર કહે છે કેઃ—ને ફળ ઘણું દુર છે તો શું થયું? તું જો માથું આપે તો તે તારી આગળ આવે કારણ કે જ્યાં સુધી તું માથું આપે નહિં ત્યાં સુધી તે ચાખી શકાતું નથી.

(૮૨૧) જે શુરો પુરૂષ ખુદાઇ માર્ગમાં એકવાર દાખલ થયો કે, પછી તે કદીખી પાછળ હઠતો નથી, પણ ખુદાની સમક્ષ ઉભો રહે છે, ને પોતાનું માથું તેનાં પગ આગલ હાજર કરે છે.

(૮૨૨) "મને પ્રેમ લાગો છે, મને પ્રેમ લાગો છે," એવું માત્ર મોહોડેથી અમસ્તું શું બોલવું? હું (કબીર) કહું છું કે જે કોઇ મોહોડેથી એમ બોલે તેને, પ્રેમ લાગોજ નથી, પણ જ્યારે દિલ ખરૂં ખુદાપર લાગે ત્યારે તો માણસથી એ સાર નિકળી જાય છે માને તે વેળા તે માણુસની હાલત તદન બદલાઇ જાય છે.

(૮૨૩) એમ કાઇ પ્રેમ લાગતો નથી, પણ જ્યારે તું તારી કાયાને કમાંન પેરે વાળે, તારી પાચે ઇંદ્રિઓની તાંન બનાવે, ને તારા ભટકતા મનને મારી મારીને શાંત કરે, ત્યારેજ તે રસ્તો હાથ આવે, નહિંતો બધું ફોકત છે.

ખરો શુરવીર કોણ?

૮૨૪

સિસ ઉતારી ભુ ધરે, ઉપર ધર દે પાય,
દાસ કબીરા યુ કહે, એસા હો તમ આપ

૮૨૫

જબ લગ ધડપર સિસ હય, શુરા કહીયે નાહિ,
માથા તુટી ધડ લડે, શુરા કહિયે તાહિ

૮૨૬

કબીર સાચા સુરના, કબૂ ન પહેરે લોહ,
સુજનકે બધ ખોવકે, છાડે તનકા મોહ

૮૨૭

કડનાઇ કછૂ નહિ, જો સિર બદલે લેહ
રામનામ નહિ છાડીયે, જો સિર કરવત દેય

ખરો શુરવીર કોણ

(૮૨૪) માથુ ઉતારી જમીનપર મુકે ને તેની ઉપર પગ મુકે ત્યારેજ હું દામ કબીર કહું છુ કે તે માણસ ખુદાને પુગી શકે, નહિ તો કદીબી નહિ

(૮૨૫) જ્યા સુધી ધર ઉપર માથુ રહેલું હોય, ત્યા સુધી તે માણસ શુરો કેહેવાય નહિ, પણ માથુ નિચે તુટી પડે ને શરીર લડયા કરતુ રહે, ત્યારે તે ખરો શુરવિર છે એમ

(૮૨૬) એ કબીર! જે કોઇ ખરો શુરવિર પુરૂષ છે તે કદીબી લોગાનુ બખ્તર પેહેરતો નથી, તે તો પાતાનો અગરખો પણ ખોળી નાખીને લડે છે અને પોતાના શરીર વિષે કાઇપણ દરકાર કરતો નથી

(૮૨૭) મુશકેલી કોઇબી નથી માત્ર મનનો રોહ બદલવાનો છે તે એ કે ગમે તે થાય તો રામ (ખુદા)નું નામ છોડવુ નહિ, માથાપર કરવત આવી કાન ફરતી હોય તોબી ખુદાપર જેનું દિલ લાગુ છે તે કદીબી ફરતો નથી, એવી રીતે જેના મનની રોહ બદલાઇ યાને મન ખુદા તરફ રહેતું થયુ તો પછી ખુદાઇ માર્ગમા આગળ વધવાને કાઇજ મુશકેલી નથી માટે કબીર કહે છે કે તુ તે (ખુદાનુ) નામ છોડતો ના

## બિરહા.

Thirst or longing for a dear one

૮૨૮

બિરહા બુરા હય જન કહે, બિરહા હય સુલતાન,
જા ઘટ એરિ બિરહા નહિ, સો ઘટ સદા મસાન.

૮૨૯

બિરહા આયા દુધસા, કડવા લાગા કામ
કાયા લાગી કાળસિ, મિઠા લાગો રામ

Thirst or longing for a dear one.

(૮૨૮) બિરહા યાને માણસનાં અંતઃકરણમાં (કોઇબી ચીજ માટે) થતી મજબુત ઇચ્છા અથવા સાધારણ બોલીમાં કહીયે તો ખેંચાણ.

એ લાગણી માટે લોકો કહે છે કે તે ખરાબ છે, પણ કબીર કહે છે કે એ (પ્યારની) લાગણી ઉત્તમ છે; પરંતુ જેના દીલમાં એ ખેંચાણ ખોદા તરફ થતું નથી, પણ જેનું દીલ બીજી દુનિયવી ચીજો ઉપર લાગેલું હોય તે માણસનું શરીર સદાનું મસાન જ છે.

અર્થાત–માણસનો જીવ અને ખુદા વચ્ચે જે જુદાઇ થઇ છે તેનું પાછું જોડાણ થવું અને એ જોડાણ (Union) માટે જીવનું તલપવું, તે બિરહા છે, તેથી કબીર કહે છે કે જેનાં દીલમાં એ લાગણી થતી નથી તે માણસનું શરીર જીવતું હોવા છતાં મસાન (Grava–yard) કહેવાય.

(૮૨૯) જે માણસનાં દીલમાં એ લાગણી એકવાર ખરેખરી પેદા થઇ તેને ઇંદ્રિઓની મોજ ભોગવવાનું દાહું ઝેહેર જેવું લાગે છે, અને શરીર કે જે તેને ખુદા સાથે મેળાપ કરતાં વચ્ચે અડચણ કર્યા કરે છે તે અકારૂં થઇ પડે છે, અને તેને ખુદાનીજ વાતો ગમ્યા કરે છે, અને બીજી ચીજો ગમતી નથી.

Thirst or longing for a dear one.

૮૩૦

જા તનમેં બિરહા બસેં, તા તન લોહુ ન માસ;
ઇતના બહોત હિ ઉબરા, હાડ ચામ ઓર શ્વાસ

૮૩૧

બિરહા કુંડી ભુંડ પડે, દરશન કારન રામ,
જીવત દરશન ના દિયો, મુવેકા નહિં કામ.

૮૩૨

મુવે પિછે મત નિલો, કહે કબીરા રામ,
લોહા માટી મિલ ગયા, તબ પારસકા કયા કામ?

Thirst or longing for a dear one

(૮૩૦) જેના દીલમા ખુદા તરફ પયાર વસતો થયો તે માણસના શરીરમા લોહી ને માસ ભલે નહી હોય, તેની કશી ફીકર નથી, તેનુ ચામડુ, હાડકા ને શ્વાસ (પ્રાણ) ચાલતો હોય એટલુજ બસ છે અર્થાત–ખુદાની ગાહપર ચાલતા માણસને દુઃખ આવે અથવા તેનું શરીર નબળુ પડી જાય, તેની કાઇ ચિંતા કરવી નહી કારણ કે આ શરીર તો એકવાર પડવા (મરવા)નુંજ, અને જ્યારે દુનિયવી લાભ લાવવા માટે, માણસ આગલી બધી જનજાળો ઉઠાવે છે યાને પોતાના શરીરને કષ્ટી આપે છે, ત્યારે ખુદાની રાહમા ચાલવાને યાને ખુદાને મેળવવા માટે આપણા શરીરને કષ્ટી આપવી તેમાં શુ ખોટુ છે? કારણ કે પૈસો ટકો માણસને ખરૂ સુખ આપી શકતુ નથી, જ્યારે ખુદાના મળવાથી તો ખરૂં (હમેશનુ) સુખ આપણને પ્રાપ્ત થાય છે

(૮૩૧) કબીર કહે છે કે ખુદાના દર્શન કરવા માટે મારા શરીર ઉપર સે કડો દુખો આવી જાય તોપણ તેની મને પરવાહ નથી પણ હુ એટલુ માગુ છુ કે એ ખુદા મને જીવતા જીવત તારી સાથે મેળાપ થાય, મુવા પછી મને તારા દર્શણ થાય એવુ હુ માગતો નથી

(૮૩૨) એ ખુદા મુવા પછી હુ તને જોવા માગતો નથી- કારણ કે લોઢુ કીતાઇને માટી થઇ ગયુ પછી કે પારસ, મણીનું શુ કામ રહયુ? અર્થાત, માણસને આ (ખાકી) દુનીયામાજ ખુદા સાથે એકતાઇ મેળવવાની છે, અને આ શરીરમાજ જો ખુદાને નહી મેળવી શકે તો મુવા બાદ તેનાથી કાઇ થઇશકવાનું નથી

## બિરહા.

ખુદાને મેળવવાને ખમવી પડતી હાડમારી.

૮૩૩

ગલુ તુમારે નામમે, જ્યું પાનીમેં લોન;
ઐસી બિરહા પડાયકે, નિત દુખાવે કોન?

૮૩૪

દેખતહિ સબ દિન ગયા, નિશબી નિરખત જાય;
બિરહન પિયુ પાવે નહિ, જીવડા તલખે જાય.

૮૩૫

નેના હમારે જલ ગયે, છિન છિન લોડે તુંજ;
ન તું મિલે ન મેં સુખી, ઐસી બેદના મુંજ.

૮૩૬

ઇસ તનકા દીવલા કરૂં, બાતી ડાલું જીવ;
લોહી સીંચું તેલ જ્યું, કબ સુખ પાવું પીવ.

૮૩૭

માંસ ગયા પિંજર રહા, તાકો ન લાગે કાગ;
સાંઇ અજહું ન સંભારયા, મંદ હમારા ભાગ.

ખુદાને મેળવવાને ખમતી પડતી હાડમારી

(૮૩૩) પાણીમાં નાખવાથી જેમ મીઠું (salt) અંદર ગળી જાય છે, તેવી રીતે ખુદાનાં નામમાં હું (ફકીર) બધો ગળી ગયો છું, અને એવી રીતે (ગળી જઈને) ખુદાને ખાતર પોતાનાં શરીરને હંમેશાં કષ્ટ આપવાને કોણ તૈયાર છે?

(૮૩૪) ખુદાને જોતાં જોતાં (યાને જોવાની આશામાં) મારા દિવસ ને રાત બેઉ નિકળી ગયા, એમ જ્યાં સુધી તે મારો વહાલો ધણી મળ્યો નહિં ત્યાં સુધી, મારો જીવ તલપયા કરતો હતો.

(૮૩૫) દરેક પળે તુંને જોતા જોતા મારા ડોળા બળી ગયા, ને જ્યાં સુધી મને તું મળે નહિં ત્યાં સુધી સુખ થાય નહિ, એવી જાતનું દુખ મને થઈ લાગ્યું છે.

(૮૩૬) આ મારાં તનની બત્તી કરું ને તેમાં આ (મારા) જીવનો કાકડો બનાવી મેલું, ને તેલને ઠેકાણે મારું લોહી અંદર રેડીયું કે ક્યારે મારા પીયુનું (ખુદાનું) મોહોડું જોઉં. અર્થાત, ઇન્દ્રિઓ ને મન સર્વે કાંઈ ખુદાના જ વિચાર ને વમાસણમાં ફકીર ગાળતો હતો.

(૮૩૭) (એમ કરતા કરતાં) મારાં શરીરનું માંસ ગળી ગયું, ને હાડપીંજર જેવું થઇ ગયું કે તે ઉપર કાગડાઓ આવીને બેસે નહિં, એટલું છતાં હજુર ખુદા મને મળ્યા નહી એટલે મારૂં નસીબજ અભાગ્યું.

## બિરહા.

'જીવપર સખતી કર્યા વિના ખુદાને મળાતું નથી

૮૩૮

કબીર! હસનાં દુર કર, રોવન પર ધર ચિત;
બિન રોવે કયું પાઇયે, પિયું પુરબલા મિત.

૮૩૯

હસું તો દુઃખ ન બિસરે, રોવું તો બલ ઘટ જાય;
મનકા મનમે બિસરનાં, જ્યું ઘુન કાષ્ટકુ ખાય.

૮૪૦

પહેલે અગન બીરહેકા, પિછે પ્રેમ પ્યાસ;
કહે કબીર તમ જાનીયે, રામ મિલનકી આસ.

૮૪૧

જીતના ગુનાહ મેં કીયા, તિતના કરે ન કોય;
કાલા હુવા મુખડા, ધો ન શકું રોય.

જીવપર સખ્તી કર્યા વિના ખુદાને મળાતું નથી.

(૮૩૮) ઓ કબીર! ખુદાને મળવું તે કાંઇ હસવા સરીખું કામ નથી, માટે તું હસવાનું મુકી દે, અને રડવા પરજ ધ્યાન લગાડ, કારણકે વગર રડવે, યાને પોતાના જીવપર જુલમ કર્યા વિના ખુદા મળી શકતો નથી.

(૮૩૯) કબીર કહે છે કે હસું તેથી કાંઈ દુઃખ ભુલાતું નથી, ને જો રડયા કરૂં છું તો મારૂં બળ ઘટયું જાય છે. (ત્યારે કરવું શું? તેનો પાછો જવાબ આપે છે કે) તું મનમા ને મનમાંજ બધુ વીસરવાની કોશિશ કર, જેમ ચુલામા બળતું થયા વગર માત્ર ધુમાડાથીજ લાકડું ખવાઇ જાય છે તેમ, તારા દુઃખનો દેખાવ બહારથી કર્યા વગર, મનની અંદરજ તે ભુલી જા.

(૮૪૦) ખુદા તરફ પ્યાર થવા આગમજ પહેલાં દુઃખ આવે ને તે પછી ખુદાના પ્યારની તરસ લાગે, તયારે (કબીર કહે છે કે) ખુદા મળવાની આશા છે, એમ જાણવું. અર્થાત, જયારે માણસને દુઃખ આવી પડે છે, ત્યારે તે દુઃખથી ખુદા તરફ ખેંચાય છે, ને ત્યારેજ ખુદા તરફ તેને પ્રેમ ભાવ થાય છે, અને એવુ જયારે માણસને થાય ત્યારે, કબીર કહે છે કે જાણવુ કે તે માણસને ખુદા મળવાની આશા રહે છે

(૮૪૧) ખુદાને મળવાને માટે જેટલાં દુખો મેં વેઠયાં તેટલાં કોઈ વેઠશે નહી. દુઃખથી મારૂં મોહોડું એવુ તો કાળું મારી ગયું કે ગમે તેટલું રડવાથી તે ધોવાતું નથી.

## ભોરહા.

### ખુદાને મળવા માટે કબીરની આજીજી

૮૪૨

બિરહેની મર જાયગી, આતુર હાલ શરીર,
બેગી દર્શન દિજીયે, તો જીવે દાસ કબીર.

૮૪૩

બિરહેની દેત સંદેશો, સુનો હમારે સુજાન,
જેગી તુમ આ મિલો, નહિ તો તજ્યા પ્રાન

૮૪૪

સાંઈયા તુમ મત જાનિયો, કે પ્રીત ઘટે કનચિત
મરૂં તો તુમ સુમરત મરૂં, જીવું તો સુમરૂં નિત

૮૪૫

મૈ દિવાની રામકી, દિવાની કહે સબ કોય,
મોહે દિવાના આ મિલે, તબ મેરી ચંગી હોય

## ખુદાને મળવા માટે કબીરની આજીજી.

(૮૪૨) જેમ એક સ્રી, બીજા મરદપર આશક થયલી હોય તેને જોવાને માટે તેનું શરીર આતુર હોય છે, તેમ કબીર કહે છે કે ઓ ખુદા, હું તુંને જોવાને આતુરતાથી રાહ જોઉં છું માટે મને તારાં દર્શન જલદીથી આપી દે, તો હું જીવતો રહું.

(૮૪૩) જેમ એક સ્રી, પોતાના વહાલા ઉપર પોતાને મલી જવા માટે સંદેશો મોકલાવે છે તેમ, કબીર કહે છે કે જે ખુદાની માશુક બને છે, તે ખુદા તરફ પોતાનો અંતઃકરણનો અવાજ મોકલે છે ને કહે છે કે, ઓ ખુદા, તું મને જલદીથી આવી મળ, નહિં તો આ પ્રાણ છોડી દેવશ.

(૮૪૪) ઓ મારા ધણી, તું એમ ના સમજતો કે તારી તરફનું મારૂં વહાલ કદી ભી ઘટશે, નહિં કદી નહિં, કારણ કે મારાં મનમાં હમેશા તું રહેલા છે તેથી, હું મરી જાઉં ત્યારે (મરતાં મરતા) પણ તારીજ યાદમા મરીશ, ને જીવતી રહી તો હંમેશાં તારૂં સ્મરણ કર્યાં કરીશ.

(૮૪૫) હું તો રામ (ખુદા)ની દિવાની છું, અને ભલે મને બધા (દુનિયાના) લોકો દિવાની કહે, તેની હું દરકાર કરતી નથી, પણ મને મારો દીવાનો (આશક યાને ખુદા) કયારે આવી મળે તેની હું વાટ જોઉં છુ, અને તે જ્યારે મને આવી મળશે ત્યારેજ મારૂં દિવાનાપણું જતું રહેશે ને હું સારી થઇ જઇશ.

ખુદાને મળવા માટે કબીરની આજીજી.

૮૪૬

પપૈયા પિયુ પિયુ કરે, નિશદિન પ્રેમકી આશ,
પંખી વીરહ ના છાડહિ, તો ક્યુ છાડે નિજ દાસ.

૮૪૭

આઠ પોહોર ચોસઠ ઘડિ, લાગા રહે અનુરાગ,
હિરદે પલક ના બિસરે, તમ સાચા બૈરાગ.

૮૪૮

જ્યું મેરા મન તુજમે, યુ તેરા મુજમે હોય,
તાતા લોહા યું મિલે, સાંધ ન લખે કોય.

## ખુદાને મળવા માટે કબીરની આજીજી.

(૮૪૬) બુલબુલ જેવું પક્ષી તે માલિકના પ્રેમની આશામાં "પીયુ પીયુ" કરતું રાત ને દિવસ બોલ્યા કરે છે અને જયારે પંખેરાં જેવું નાનું પ્રાણી તેની (ખુદાની) જીક્કર મુકતુ નથી તો હું કે જે ખોદાનો બંદો (માણસ જાત) છું તે કેમ કરી તે માલિક (ખુદા)ની યાદ ભુલી જાઉં યાને તેની જીક્કર કરવાનું મોકુફ રાખું?

(૮૪૭) કબીર કહે છે કે દિવસનાં આઠ પહોર અને દરેક પોહોરની ચોસઠ ઘડી છે તે દરેક ઘડિએ માણસનું ચિત જયારે ખુદામાં લાગેલું રહે, ને તેનો (ખુદાનો) ખ્યાલ હૈયાંમાંથી વિસરાય જ નહિ, ત્યારે જાણવું કે તે માણસને ખરો વૈરાગ ઉપજયો છે, યાને તેનું મન દુનિયવી માયા પરથી ઉઠી ખુદાપર લાગ્યું છે.

(૮૪૮) કબીર કહે છે કે ઓ ખુદા! જેમ મારું મન તારામાં ભરાઈ રહ્યું છે તેમ તારું મારામાં ભરાય, એવું હું માગું છું કે જેમ ગરમ કીધેલા લોખંડનાં કટકાને સાંધ કરે છે ત્યારે તેઓ એકમેક સાથે મળી જાય છે, ને તેની સાંધ કોઈ પારખી શકતું નથી તેમ, આપણે બંને સાથે મળી એક થઇ જઇએ.

## બીરહા.

### ખુદાને મેળવનારની થવી જોઈતી હાલત.

૮૪૯

કરૂં કાયા ચિત્ત ચકમકા, ઝાલિ વારમવાર;
તિન વાર ધુવા ઉઠે, ચોક પરે અગાર.

૮૫૦

પાનીકી માછની, ચઢી પરબતે ગઇ,
અગ્નિ પિયા પુષ્ટ ભઈ, જલ પિયા મર ગઈ.

૮૫૧

સમુદ્ર લાગી આગ હય, નદી જલ કોયલા ભઇ,
જાગ કબીરા દેખ લે મછીયા તરવર ચઢ ગઈ

ખુદાને મેળવનારની થવી જોઈતી હાલત.

(૮૪૯) જ્યારે આ મેલાં (ખાકી) શરીરને તેમજ મારા મનને વારે વારે ઝાળ્યુ યાને મારી રહેની—કરણી સુધારી મારાં મનને શુદ્ધ વિચારોમાંજ રોકયા કીધું (તોયે) ત્રણ વાર તેમાં ધુમાડો થયો, ને ચોથી વારે તેમાં અગ્નિ પ્રગટ થયો.

(૮૫૦) (એમ કરતાં કરતા) તે પાણીમાં રહેલી માછલી (જીવ) છેક પહાડને મથાળે પુગી ને ત્યા તેણીએ અગ્નિ પીધો, ત્યારે તે મજબુત થઇ, (એથી ઉલટું) જ્યારે તે પાણીમાં રમતી હતી ત્યારે મરણ પામતી હતી.

અર્થાત—માછલી તે માણસનો જીવ યાને માણસ, તે જ્યાં સુધી આ નિચલી (ખાકી) દુનિયામાજ રમયા કરતો હતો યાને ઇદ્રિઓથી ભોગવાતા સુખમાજ મોજ છે એવું માન્યા કરતો હતો ત્યા સુધી, તેનુ મરણ નિપજયા કરતું હતુ; પણ જ્યારે તે આ નિચલી ચીજોપરથી ઇચ્છા કાઢી લે છે, અને ખુદાને મળવાની ઇચ્છા કરે છે, અને જ્યારે ઉચ ભાનમા રહેનો થાય છે ત્યારે તે મજબુત થતો જાય છે અને મરણમાથી બચવા પામે છે

(૮૫૧) સમુદ્રમા આગ લાગી અને નદી બળીને કોયલા થઈ ગઇ હવે, ઓ કબીર! તું જાગૃત થઇ જો, કે પેલી માછલી (પર્વતને મથાળેના) ઝાડપર ચઢી ગઈ છે.

અર્થાત, સમુદ્ર તે માણસનું શરીર, નદી તે માણસનું નીચલું (Lower mind) ભાન, શરીરમાં લાગેલી આગ તે ખુદાના પ્રેમની આગ, કે જે પેલી નદી યાને નીચલા (Erthly mind) મનને બાળીને કોયલા કરે છે, યાને તેને દુનિયાની માયાપરથી ખેચી કાઢે છે, એવી રીતે જ્યારે માણસનુ મન પવિત્ર થાય છે, યાને દુનિયવી ચીજો પરથી મનની ઇચ્છાઓ નીકળી જાય છે, ત્યારે પેલી માછલી યાને જીવ તે ઝાડપર યાને ઉચ (Highor Consciousness) ભાનમા જઈ શકે છે.

# બીરહા.

## ખુદા મળ્યા પછીની હાલતનું બ્યાન.

૮૫૨

સબકો બિરહન દુબલી, તુ ક્યું બિરહન લાલ?
પરચા પાયા પિયુકા, યું હમ ભાઈ નેહાલ

૮૫૩

સાચ પાયા સુખ ઉપના, દિલ દરિયા ભરપુર,
સકલ અધેરા નિત ગયા, જબ સાઈ મિલા હજુર.

## ખુદા મળ્યા પછીની હાલતનું બયાન.

(૮૫૨) જેનાં દીલમાં પ્રેમની આગ સળગી હોય છે, તે માણસ દુબલો થઈ જાય છે, ત્યારે એ પ્રેમની અગ્નિથી બળતી સુંદરી! તું કેમ એવી (લાલ મધરડા જેવી) તનદરૌસ્ત લાગે છે? (જવાબ મળે છે કે) આ ભાઈ, મને મારા પિયુનો પત્તો મળ્યો તેથી હવે હું નેહાળ થઈ ગઇ છું. અર્થાત, કબીરનું કહેવું એમ લાગે છે કે જે કોઇ ખુદાઇ માર્ગમાં ચાલવા માડે છે તેને પહેલા ઘણી કષ્ઠી ભોગવવી પડતી હોવાથી, યાને પોતાના દુર્ગુણોને મારી હઠાડવા, ઇંદ્રિઓની મોજ મજાહો છોડવી વગેરે કોશેશ કરતાં તેનાં શરીરને પહેલાં દુઃખ થાય છે, અને તે નબળું પડી ગયું હોય એમ દેખાય છે, પણ તેની દરકાર ન કરતાં, મક્કમપણે અને હિંમતથી, પવીત્રાઇમા આગળ વધતા જાય છે, અને એક વાર તેણે પોતાની ઇંદ્રિઓ અને મન ઉપર પુર્ણ કાબુ મેળવ્યો ત્યાર પછી તેનુ શરીર પાછું આસુદું અને (ખરૂ) તનદરૌસ્ત બને છે——— પેગમબર ઇસસ ક્રાઇસ્ટ સાહેબ પણ કહે છે:—

Seek ye first the Kingdom of Righteousness, and all these things (of the world) shall be added into ye યાને પહેલાં કષ્ઠી ભોગવીને તું પવિત્રાઇ (અશોઇ)નું રાજ્ય મેળવ, કે જેથી પછી તને બધી (દુનિયાની) ચીજો આવી મળશે.

(૮૫૩) જે સત હતું તે મળ્યુ, ત્યારે મને ખરૂ સુખ ઉપજ્યું, અને મારૂં દીલ, સુખના દરીયાવ જેવું ભરપુર થઇ ગયું, અને જ્યારે મારો ધણી (ખુદા) મારી સનમુખ આવી ઉભો, ત્યારે મારૂં મધળું અંધારૂં જતું રહ્યું, યાને મારૂં અજ્ઞાનપણું દુર થઇ, મારે લગતી ને આખી જહાનને લગતી વાતો મને સમજ પડી ગઇ.

## બિરહા.

### ખુદા મળ્યા પછીની હાલતનું બયાન.

૮૫૪

હરિ સંપત શિતલ ભયા, મિટા મોહ તન તાપ;
નિશ બાસુર સુખ ઉપજા, જબ અંતર પ્રગટ આપ.

૮૫૫

કબીર! દિલ સાબિત ભયા, હરિ બૈઠા દરગો આય;
જીવ બ્રહ્મ મિલા હુવા, અબ જીવ કહાં ન જાય

૮૫૬

મન સરોવર શુભક જળ, હંસા કેલ કરાય;
મુગટા ફલ નિશદિન ચુંગે, અબ ઉડી અંત ન જાય.

૮૫૭

કબીર! હમે જબ ગાવતે, તબ હરિ જાનિયા નાહિ;
અબ હમ દિલમે પેખીયા, તબ ગાવેકો કછુ નાહિ.

૮૫૮

કુદરત પાયા ખબરસુ, સદગુરૂ દિયા બતાય;
ભમરા વસબા કમલસુ, અબ ઉડી અંત ન જાય.

## ખુદા મળ્યા પછીની હાલતનું બ્યાન.

(૮૫૪) ખુદાઈ ખજાનો મળ્યો ત્યારે મારા મનને શાંતી થઇ, ને દુનિયવી ચીજોપરની મારી (ખોટી) ભવના દુર થઈ, મારાં શરીરને લગતી તાવો યાને દુર્ગુણો બધા નિકળી ગયા, અને જ્યારે ખુદા મારાં અંતઃકરણ (હૈયા)માં પ્રગટ થયા, ત્યારે રાતને દીવસ સુખ જ મળ્યું, યાને મને હંમેશનું સુખ પ્રાપ્ત થયું.

(૮૫૫) ઓ કબીરા જ્યારે તારૂં દીલ પવીત્ર થયું ને તારૂં યકીન ખુદાપર મજબુત થયું, યાને ખુદા જેવું સુખ બીજુ નથી એવો તુને પુર્ણ વિશ્વાસ આવ્યો ત્યારે તારો જીવ અને ખુદા એક થયા, અને જીવ એકવાર ખુદા સાથે મળ્યો કે પછી તે કેદે બી જવાનો નથી, યાને પાછો દુનિયવી ચીજપર ખેંચ,વાનો નથી.

(૮૫૬) જ્યારે સરોવરનાં પાણીની મીસાલ મન શાંત પડે છે, ત્યારે તેમાં હંસ પક્ષી રમવા માંડે છે (યાને જીવ ઉંચી હાલતે જઇ પુગે છે) અને ત્યાં તેને રાત ને દિવસ મોતી ફળ ખાવાને મળ્યાથી, તે કદી પણ બાહેર જવા માગતો નથી, સારાંશ કે ખુદા મળે તેને આખી જહાન મળે, અને જહાન મળે ત્યારે બીજી કઇ ચીજ માટે આતુરતા હોય?

(૮૫૭) હું (કબીર) જ્યારે ખુદાની તારીફ યાને ભજન (અમસ્યો) મોહોડેથી ગાયા કરતો હતો, ત્યારે ખુદાને પિછાણતો હતો નહીં; હવે જ્યારે મેં તેને (ખુદાને) મારાં દીલમાં ઓળખ્યો, યાને મને ખુદા મળ્યા ત્યારે હવે મને (મોહોડેથી) ગાવાનું કાંઈ રહ્યું નથી. યાને બાહેરની ક્રીયાઓ મારે માટે કરવાની રહી નથી.

(૮૫૮) મારા સદ્દગુરૂએ મને જ્ઞાન આપ્યું, તે જ્ઞાનથી, મને કુદરત વીચેની બધી ખબર થઇ ગઇ, અને જેમ ભમરાને કમળ ફુલ મળી જાય છે, ત્યારે તે બીજે કેઠે જતો નથી તેમ, જીવને જ્યારે ઉંચ જ્ઞાન મળે છે, ત્યારે તે પાછો હલકી (દુનિયવી) ચીજ માટે દરકાર કરતો નથી.

## બિરહા.

ખુદા મળ્યા પછીની હાલતનું બ્યાન—

૮૫૯

હમ વાસી વહાં દેશકે, જહાં અવિનાશીકી આન
સુખ દુઃખ ત્યાં બ્યાપે નહિ, સબદિન એક સમાન.

૮૬૦

હમ વાસી વહાં દેશકે, જહાં બારો માસ બિલાસ;
પ્રેમ ઝરે બિકસે કવલ, તેજ પુંજ પ્રકાશ.

૮૬૧

હમ વાસી વહાં દેશકે, જાત વરન કુલ નાહિં;
શબ્દ મિલાવા હો રહા, પર દેહ મિલાવા નાહિ.

૮૬૨

હમ વાસી વહાં દેશ કે, રૂપ વરન કછુ નાહિ;
સેન મિલાવા હો રહા, શબ્દ મિલાવા નાહિ.

૮૬૩

હમ વાસી વહા દેશકે, પીંડ બ્રહ્મન કછુ નાહિં;
આપ પર દોઉ બિસરા, સેન મિલાવા નાહિ..

ખુદા મળ્યા પછીની હાલતનું બ્યાન—

(૮૫૯) હું તે દેશનો રહેવાસી થઇ ગયો, કે જ્યા અમર્ગી રહેલી છે, યાને નાશ છેજ નહી, ત્યા સુખ ને દુખ (જે આ નીચલી જહાનમા માણસને લાગે છે) જેવુ કાઇએ નથી, પણ બધા દીવસ એકસરખા હોય છે, યાને એકજ (સુખી) હાલતમા જીવ રહેલો હોય છે

(૮૬૦) હુ તે દેશનો રહેવાસી થયો કે જ્યા બારે માસ યાને નિરતર સુખજ છે, અને જ્યા પ્રેમનો ઝરો વહી તેમાથી મીઠો અમૃત નિકળે છે, અને જ્યા હમેશ રહેલી ઝળકતી રોશની (પ્રકાશ) નો જથ્થો (mass of Light) માત્ર રહેલો છે

(૮૬૧) હુ તે દેશનો રહેવાસી થઇ ગયો, કે જ્યા જાત-વરણ કે કુળ જેવુ કાઈ (તફાવત Difference) હોતુ નથી, પણ જ્યા (તે ગુપ્ત) શબ્દથીજ મળી શકાય છે, પણ આ શરીરથી ત્યા મળી શકાતુ નથી અર્થાત—આ દેહથી હું અલગ થઇ ગયો

(૮૬૨) (તે પછી) એવી હાલત થઇ કે જ્યા આકાર રંગ જેવુ પણ કશુ રહ્યુ નહિ—ને ત્યા શબ્દનું પણ કામ રહ્યું નહિ, પણ ત્યા, માત્ર ઇસારાથીજ મળી શકાય છે એ હાલત એવી છે કે જ્યા આકાર કે રગનો ખ્યાલ પણ હોતો નથી

(૮૬૩) (તે પછી) એવી એક હાલત આવી કે જ્યા, હુ પોતે, અને ઇશ્વર જુદો હોય, એવુ બી જતુ રહ્યુ— જ્યા ઇસારો કરનાનુ પણ કાઇ રહ્યુ નહિ પણ તે હાલત એવી છે કે જ્યા "હુપણુ' યાને 'હુ છુ" (I am) એવુ ભાન જતું રહે છે, એટલે જ્યા ખુદા મળે ત્યા "બે' નો ખ્યાલ હોતો નથી, યાને જોનાર (Subject) એક, ને જોવાનુ (Object) બીજુ, એવુ 'બેપણુ' ત્યાં હોતુ નથી

## બીરહા.

### ખુદા મળે ત્યારે કેવી હાલત હોય?

૮૯૪

તેજ પુંજકા દેહરા, ઓર તેજ પુંજકા દેવ;
તેજ પુંજ ઝલમલ ઝરે, તહા કબીરા સેવ.

૮૯૫

સુન્ય મંડલમેં ઘર ગયા, બાજા શબ્દ રસાલ;
રોમ રોમ દિપક ઝરે, પ્રગટા આપ દયાલ.

૮૯૬

અગમ અગોચર ગમ નહિં, જહા ઝિલમિલે જોત,
તહા કબીરા રમ રહા, પાપ પુન નહિ છોત.

૮૯૭

૮પાર બ્રહ્મ કે તેજ કા, કૈસા હય અનુમાન,
કહેવેકી શોભા નહિં, દેખા હિ પ્રમાન.

ખુદા મળે ત્યારે કેવી હાલત હોય?

(૮૬૪) ત્યાં પુંજનાનું દેહેરૂં હતું તેની રોશની (Light) જ હતું, ને દેવ તે પણ પ્રકાશજ હતો; જ્યાં સર્વ કાંઇ પ્રકાશ પ્રકાશ ને પ્રકાશ (Light) જ હતું, ત્યાં કબીર જઇ લાગો.

(૮૬૫) મારૂં રેહેવાનું, સુન્ય (Void or Empty Space) માં થઇ લાગ્યું, કે જ્યાં માત્ર તે (ગુપ્ત) શબ્દ નોજ અવાજ (Voice of the Silence) થયા કરતો હતો, અને જ્યારે આપ યાને ખુદા મારામાં જાહેર થયા, ત્યારે મારી રૂવે રૂવે બતીઓ (રોશની Light) થઇ ગઇ, યાને રોશની સીવાય ત્યાં બીજું કાંઇજ રહ્યું નહીં.

(૮૬૬) જ્યાં તે જ્યોત (Light) પ્રકાશે છે ત્યાં કાંઇ દીશા કે હદ યા જગ્યા (location) જેવું કાંઇ નથી, જ્યાં કાંઇ (આંખે) જોવાનુ છેજ નહીં, અને જેનો વિચાર પણ થઇ શકતો નથી તે હાલતનો, હું કબીર થઇ ગયો, કે જ્યાં પાપ કે પુન જેવું કશું રહેલું નથી.

(૮૬૭) એ નિરાકાર (આકાર વગરની) હાલત વિષે મનમાં અનુમાન કરવો યાને તર્ક કરવો એ બધું ફોકટ છે, તેની વાત મોહોડેથી કહેવામા ઘોલાજ નથી, કારણ કે તે હાલતની વાત મોહોડેથી થઇ શકતી નથી, યા સમજાવી શકાતી નથી, એ હાલતનો અનુભવ તો માત્ર જોવાથીજ થઇ શકે, યાને જે કોઇ તે હાલત અનુભવે તેનેજ સમજ પડે છે.

ખુદા મળે ત્યારે કેવી હાલત હોય?

૮૬૮

મન મધુર પિકર ભયા, કિયા નિરંતર બાઃ
કમલજ ફુલ નિર બનાં, કોઈ પેંખે નિજ દાઃ

૮૬૯

ખાલા નાલા હિમ જલ, સો ફિર પાની હોય
જો પાની તે મોતી ભયા, સો ફિર નિર ન હોય

૮૭૦

કબીર, મારગ અગમ હય, સબ મુનીજન બેઠે ઠાક;
તહાં કબીરા ચલ ગયા, ગહી સદગુરૂકી શાખ.

૮૭૧

સુર નર ઠાકે મુનીજનાં, તહાં કોઇ ન જાય;
મોટા ભાગ કબીરકા, તહાં રહા લોલાય.

૮૭૨

પાની હિંસે પાતલા, ધુંવા હિંસે ઝીન;
પવન બિચ ઉતાવલા, સો દોસ્ત કબીરે કીન.

## ખુદા મળે ત્યારે કેવી હાલત હોય?

(૮૬૮) ત્યાની વાત વિષે જે કાંઇ કહી શકાય તે એજ કે ત્યાનો મીઠાસ પીધાથી મન શાંત ને સુખી થઇ જાય છે, અને તે એકજ (સુખી) હાલતમા મન હમેશા રહે છે—કમલ ફુલ પાણી થઈ જાય, તેને કોઇ ખરો ખુદાનો બંદો હોય, તેજ પારખી શકે.

(૮૬૯) કડીથી નાળાનુ પાણી, બરફ (Ice) થઇ ગયું હોય તેનુ પાછુ પાણી થઈ શકે છે, પણ જે પાણીનું એક વાર મોતી (Pearl) બધાઇ ગયુ તે, પાછુ પાણી થઇ શકતું નથી સારાંશ કે, ખુદાના દર્શણ કરવા તે ઘણીજ ઉચ્ચ હાલત છે, અને જે કોઇ તે હાલતે પુગો તે હાલતને આ નીચલી હાલતમા લાવી શકતો નથી, યાને તે ઉચ્ચ હાલતનુ બ્યાન આ ખાકી શબ્દો મારફતે દર્શાવી શકતો નથી

(૮૭૦) ઓ કબીર! તે માર્ગ નહિ જાણી શકાય એવા છે, કે જેને મેળવવાને માટે ઘણા ઘણા મુની લોકો થાકીને બેઠા છે, તે હાલતમા હુ કબીર જઇ લાગો, જ્યા મારા સદગુરૂની આક્ષી (હાજરી) રહેલી હતી

(૮૭૧) જ્યા પહોચવાને માટે ઘણા ઘણા શુરવીરો અને મોટા કહેવાતા લોકોએ ફાંફા માર્યા છે, ને ત્યા પુગી શકતા નથી ત્યા, મારૂ નસીબ મોટુ કે હુ ત્યા જઇ શકયો

(૮૭૨) જે પાણી કરતા પણ પાતળુ છે, ધુમાડા (Smoke or Gas) કરતા બી ઝીણુ છે, ને પવન (wind) કરતા બી જેની ઝડપ વધારે છે, તેની દોસ્તી યાને ઓળખ્ખ કબીરને થઇ ગઇ

ખુદા મળે ત્યારે કેવી હાલત હોય?

૮૭૩

દેખો કરમ કબીરકા, કછુ પૂરબલા લેખ;
જાકા મેહેલ ન મુની લહે, સો દોસ્ત કિયા અલેખ.

૮૭૪

પિંજર પ્રેમ પ્રકાશયા, હિરે લિયા ઉજાસ,
ચદ્ર સુર્યકો ગમ નહિ, તહાં દરશન પાવે દાસ

૮૭૫

મન લાગા ઉન મુનિસું, ગગન પહોતા જાય,
ચદ્ર બિહુના ચાદના, જહાં અલખ નિરંજન રાય

૮૭૬

મન લાગા ઉન મુનિસે, ઉન મૂનિ મનહિ બિલગ,
લોન બિલ ગયો પાનીમે, પાની લોન બિલગ.

## ખુદા મળે ત્યારે કેવી હાલત હોય?

(૮૭૩) મારૂં (કબીરનું) નસીબ કેવુંક મોટું ભાગ્યવંત હોવું જોઇયે, અને મારા કર્મના લેખ કેવાક જબરા હોવા જોઇયે, કે જે મેહેલને માત્ર જોવાને સારૂ, મોટા મોટા મુનીઓ તલપી રહ્યા તોબી તે મેહેલ જોઇ શકયા નહિં ત્યારે મને તે મેહેલની અંદર રહેનાર ધણી (ખુદા)ની મુલાકાત થઇ ગઇ.

(૮૭૪) જ્યારે આ શરીરમાં ખોદાઇ પ્રેમ પ્રકાશતો થયો ત્યારે તે માહેલા હીરા (જીવ)ને ઉજાસ મળ્યો યાને તે ઝળકવા લાગો અને જેને સુર્ય કે ચંદ્રબી પુગી શકતા નથી તેને, હું (કબીર) દેખવા લાગ્યો—યાને મને ખુદાના દર્શન થયા.

(૮૭૫) જ્યારે (મારૂં) મન તે સાહેબ સાથે મળી ગયું, ત્યારે તે આકાશમાં પુગી ગયુ, કે જ્યા ચંદ્ર વિના અજવાળુ પડયા કરે છે, ને જ્યાં તે નહિં પારખી શકાય તેવો, હંમેશગીનો સાહેબ રહેલો છે.

(૮૭૬) જેમ પાણીમા મીઠુ (Salt) પડવાથી તેઓ બંને એક થઇ જાય છે તેમ, મારૂં મન તે સાહેબના મન સાથે વળગીને એક થઈ ગયું.

જુદા મળે ત્યારે કેવી હાલત હોય?

૮૮૭

પાની કેરા હિમ હુઆ, હિમ ગયા બહેલાય,
કબીર જો થા સો ભયા, અબ કછુ કહા ન જાય.

૮૮૮

પાચ સગી પિયુ પિયુ કરે, છઠ્ઠા સુમરે મન,
આઈ સુરત કબીરકી, પાયા રામ રતન

૮૮૯

થાપન પાઈ મન થીર ભયા, સદગુરૂ દિની ધીર
કબીર હિરા બનઝોયા, માન સરોવર તીર

૮૯૦

પખી ઉડા ગગનકુ, પિંડ રહ્યા પરદેશ
પાની પિવે ચોંચબિન, ભુલ ગયા વો દેશ

## ખુદા મળે ત્યારે કેવી હાલત હોય?

(૮૭૭) જેમ પાણીનું બરફ (Ice) થઇ જાય છે, ને બરફ પીગળી પાણી થઈ જાય છે, તેમ હું કબીર જે (અસલમાં) હતો તેવો પાછો થઇ ગયો, ત્યારે હવે મને કોઈ બીજી ગમ જવાનું રહ્યું નથી મારાંશ કે જે અમલ પવીત્ર હાલતમાંથી મન નીકળ્યું હતું તેવું પાછું પવીત્ર થઇ ગયુ ને તે મોટા પવીત્ર (Universal Mind) મનને મળી ગયું એટલે તે પાછું દુનિયવી ચીજોપર જતું નથી

(૮૭૮) મારી પાસે ઇંદ્રિઓ (Senses) "ખુદા ખુદા" કરવા લાગી, ને છઠું, મારૂં મન તેથી ખુદામાજ ભરાયું ત્યારે મારૂં જે અસલ સ્વરૂપ હતુ તેવુ (ચોખ્ખું) સ્વરૂપ થઈ ગયું, ને મને ખુદાઈ ખજાનો મળી ગયો

(૮૭૯) જ્યારે મનને એવી થાપણ મળી ગઈ ત્યારે, તે તદન શાંત થઇ ગયું, ને ત્યારે સદગુરૂએ મને ધીરજ આપી, તે પછી મે (કબીરે) તે અમુલ્ય હીરો (ખુદા) ઝડપ્યો કે જે મને માન સરોવર ઉપર જડયો

(૮૮૦) તે પક્ષી આસમાન ઉપર ઉડી ગયું, પણ તેનું ધડ યાને શરીર તો પરદેશમાજ રહી ગયું, તે પક્ષીની ચાંચ હતી નહી છતાં, તેણે ત્યાનું પાણી પીધું, ને પિધાથી પોતાનો નીચલો દેશ ભુલી ગયુ

સારાંશ કે ખુદાને મળવા માટે મે દેહનું ભાન છોડયું યાને દેહ રહીત (જીન) થયો, ત્યારે તે પેલી ઉચી હાલતમાં જઈ પુગો કે જ્યાં આ નીચલી દુનિયાનો કાંઇ બી ભાસ રહેતો નથી,

## બિરહા

### ખુદાને કબીરે કેમ જોયો?

૮૮૧

દેખન સરીખી બાત હય, કહેત સરીખી નાહિ,
એસા અદભૂત સમનકે, સમન રહે મન માહિ

૮૮૨

બિન ધરતિકા ગામ હય, બિન પથકા દેશ,
બિન પિંડકા પુરૂષ હય, કહે કબીર ઉપદેશ

૮૮૩

મે થા, તબ હરિ નાહિ થા, અબ હરિ હય મે નાહિ;
સકલ અંધેરા મિટ ગયા, દિપક દેખા માહિ

## ખુદાને કબીરે કેમ જોયો?

(૮૮૧) નીરાકાર ખુદાને મળવાને લગતી એ વાત, આપણે પોતે જોઇયે તોજ સમજાય અને બીજો કોઇ મોહોડેથી સમજાવે તો નહિંજ સમજાય, એવી અજાયબ જેવી છે, માટે તું એને અનુભવજે, ને તારો અનુભવ તારાજ મનમાં રાખજે, તે બીજા કોઇને કહેતો ના.

(૮૮૨) મારૂં કબીરનું કહેવાનું એ છે કે, આપણી આ જહાંનની ચાલતી સરખામણીઓ વડે ખુદાને લગતી વાતો બોલી શકાતી નથી દાખલા તરીકે માણસો જ્યા રહેતા હોય તે જગાને આપણે "ગામ" કહીએ, પણ પરમેશ્વર (જ્યા) રહે છે તે જગાને માણસના રહેઠાણની સરખામણી કરીને "ગામ" કહેવાય નહી, કાય જે જ્યા પૃથ્વીજ નહિં, ત્યા "ગામ" કેમ હોય? આપણે એક દેશથી બીજે દેશ જઇયે ત્યારે તો કોઇ રસ્તે થઇને જઇયે છીયે, પણ પરમેશ્વર (જ્યા) રહે છે તેને માણસના રહેઠાણની સરખામણી કરીને "દેશ" કહીએ, તો તે દેશ જવાનો કાંઈ રસ્તો નથી કોઈ એક માણસ છે એવુ આપણે કહીએ ત્યારે તરત તેનુ શરીર આપણા લક્ષમા આવે છે, હવે એવીજ રીતે આપણે બોલવા જઇયે કે "પરમેશ્વર" છે, તો લોકો એમ સમજે કે તેને શરીર હશે, જ્યારે તેને શરીર તો છેજ નહિં

(૮૮૩) "હું ફલાણો માણસ છુ," એવું જ્યાં સુધી મને દેખાતું હતું, ત્યા સુધી મને ખુદા દેખાતો નહિં હતો હમણા મને ખુદા દેખાય છે ત્યારે "હુ ફલાણો માણસ છું," એવુ મને દેખાતું નથી ખુદા રૂપી દીવો (Light) મારા હૈયામાં મે જોયો ત્યારે મારે લગતી ને સારા જહાનને લગતી કોઇબી વાત વીશે મને અણજાણપણું રહ્યુ નથી

ખુદાને કબીરે જોયા?

૮૮૪

કરતમ કરતા ના હતા, ના હતા હાટ ન પાગ;
જા દિન કબીરા રામજન, દેખા ઔઘટ ઘાટ

૮૮૫

ગુન ઇંદ્રિ સેહેજે ગઈ, સદ્‌ગુરૂ ભયે સહાય,
ઘટમે બ્રહ્મ બિરાજ્યા, બક બક મરે બલાય

૮૮૬

હસ કર કોઈ ન પાઈયા, જીને પાયા સો રોય;
હસનેમે જો હરિ મિલે, તો કોન દોહાગન હોય?

૮૮૭

હાસી ખેલે હરિ મિલે, તો કોન સહે ખુરસાન?
કામ ક્રોધ તૃષ્ણા તજે, તાહિ મિલે ભગવાન

## ખુદાને કબીરે કેમ જોયો ?

(૮૮૪) જ્યારે હું કબીર ખુદાનો સેવક થયો, ને જ્યારે હું અમ્મર પદને પામયો યાને કદી નાશ ન પામે એવાં સ્થાને પુગ્યો, ત્યારે હાટ અને પાટ તથા કરતા અને કરમ સઘળુ મારામાથી ચાલી ગયુ અર્થાત, જ્યારે કોઇ આત્માની ભેટ કરે છે ત્યારે તેનો બહારનો સસાર તથા કર્તા કર્મ સઘળુ મળે નહી થઈ જાય છે, એટલે કે જોનાર "હું" જુદો, ને જોવાની "ચીજ" બીજી સામે હોય એવુ કશુએ ત્યા હોતુ નથી

(૮૮૫) ખુદાની સાથે ખરેખરો મેળાપ કરાવી શકે એવા ગુરૂએ જ્યારે મને મદદ આપી ત્યારે, મારા સર્વ તમો ગુણો જતા રહ્યા, સર્વ રજો ગુણો જતા રહ્યા, ને સર્વ સત્વ ગુણો પણ (થોડો વાગ) મળે નહી થઈ ગયા, તેથી મારી ઇચ્છે ઇંદ્રિઓની જતી રહી, ને એ બધુ જે થઇ ગયુ ને જાણે મારા કાઈ કોશિશથી નહી થયુ, પણ પોતાની મેળેજ થઇ ગયુ બધા ગુણો ને બધી ઇંદ્રિઓ જતી રહી ને હૈયામા ખુદાયજી બીરાજેલા દેખાયા તેમની સાથે રૂબરૂમા મેળાપ થયો, ત્યારે હવે ખુદા આવા છે ને આવા નથી એવો બકબકારો હુ શુ કામ કરૂ ?

(૮૮૬) કબીર કહે છે કે, હસતા ખેલતા યાને સહેલાઇથી કોઇએબી ખોદાને મેળવ્યો નથી પણ જેઓએ તેને (ખુદાને) મેળવ્યો છે, તેઓએ રડીનેજ મેળવ્યો છે, કારણ કે એમ જો હસ્તા રમતા ખુદા મળતા હતે તો, કોણ વેરાગી યા જોગન થતે ?

(૮૮૭) એમ જો હસ્તા હસ્તા ખોદાયજી મળી જતા હતે તો, તે માટે કોણ વેઠ ઉઠાવતે ? કબીર કહે છે કે એમ નથી મળાતુ, પણ જ્યારે માણસ ઇંદ્રિઓના વિષયો ભોગવવાની ઇચ્છા છોડી દે, પોતાના ગુસ્સા અને હવસોને દાબી દે, અને બધી જાતના (ઇંદ્રિઓથી ભોગવાતા) સુખો ભોગવવાની તેની તરસ મટી જાય ત્યારેજ તેને ખુદા મળી શકે છે

બિરહા.

તે તત્વ (ખુદા) ને તું પોતેજ અનુભવ.

૮૮૮

કબીર, હદકા ગુરૂ હય, બેહદકા ગુરૂ નાહિં;
બેહદ આપે ઉપજે, અનુભવકે ઘર માહિં.

૮૮૯

નિરાધાર સો સાર હય, નિરાકાર નિજ રૂપ;
નિશ્ચલ જાકો નામ હય, ઐસા તત્વ અનુપ.

૮૯૦

સુરતમે સુરત બસે, સુરતમે એક તતઃ
તા તત તત બિચારયા, તત્વ તત્વ સો તત.

## તે તત્વ (ખુદા) ને તુ પોતેજ અનુભવ.

(૮૮૮) કબીર કહે છે કે હદ છોડવવા માટેજ ગુરૂની જરૂર છે પછી બેહદમાં ગુરૂની જરૂર રહેતી નથી, બેહદ પોતાની મેળેજ પોતાના આત્માનુભવથી પ્રાપ્ત થાય છે.

(૮૮૯) તે પોતે નિરઆધાર યાને કાંઇ પણ આધાર વગરનો હોવા છતા, સર્વનો તે આધાર છે; પોતે નિર આકાર યાને કાંઇ પણ આકાર કે રૂપ વગરનો છે, છતાં સર્વ આકારો કે રૂપ (જગતમા જાહેર થયલાં)નો તે આકાર આપવાવાળો છે, જેનું નામ હંમેશનુ છે. એવું તે તત્ત છે કે જેને તત્વની ઉપમા કાંઇ આપી શકાય તેમ નથી, યાને જાહેર થયલી સ્રષ્ટિમાની ચાલમાં કાંઇ એવું નથી કે જેની સાથે તેની સરખામણી થઇ શકે.

(૮૯૦) શુધ ધ્યાન અથવા સમાધીમાજ ખુદાની ખરી મુર્તિ દેખાય છે. એ મુર્તિ એવી છે કે તેનું વાણીથી કાંઇ વર્ણન કરી શકાતું નથી તેથી તેને "તત"નું નામ આપવામાં આવે છે. તે "તત્"નો વિચાર કરતાં અંતે એમ માલમ પડે છે કે આ આખા વિશ્વ (Universe)નું મુળ તે "તત"જ છે અને જે તત્વ દેખાય છે તે માત્ર તેજ "તત"નાં રૂપાંતર છે. (તત=The That)



# કબીરનાં ત્રિસ (૩૦) જંત્રો.



ધર્મદાસ કરી એક શ્રીમંત હિંદુ વાણીયા જે કબીરનો ચેલો થયો હતો તેને, આ જંત્રો કબીરે કહ્યાં હતાં; જે માટે ધર્મદાસ કહે છે કેઃ—

સોઈ રહો નિત મોહ નિશામેં,
જાન પરયો નહિં રામ પિયારો;
જનમ અનેક ગયે સ્વપ્નંતર,
એકહુ બાર ન જાગૃત ધારો.

અર્થ—જયા સુધી (મારો) જીવ આ સંસારની માયાની કેફમાં પડી રહ્યો હતો ત્યા સુધી મેં ખુદાને પિછાણ્યો હતો નહિં, અને એવા અનેક જન્મો સ્વપના પેરે ચાલી ગયા, પણ (મારો) જીવ એકવાર પણ જાગૃત થયો હતો નહિં— યાને હું કોણ છુ? કયાથી આવ્યો? ઇશ્વર કયા છે? તેની સાથ જીવનો સબધ શું છે વગેરે વાત મેં જાણી હતી નહિં.

આદ ગુરૂ તબ દેખી દયા કરી,
ત્રિસા જંત્ર શબ્દ ઉચ્ચારો;
ચાર બેદ પુરાન અઢાર,
શોધી કહ્યો એ તત્વ વિચારો.

(મારા) જીવની એવી હાલત જોઇને, ધર્મદાસ કહે છે કે, ગુરૂએ તેના ઉપર દયા લાવી તેને આ ત્રીસ જંત્રો કહી સંભળાવ્યા કે જે ચાર વેદ અને અઢાર પુરાણો (બધાં શાસ્ત્રો)માં કહેલા વ્યાખ્યાનોનાં સંહાર યાને અર્ક સમાન છે. તે આ ત્રીસ જંત્રોમાં સમાયલાં છે.

જીવ કૃતાર્થ કારને, ભાખા કિન બિચાર;
ત્રિસા જંત્ર બુઝકે, નર ઉતરો ભવજલ પાર.

જે માણસ પોતાના જીવનું સાર્થક કરવાનો વિચાર રાખતો હોય, તે માણસ આ ત્રીસ જંત્રોમાં કહેલી વાતો ધ્યાનમાં રાખે, તે ઉપર મનન કરે, અને તેમા કહ્યા પ્રમાણે જીંદગીમા અમલ કરે, તે માણસ આ ભવસાગરની પેલીમેર ઉતરી જાય, યાને મુક્તિ મેળવી શકે.

## જંત્ર ૧) લું.

જગાઇયે કયા? તો કહે પ્રેમ.

પ્રેમ જગાયે બ્રિહકું,
બિંહ જગાયે પિવ;
પિવ જગાયે જીવકુ,
વોહિ પિવ વોહિ જીવ.

જીવનું કલ્યાણ કરવા થકી સહુથી પહેલાં શું કરવું, તો કહે કે પ્રેમની લાગણી તારામાં જાગૃત કર.

પ્રેમની લાગણી માણસનાં વિરહને એટલે તેનાંમા છુપઇ રહેલી અથવા મંદ પડેલી ખુદા તરફની જે લાગણી તેને જાગૃત કરે છે, અને તે (વિરહ) લાગણી તેનાં પિયુ એટલે ધણી યાને અંન્તર (Higher Self) આત્મા જે તેની અંદર રહેલો છે તેને જગાડે છે, અને તે પછી જીવ અને પિયુ બેઉ એકજ થઇ જાય છે—

અર્થાત—માણસનો જીવ આ દુનિયાની ચીજો (માયા)મા એટલો તો લપટાઈ ગયો હોય છે કે ઇંદ્રિઓથી જેટલાં સુખો ભોગવી શકાય છે તેમાજ પોતાની ખરી જીંદગી સમાયલી છે એવું માનતો હોય છે, અને એમ થવાથી તેનામા છુપાઈ રહેલી ઇશ્વરી (latent divine power) શકિત મંદ થઇ ગઇ હોય છે, તેથી કબીરનું કેહેવુ એ છે કે જેમ જેમ તે (જીવ) પોતાના સુખનો વિચાર છોડી, બીજાને સુખ આપવાનો પ્રયત્ન ચાલુ કરતો રહે, યાને જેમ જેમ તેનામા બીજાને માટે પ્રેમ જાગતો થાય તેમ તેમ, એ વિરહ યાને ખુદા તરફનો ભાવ તેનો વધતો જાય છે, અને ખુદા તરફ તેનુ મન જતું થયું કે નિચલુ દુનિયવી ભાન કમતી થયા કરે છે, અને એમ કરતા કરતા જ્યારે તેનુ મન તેના અંતરાત્મા (જરથોસ્તી અનસ્તા પ્રમાણે તેની ફ્રવષિ)મા તુરં રહેતુ થયુ કે પછી જીવ અને આત્મા બેઉ એકત્ર થઇ જાય છે—પણ એ બધું કબીર કહે છે કે, જ્યારે માણસના હૈયામા (બિનસ્વાર્થિ) પ્રેમ ઉત્પન્ન થાય છે ત્યારેજ બની શકે.

## જંત્ર ૨) જું.

ક્જિયે ક્યા? તો કહે પુંજા.

પુંજા ગુરૂકી કિજીયે,
સબ પુંજા જેહિ માંય;
જબ લગ સિંચે મૂખ તરૂ,
સાખા પત્ર અઘાય.

ત્યારે કરવું શું? તો કહે કે પુંજા કર. તું ગુરની પુંજા કર, એટલે તેમાં બધીએ પુંજા આવી જશે; જેમ ઝાડનાં મુળને પાણી સીંચવાથી તેનાં ડાલ, ડાંખલાં, પાંદડાં વગેરે પોષાય છે તેમ, પોતાના ગુરની પુંજા કરવાથી, બધી પુંજા થઈ જાય છે, યાને સર્વ કાંઇ તેમાં સમાઈ ગયું હોય છે.

અર્થાત—ગુરની પુંજા જે કરે, તે ગુરની આગ્ના પ્રમાણે ચાલે, ને ગુરની આગ્ના એવી કે કોઇને દુઃખ ન દેવું, પણ સઘ કોઇપર દયા રાખવી, ટુંકમાં, પોતાનો સ્વાર્થ ભુલી જઇ પરમાર્થ કરવો; ત્યારે જે કોઇ ગુરની આગ્ના પ્રમાણે અમલ કરે તે માણસ ધર્મની બધીએ ક્રીયા કર્યા વિના રહેજ નહિ, યાને ધર્મ પ્રમાણેજ. પોતાની જીંદગી ગાળે, અને જે માણસ પવિત્ર જીંદગી ગુજારે તેને ખુદા મળે, અને ખુદા મળે ત્યારે બધુંએ મળી જાય.

## જંત્ર ૩) જું.

પરખિયે કયા? તો કહે શબ્દ.

પરખો દવારા શબ્દકા,
જો ગુરૂ કહે બિચાર;
બિનાં શબ્દ કછુ ના મિલે,
દેખો નયન નિહાર.

ગુરૂ, જે શબ્દ વિચારી તુંને શિખવે, તે શબ્દનો રહસ્ય પારખવાની તજવીજ કર; એ શબ્દ વગર કાંઇબી હાથ આવવાનું નથી, માટે તેને તારી આંખો ખુલ્લી કરીને જો.

## જંત્ર ૪) થું.

કરીયે કયા? તો કહે સતસંગ.

કરીએ નિત સત સંગકો,
બાધા સકલ મિટાય;
ઐસા અવસર ના મિલે,
કે દુર્લભ નર તન પાય.

કરવું શું? તો કહે કે, તુ સત પુરૂષોની દોસ્તી કર.

હંમેશાં સત પુરૂષોની દોસ્તી તું કરતો રહે, કે તારાં બધાં (માયાનાં) બંધણો તેઓ મટાડે; જેમ માણસનો અવતાર, ને તેમાં નર જાતીનો અવતાર મળવો ઘણો

કારણ છે, અને તે ભાગ્યવત જન્મ કાઇ ઘડિ ઘડિ મળતો નથી તેમ, સત પુરૂષોની દોસ્તી કાંઈ હમેશા મળી શકતી નથી, માટે તુને તેવી તક મળી જાય તો તે તકનો લાભ જેટલો લેવાય તેટલો લેવાને ન ચુકતો ના

અર્થાત—માણસ જેવી સગત કરે, તેવો તેનો સ્વભાવ અને આચાર વિચાર બધાય છે નેક પુરૂશની સગતથી માણસ નેક બને છે, ને બુરા લોકોની સગતમા રહે વાથી, તે બુરો થાય છે તેથી કબીરનુ કહેવુ એ છે કે તારે નેક પુરૂષના સમાગમમા રહ્યા કરવુ

Socrates, who was Plato's disciple, once said to Plato —

Master! believe me when I say that I made a progress when I was in the same house with you — when I was in the same room, I made a greater progress but when I sat near you and touched you, I made the greatest proficiency

અર્થ—સોક્રેટીસ જે પ્લેટોનો ચેલો હતો, તે એક દીવસ બોલ્યો કે, ઓ મારા ગુરૂ, હુ જે કહુ છુ તે તમો માનજો, કે જયારે હુ તમારી સાથે એક ઘરમા રહેતો હતો ત્યારે મે મારો (મિનોઇ માર્ગનો) વધારો કીધો, જયારે હુ તમારી સાથે એકજ ઓરડામા હતો ત્યારે વધારે આગળ હુ વધ્યો, પણ જે વેળા હુ તમોને અડીને તમારા પગ આગળ બેઠો ત્યારે તો મને સઉથી વધુ આતમ (મિનોઇ) ગ્નાન મળ્યુ

## જંત્ર ૫) મુ.

### બોલિયે કયા? તો કહે, મિઠા

મિઠા સબસે બોલિયે,
સુખ ઉપજે કછુ ઓર,
એહિ કરનવસી મંત્ર હય,
તજીયે બચન કઠોર.

જે શબ્દે દુઃખ ના લગે,
સોહિ શબ્દ ઉચ્ચાર,
તપ્ત મિટી શિતલ ભયા,
સોહિ શબ્દ તત્ સાર

અર્થ, તુ સહુ કોઇ સાથે મીઠું મીઠુ બોલ, મિઠા (નેક) વચનોથી કાઇ અજબ જેવુ સુખ ઉપજે છે, કારણ કે તે એક એવુ મંત્ર છે કે તેનાથી બધાના દિલ જીતાય છે; માટે તુ કઠણ શબ્દો બોલવાનુ છોડી દે

જે બોલાથી સામાનુ દિલ ન દુખાય એવા શબ્દો તું બોલનો રહે, જે શબ્દોથી કજીઓ કંકાસ દુર થાય અને બધી શાતીજ રહે એવા બોલ બોલવામાજ ખરો સાર છે.

## જંત્ર ૬ ઠું.

### બરાઇયે કયા? તો કહે ઝગરા

ઝગરા નિત્યે બરાઇએ,
ઝગરા બુરી બલાય;
દુઃખ ઉપજે ચિંતા દહે,
ઝગરાને ઘર જાય.

અર્થ મટાડવું શું? તો કહે, ઝગરા યાને તકરાર (કજીયો કંકાસ) દુર કરી નાખ.

હમેશા કજીયા કકાસને બાળી નાખ, કારણ કે કજીયા કકાસ એ એક મોટી બલા છે, જેથી માણસને ચિતા વધી તેને દુઃખ ઉપજે છે, અને છેવટે તેનુ ઘરબી નાશ પામે છે, યાને તે જીવથી જાય છે

## જંત્ર ૭) મું.

### ખાઇયે કયા? તો કહે ગમ

ગમ સમાન ભોજન નહિ,
જો કોઇ ગમકો ખાય,
અમરીખ ગમ ખાઇયા,
દુરવાસા વિર લાય.

ખાવુ શું? તો કહે ગમ ખા

જે કોઇ ગમ ખાઇ જાણતો હોય, તેના જેવું ભોજન એકે નથી; દુરવાસા મુનિએ અંબરીષ રાજા ઉપર ગુસ્સે થઇ તેને મારી નાખવા સુધા વિચાર કર્યો, તેના અંબરીષ રાજા ગમ ખાઇ ગયા, જેથી અંતે દુરવાસાનેજ ખમવું પડયું અને અમરીષ રાજાને સુખ મળ્યું જે માટે કહે છે કે —

અંબરીષ રાજા વિષ્ણુના મોટા ભક્ત હતા, તેવણું એકાદશીનું વ્રત કરતા હતા, એટલામાં એક વખત દુરવાસા મુનિ બારશને દહાડે સવારમાં તેને ત્યાં આવી ચડયા. દુરવાસામુની નદીપર સ્નાન કરવા ગયા, ત્યાં ઘણી વખત સ્નાન સંધ્યા કરતા બેઠા, એટલા બારશને દહાડે એકાદશીના પારણું કરવાનો વખત પુરો થયો તે વખત પુરો થતા પહેલા પારણું ન કરે તો એકાદશીનું વ્રત ભંગ થાય, તેટલા માટે અંબરીષ રાજાએ દુરવાસા મુનીને જમાડવા પહેલા પારણું (ભોજન) નહિં કરતાં માત્ર તુલસીનું પાદડુ ખાધું, તથા આચમની ભર પાણી પીધું, એટલામાં દુરવાસામુની સ્નાન કરીને આવ્યા, અને અંબરીષે તુલસી પત્રથી પણ તેવણુ (દુરવાસા)ના પહેલા પારણું કર્યું, તેટલા માટે ગુસ્સે થયા અને અમ્બીરીષ રાજાને બાળી નાંખવા માટે કૃત્યાનળ અગ્નિ રાક્ષસ ઉત્પન કર્યા, એમ છતાં પણ અંબરીષ રાજા તો હાથ જોડી શાન્ત ઉભા રેહયા, એટલામા વિષ્ણુનું સુદર્શન ચક્ર આવ્યુ અને તેણે તે (કૃસાનળ) રાક્ષસને મારી નાખ્યો, અને તે પછી દુરવાસાને મારવા માટે દુરવાસા મુનીની પછવાડે તે ચક્ર લાગ્યું તે ચક્રથી પોતાને બચાવવા માટે દુરવાસા બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ પાસે ગયા, પણ કોઇ તેને બચાવી શકયુ નહિં પણ દેવોના કહેવાથી તે (દુરવાસા) અમબરીષ રાજા જે ભગવાનનો ભક્ત હતો તેને શરણે આવ્યા, ત્યારે બચી શકયા અને સુદર્શન ચક્ર જ્યારે અમબરીષે તેની પ્રાર્થના કરી, ત્યારે પાછુ વિષ્ણુ લોકમાં ગયુ એવી રીતે જ્યારે દુરવાસાને બચાવી લઇ અમબરિષે સામી તેની સેવા કીધી તેથી દુરવાસા ઘણા પસ્તાયા, અને અમબરીષ રાજાની માફી માગી.

## જંત્ર ૮) મુ.

### પિછીયે કયા? તો કહે તામસ

તામસ પિ શિતલ ભયા,
ફિર કછુ રહી ન પ્યાસ;
ભૃગમુનિ મારી લાતસે,
પ્રભુપદ ગ્રહ્યો જ્યું દાસ

ક્ષમા બડેકો ચાહિયે,
ઓર છોટેકું ઉત્પાત,
કહા બિષ્ણુકો ઘટ ગયો!
જો ભૃગમુની મારી લાત?

અર્થ, જો કોઇ પોતાનો ગુસ્સો પી જાય, યાને ગમે એવુ અપમાન મળ્યા છતા તે ખમી જાય યાને પોતાના મનની શાંતી જાળવી રાખે તે માણુસને, પછી બીજાં કશાની તરસ રહેતી નથી ભૃગમુનિ કરી મોગ તપેશ્વરી આવા હતા, તેણે ગુસ્સે થઇને વિષ્ણુજીને લાત મારી તો વિષ્ણુજી, તેથી કોપાયમાન થવાને બદલે પોતાની શાંતી રાખી, ઘણાજ વહાલથી બોલ્યા કે ઓ મહારાજ, તમારા પગમાં વાગ્યુ હશે માટે મને તે દાબવા દેવો

કહે છે કે, ભૃગમુનિ નામે એક મોટો તપેશ્રી બાવો હતો, જેણે ઘણાક લાંબા કાળ સુધી ભગવાનની તપ કીધી હતી, અને તેણે ઇંદ્રાસન (યાને સ્વર્ગની રાજગાદી) પણ મેળવી હતી, પણ તેને પોતા વિષે એવો ગર્વ ચઢી ગયો હતો, કે એકવાર તે વિષ્ણુજીની દરબારમાં ગયો, ત્યાં એવા મોટા તપેશ્રીને જોઇને દરબારમાંના સઉ કોઇ ઉઠી ઉભા થયા, પણ વિષ્ણુજી બેસી રહ્યા, જેથી ભૃગમુનિને ભારે રીસ ચઢી કે હું આવો મોટો માણસ ને વિષ્ણુજીએ મને માન ન આપ્યુ? ગુસ્સામાં આવી તેણે વિષ્ણુને છાતીમાં લાત લગાવી, પણ વિષ્ણુજી તેથી જરાએ ગુસ્સે ન થતાં, ભૃગમુનિનો પગ ઘણાજ વહાલથી પકડીને તે દાબવા લાગ્યા, ને બોલ્યા કે ઓ મહારાજ, તમારા પગમાં વાગ્યું હશે?

આવી જાતની સહનશિળતા જોઇ પેલા ભૃગમુનિને બહુજ પશ્ચતાપ થયો, અને વિષ્ણુજીને પગે લાગ્યા કે મહારાજ મને માફ કરો ત્યારે કબીર કહે છે કે ભૃગમુનિએ ગુસ્સો કરી વિષ્ણુને લાત મારી તેમાં વિષ્ણુનુ શું જતું રહ્યું! સામા ભૃગમુનિનાજ પગમા વાગ્યું, અને અંતે તેનેજ મોટો પસ્તાવો થયો

મોટા (દીલના) માણસો ત્યારેજ થવાય કે જ્યારે તેનામાં દરગુજર (સામાને માફ) કરવાની શકિત યાને મોટું મન હોય, બાકી જેને જરા જરામા ઉત્પાત થઇ આવે યાને ગુસ્સો ચઢે તે માણસ તો નાનો (સાકડાં મનનો)જ કહેવાય

## જંત્ર ૯) મું.

ગાડીયે કયા ? તો કહે અભિમાન

છોડે જબ અભિમાનકો,
સુખી ભયા તબ જીવ,
ભાવે કોઇ કછુ કહે,
મેરે હરદય નિજ પિવ
અહન્તો ન આનિયે,
નો હરિ સિંહાસન હે
નો દિલ આવે દિનતા,
તો સાઈ અપના કર લે

અર્થ, છોડવુ શુ ? તો કહે તારૂ અભીમાન છોડી દે

જ્યારે જીવ (માણસ) મગરૂરી કરવાનુ યાને મોટાઇ દેખાડવાનું મુકી દે, ત્યારેજ તે ખરેખરો સુખી થાય— કબીર કહે છે કે મોટાઇ દેખાડવાનુ આપણે છોડી દીધુ, તેથી લોકો કાઇ બોલે યા આપણી મશ્કરી કરે તો તેની પરવા કરવી નહી, કારણકે આપણાં હૈયામા તો ખરો સાહેબ (ખુદા) બેઠેલો છે, એટલે આપણને બીજી શાની દરકાર કરવી જોઇયે ?

અગર ખુદા તુને તાજ ને તખ્ત આપી રાજાબી કરે, તોબી તું તારા દીલમા જરાબી મગરૂરી કે 'હુ પણું' કરતો ના, પણ જો તુ નમનતાઈ રાખ્ખશે, યાને "હુ કોઈ ચીજ નથી" એવો મનમા ખ્યાલ કરશે, તો ખુદા તુને પોતાનો કરી લેશે કારણ કે જ્યા પોતાનો વિચાર ન હોય ત્યા ખુદા રહેલા હોય પણ જ્યા પોતાજ વિષે યાને "હુ અને મારૂ" એવો વિચાર રહેલો હોય ત્યા અભિમાન આવ્યા કરે છે, ને માણસ ખુદાથી દુરજ રહે છે

## જંત્ર ૧૦) મું.

### ત્યાગિયે કયા? તો કહે સબકછુ.

ત્યાગ તો ઐસા કિજીયે,
સબકછુ એક હિ વાર;
સબ પ્રભુકા મેરા નહી,
એ નીશ્ચય બિચાર.

મેરા મુજમેં કછુ નહિ,
જો કછુ હોય સો તેરા,
તેરા તુજકો સોપતે,
કયા લગેગા મેરા?

અર્થ, મુકી શું દેવું? તો કહે કે બધુંએ છોડી દે.

ત્યાગ તો એવો કરવો, કે બધુંએ એકી વેળા છોડી દેવાય, તે માટે મનમા એવો મજબુત વિચાર કરવો કે આ બધુંએ જે છે તે "મારૂ નથી" "ખુદાનું છે."

ધન, દોલત, માલ, ખજાનો, છોકરા, બચ્ચા સઉ કોઇ તે સાહેબનું આપેલું છે–ને તેનું (ખુદાનું) છે. મારૂં કાંઇએ નથી.

એ ખોદા! મારી અંદર "મારૂં" યાને "મારી જાતનું" પોતાનુ હોય એવું કાંઇ નથી, જે કાંઇ છે તે બધું તારૂં છે, ને તે તુંને પાછું હવાલે કરૂં, તો "મારૂ" તેમા શું જતું રહેવાનું? મારૂં હતું શું કે તે જતું રહયું! યાને મારૂં કાંઇબી જતું રહેતું નથી.

અર્થાત, જો આપણે લાબો વિચાર કરીએ તો આપણને માલૂમ પડશે કે આ બાહ્ય શરીર (pysical body) જેને માણસ "હુ છુ" એવુ સમજે છે તેની માણસનું પોતાનું નથી! કારણ કે આજની (Science) વિદ્યા પુરવાર કરતી આવે છે કે માણસના શરીરમા રજકણો હર પળે બદલાય છે, ને એમ કરતા કરતા, સાત વરસમા તે શરીર આખુ નવુ થાય છે, અને એવુ બનવુ હોવાથી, કોણ કહેશે કે આ શરીર મારૂ છે! ને જો શરીર આપણું ન હોય તો પછી બીજી આસપાસની ચીજો તે આપણી ક્યાથી થઇ શકે? એ ઉપર જે કોઇ લબો વિચાર કરે તેનુ "હુપણું આપોઆપ નીકળી જાય

ત્યાગી બનવુ એટલે એમ ન સમજવુ કે દુનિયવી કામ કાજ (worldly activities) કરવા છોડી દેવાના અત્રે કબીરનું કહેવુ એમ લાગે છે કે માણસે દરેક કામ યા ફરજ બજાવવાની છે, પણ તે બજાવતી વખતે, મનનો વિચાર એવો રાખવો જોઇએ કે આ જેપી કામ કરૂ છુ (નોકરી, ચાકરી પૈસો મેળવવો વગેરે સર્વ કામો) તે બધુ (ખુદાનુ) જ કામ કરૂ છુ—એટલે કે કાર્યોની સાથે, પોતાનો વિચાર યાને "હુ અને મારૂ" "મને આ મળે" "હુ મારો થાઉ" વગેરે જે "હુંપણાનો' ભાસ સાધારણ રીતે આપણા મનમા રહે છે, જેથી માણુસ તે ચીજો સાથે બધાઈ જાય છે, તે "હુપણાનું" જોડાણ ન રાખી—સઘળા કાર્યો કર્યા જવુ—"હીંદુ શાસ્ત્રમાં તેમજ જરથોસ્તી અવસ્તામા કહ્યુ છે કે ખું ખા પી, પૈસા મેળવ બધુએ કર," પણ એ તારી

કરજે બજાવતી વેળાએ "મારૂં (ખુદાનું) નામ" તું લેયા કર, યાને કાર્યોમાંથી અમુક ફળ મને મળે એવો વિચાર કાઢી નાંખ, પણ તે કાર્યોનાં ફળો મને (ખુદાને) અર્પણ કર, તો પછી તું દુનિયામાં રહેતા છતાં, તે ચીજો તુંને બંધણ કરશે નહીં—એવી રીતનો મનનો રોહ રાખવો તે તે ખરો ત્યાગ (Renouncing the Worldly desires) છે, બાકી માત્ર બાહેરથી (કાર્ય) કરવાનું મુકી દીધું હોય યાને વેરાગી થયો હોય, ને મનમાં તે ચીજોનાં ખ્યાલો ને ઇચ્છાઓ રહેલી હોય તે માણસ કાંઇ ખરો ત્યાગી કહેવાય નહિં. Light on the Path નામનાં અમુલ્ય શિક્ષણની ચોપડીમાં કહ્યું છે કે:—

Kill out ambition.
Kill out desire of life (of senses).
Kill out desire of Comfort.

(Yet) work as those work who are ambitious Respect life as those who desire it. Be happy as those who live for happiness (*Light on the Path by* Mabel Collins).

અર્થ—"હું મોટો થાઉં" એવી મનમાં થયા કરતી ઉમદને મારી નાખ. "હું જીવતો રહું" ને ઇંદ્રિઓના ભોગ ભોગવયા કરૂં "ને મને સુખ થયા કરે" એવી ઇચ્છાઓને મારી કાઢ છતાં જેઓ, કાંઇક મેળવવાની ઉમેદથી કાર્ય કરે છે, તેઓની પેઠેજ તું પણ કાર્ય બજાવતો રહે—જેઓ જીવવા માગ્યા કરે છે તેઓ, જેમ જીંદગીની દરકાર કરે છે, તેવીજ દરકાર તારે પણ રાખવી. જેઓ (ઇંદ્રિઓનાં) સુખને (ખાવા પીવાને) માટેજ જીવે છે, અને તે ચીજો મળ્યાથી જેમ રાજી રહે છે, તેમ તું બી રાજી રહે.

## જંત્ર ૧૧) મું.

### સુનીયે કયા? તો કહે ગુણ

સુનિયે ગુનકી બારતા,
અવગુન લિજીયે નાહીં;
હંસ ક્ષિરકું ગ્રહત હય,
નિર સો ત્યાગે જાય

કામ કથા સુનિયે નહિ,
સુનકે ઉપજે કામ,
કહે કબીર બિચારકે,
બિસર જાય હરિ નામ

અર્થ—તું જ્યાની હોય ત્યા, જે કાંઇ તારા ખરા ફાયદાને લગતી વાત હોય તેટલુંજ સાંભળ્યા કર, યાને ફાયદાકારક જે હોય તે તારા મનમા ઉતાર, બાકી બીજી વાતોને પડતી નાખ હંસ પક્ષીને માટે કહે છે કે તેને દુધ ને પાણી સાથે ભેળાને આપ્યુ હોય તેમાથી માત્ર દુધજ પી જશે ને પાણીને રહેવા દેશે તેમ, ગમે એવી સ ંતમાં આપણને જવુ પડે છતા ત્યાથી જે કાંઇ ચીજ આપણને નુકસાનકારક હોય તેને પડતી મેલવી અને જે કાંઇક સારૂ હોય તેજ લેવુ

કામ-કથા યાને ઇંદ્રિઓને-બેચાણુ થાય એવી વાર્તો થતી હોય તે તારે સાંભળવી નહિ, કારણ તેથી તારા દીલમાંના જુસ્સાઓ, હવસો ઉશ્કેરાશે અને તે વિચારો તારા મનમાં આવ્યાથી, તે તે ચીજો ભોગવવાનું તારૂં મન થયા કરશે, યાને તું—તાગ શરીરને તે મુજબ કામે લગાડશે, અને તેમ થયાથી તું ખુદાને ભુલી જશે.

## નં ૧૨) મુ.

ગાંધીએ કયા? તો કહે ઇદ્રિઆં

સાધિ ઇદ્રિય પ્રગલ્હ,
જેઇસે ઉઠે ઉપાધ,
મન રાજા બેહેકાનને,
પાચો બડે અસાધ.

પાચ ઇદ્રિ છઠો મન,
સત સંગત સુચત,
કહે કબીર જન કયા કરે,
જો પાચો ગાઠ નિચત?

આથી શુ શામીયે? તો કહે તારી ઇદ્રિઓને બાધી રાખ

અર્થ—માણસ જેમ જેમ ઇદ્રિઓના ભોગ ભોગવ્યા કરે છે, તેમ તેમ તે ઇદ્રિઓ ઘણી બળવાન થાય છે, અને મન કે જે તેઓનો (ઇદ્રિઓનો) રાજા છે, તે ઇદ્રિઓને બેહેકાવ્યા કરે છે તેથી તેઓ ઘણી બેખડ થઈ જાય છે, માટે કબીર કહે છે કે તારી ઇદ્રિઓને છુટી રહેવા ના દે, તેઓને કાબુમા રાખ

જે કોઈ મનને, અને પોતાની પાચ ઇદ્રિઓને સત-સગતમા રોકેલા રાખે યાને નેક ચીજો કરવામાજ તેઓને વાપરે, અને એવી રીતે જેના એ પાચ દરવાજા બધ થઈ નચીત પડયા તે માણસને, કબીર કહે છે કે, જમ શુ કરી શકવાનો હતો?

હીંદુ શાસ્ત્રમાં કહ્યુ છે કે માણસનુ શરીર તે એક ગાડી (carriage) છે; તેને જોડેલા ઘોડાઓ, તે તેની પાચ ઇંદ્રિઓ છે, તે ગાડીને ચલાવનાર ઘોડાવાળો તે મન છે, અને ગાડીમા બેઠેલા ધણી તે જીવ યાને ખરો માણસ છે. જેમ ગાડીને ચલાવનાર ઘોડાવાળો ઘોડાઓને કાબુમા નથી રાખતો, ત્યારે ઘોડાઓ મસ્તાન થઈ ગાડીને ગમે ત્યા ઘસડી લઈ જઇને ગાડીને, તેમજ અંદર બેઠેલા ધણીને નુકસાનમાં નાખે છે તેવીજ હાલત, આ શરીરમા બેઠેલા જીવની છે.

વિષયોના ભોગ (objects of senses) ભોગવવાના યાને મોજ મજાહના, મનની અંદર થતા વિચારો અને કલ્પનાઓથી, ઇંદ્રિઓ "ઉડ ઉડ" થયા કરે છે, ને તેઓ શરીરને તે વિષયા તરફ ઘસડી જાય છે, ને જેમ ગાડીને ઘોડાઓ નુકસાનમા લાવી મુકે છે તેમ, આ ઇંદ્રિઓ છુટી રહેવાથી જીવને અને (આખા) શરીરને, આફતમા ને દુઃખમા લાવી નાખે છે—તેથી કબીરનું કહેવુ એ છે કે જ્યા સુધી માણસ, પોતાના મનપર કાબુ રાખી ઇંદ્રિઓને રોક રોક કરતો નથી, ત્યા સુધી તે દુઃખમાથી, અને કાળના હાથમાથી છુટી શકતો નથી—(આ હીંદુ શાસ્ત્રને કાંઈક મળતુંજ શેકસપીયર (Shakespear) પણ કહેછે—

Poor Soul, the centre of my sinful Earth,
Fooled by those rebel Powers that thee array
Why dos't thou *pine* within and suffer death ?
Painting thy outward walls, so costly gay,
Why so large a cost, when so short a lease,
Dos t thou upon thy fading mansion spend

* * * * * * * * * * *

Within be fed, without be rich no more
So shall thou feed upon Death that feeds on man
And Death once dead, there shall be *no more dying then*

## જન્ર ૧૩ મુ.

### મારીયે કયા? તો કહે આશા.

મારીએ આશા આપની,
જીને ડસ્યા સસાર;
તાકા ઔષડ (સં)તોષ હય,
કહે કબીર બિચાર.

સાત ગાઠ ગોપીનકી,
મનમ ન આને શક,
નામ અમલ માતા રહે,
ગણે ઇંદ્રકો રંક

યાને મારીયે? તો કહે કે તારી આશા (ઉમેદ) ને મારી કાઢ

અર્થ—જે કોઈને આ સસારમા રહેલી માયાની આશા-ઉમેદો લાગી રહી છે તેણે તે આશાઓને મારવી જોઇયે અને તેનો (આશા મારવાનો) ઇલાજ એકજ છે, જે સતોશ (contentment) છે યાને તેણે સતોષી બનવુ

ખરો સતોષી માણુસ છે એમ ત્યારેજ કહેવાય કે જેની લગોટીને સાત ઠીગરા હોત્રા છતા, યાને તે તદ્દન ગરીબી અવસ્થામા હોવા છતા પોતાના મનમા જરાબી શક કે વીચાર લાવતો નથી, કે હુ ગરીબ છુ, કારણ કે તે ખુદાના નામમા એવો મસ્ત (ચકચુર) હોય છે યાને ખધી રીતે એવો સતોષી બન્યા હોય છે કે ઇંદ્ર જેવા રાજાને તે (પોતા કરતા) ગરીબ સમજે છે.

અર્થાત, માણસ આશાઓ રાખે છે જેવી કે "હુ મોટો થાઉં," 'મને ફેલાણુ મળે,' એવી એવી આશાઓ જોકે પ્રગટીકરણના શરૂઆતના તબક્કાઓ ઉપર રહેલા માણસો માટે સારી છે, કારણ કે તે આશાઓથીજ તે આગળ વધી (ઉદ્યોગી બની) શકે છે, પણ જે કોઈ તે તબક્કા પસાર કરી ગયો છે, ને જેને ખુદાને મળવાની ઇચ્છાજ રહેલી છે, યાને જે કોઈ ખીનોઈ માર્ગપર ચાલ વાની કોશેશ કરી રહ્યો છે તેને માટે ઉપના શીક્ષણો છે

સાધારણ દુનિયવી બાબદો વિષે પણ જો આપણે લાંબો પચાર કરીશુ તો માલમ પડશે કે ઇચ્છાઓ રાખવાથી માણસને પુરો સતોષ યાને ખરો (હમેશ ટકનારો) ફાયદો તો થતોજ નથી દાખલા તરીકે અમુક ચીજ મેળ વવાની ઇચ્છા કીધી ને તે મળી, એટલે માણસને વધુ ને વધુ ઇચ્છા થાય છે, કાય જે ઇચ્છા પુરી પાડયાથી કાઇ તે નરમ પડતી નથી, અને હમેશા કાંઈ આપણી ઇચ્છા પુર્ણ થતી નથી, અને જ્યારે ઇચ્છા પુરી પડતી નથી ત્યારે માણસને દુખ આપે છે, એવી રીતે બેઉ તરફથી, યાને જીત મેળવતા તેમજ નાઉમેદ થતા, યાને ચીજ મળે ત્યારેબી ને ન મળે ત્યારેબી તો માણસને દુખજ આવ્યા કરે છે, તેથી ભોગ માણસોનુ શીક્ષણ એ છે કે જે કોઇ પોતાની હાલતમા સતોષી હોય અને જે દુનિયવી ચીજો મેળવવાને ઇચ્છા કરતો નથી, પણ ખુદાને મળવાને માટેજ આશા કરતો હોય, યાને તે પોતાની બાહેરની બધી ફરજો બજાવતો જઈ પોતાની ઇચ્છા માત્ર ખુદાને માટે રાખતો હોય તેજ માણસ ખરો સુખી થાય

## જંત્ર ૧૪) મું.

### રાખિયે ક્યા? તો કહે ધર્મ.

અપને અપને ધર્મમેં, સબ દ્રઢ હય સબ કાલ;
નિજ ધર્મ જો આપન ગ્રહો, સેહેજે ભયા નેહાલ.

રાખવું શું? તો કહે તારો ધર્મ પાળ

જેમ, દરેક વખત કે સંજોગ પોતાની ખરી હાલતમાંજ મજબૂત રહી શકે છે યાને ટકી શકે છે તેમ, જે કોઇ પોતાનો ધર્મ મજબુત રીતે પકડી રાખે તે માણુસ ખરો સુખી થાય અર્થાત, કબીરનુ કહેવું એમ લાગે છે કે જે કોઈ પોતાનો ધર્મ સાચવી રાખે, યાને તે માણસ પોતે પ્રગટીકરણના કયા તબકા ઉપર છે તે સમજીને, પોતાની હાલતને અનુસાર જીંદગી ગુજારે, યાને પોતા ઉપર આવતી બધી સંસારી તેમજ ધર્મની ફરજો, સાચી રીતે બજાવે, તે માણસ ખરો સુખી થાય.

## જંત્ર ૧૫ મું.

### ધરિયે ક્યા? તો કહે ધીરજ.

ધીરજ બુધ્ધ તબ જાનિયે, સમજે સબકી રીત,
ઉનકા અવગુન આપમે, ક્યુ ન લાવે મીત

ધરવું શું? તો કહે કે (હરેક કામમા ને હરેક વખતે) ધીરજ (Patience) ધર.

અર્થ, એક માણુસ (ખરો) ધીરજવત બુદ્ધિનો થયો છે એમ ત્યારેજ કહેવાય કે જ્યારે તે સઉ કોઇની રીતભાત સંમજતો થાય અને સઉનો સ્વભાવ સંભાળી લીયે, ને તેઓનાં અવગુણો કદી પણ પોતામાં આવવા દેતો નથી.

## જન્ત્ર ૧૬ મું.

### ઠેહેરાઇયે કયા? તો કહે મન

મન ઠહેરા તબ જાનિયે, અનસુજ સભે સુજાય;
જ્યું અધિયારે ભવનમે, દિપક બાર દેખાય.

ઠેરવવું શું ? તો કહે કે તારૂં મન ઠેરવ.

અર્થ, માણસનુ મન, અહિં તહિં ભમતું બંધ પડીને શાંત થયું છે એમ, ત્યારેજ જાણવુ કે જ્યારે નહી સમજ પડે તેવી વાત હોય તે સમજ પડી જાય જેમ અંધારી જગ્યામાં દીવો બાળ્યાથી ત્યાંની બધી ચીજો દેખાઇ આવે છે તેમ, મન શાંત થયાથી બધી (મુશ્કેલ) વાતો સમજ પડી જાય છે, માટે કબીરનું કહેવું એ છે કે તારાં મનપર કાબુ રાખી તેને ભમતું અટકાવી શાંત રાખ, તો પછી બધી વાતો તને સેહેલાઇથી સમજ પડી જશે

## જન્ત્ર ૧૭ મું.

### મિટાઇયે કયા? તો કહે ભ્રમ

ભ્રમ મિટા તમ જાનિયે, અચરજ લગે ન કોય,
એ લિલા હય રામકી, નિરખા આપા ખોય.

મટાડવું શું ? તો કહે કે તારા (મનના) વહેમો (doubts) ને મટાડ

અર્થ માણસના મનના વહેમો અને ખોટા ભરમો જતા રહ્યા છે, એમ ત્યારેજ જાણવુ કે જ્યારે તેને કોઇબી વાત વીશે અજાયબી લાગે નહીં કે “ ફલાણું તે

કાંઈ થતું હશે?" દાખલા તરીકે ધર્મમાં જે ભીનોઈ બાબદને લગતું કહ્યું છે, માણસને તે માટે શું કરવું છે, અને આગળ થઈ ગયલા અને હમણા પણ જ્ઞાની પુરૂષો જે કરે છે ને કહે છે તે બધાને માટે, માણસને વહેમ જેવું લાગે છે, કારણ કે તે એમ સમજે છે કે આ આકી આંખોથી જે જોઇ જાણી શકાય છે એટલુંજ ખરૂં છે, તે સીવાય બીજું કાંઇ નથી, એવા ખોટા (false perceptions) ખ્યાલો રહેલા હોય છે, તેથી કબીર કહે છે કે જ્યારે તેના એ ખોટા વિચારો નિકળી જશે, અને તે ભીનોઈ માર્ગપર ચાલશે જેથી તેનું આગલુ "હુંપણુ" યાને જગત અને હું જુદો છું," "મારૂં ને મારૂંજ છે," "તું ને હું જુદા છીએ," એવી જે જુદાઈની લાગણી પેલા ખોટા વહેમોને લીધે થયા કરતી હતી. ને જ્યારે દુર થશે ત્યારે તેને દેખાશે કે આ બધી લીલા છે તે ખુદાનીજ છે, બલકે બધે "ખુદાજ" રહેલો છે ને તે સીવાય બીજુ કાંઈ નથી એવુ તે અનુભવશે, જે માટે પશ્ચિમ તરફનો એક ભગત કહે છે કે.—

Thou wouldst not,
Even if thou wouldst, behold God, masked in dust
Thine eyes on darkness lights, but when Flesh freed,
And the dust shaken off the shinning essence
God shall glow through thee as through living glass,
And every thought and atom of thy being
Shall most His glory, be over—bright with God,

## જંત્ર ૧૮ મુ.

### બરા પુન કયા ? તો કહે દયા

પુન બડા ઉપકાર હયે, સબકે ઉપર ભાખ,
જીવ દયા ચીત્ત રાખીયે, બેદ પુરાન શાખ

મોટું પુણ્ય કયું ? તો કહે કે દયા (Mercy)

કોઇને કાંઇ આપવું, યાને ખુશીથી ધર્મદાન કરવો એ મોટો ઉપકાર છે, માટે તું બધાપર ઉપકાર કરતો રહે, પણ એ બધી જાતના ઉપકારમા જે કોઇ, જીવો માટે દયા રાખે યાને જીવ બચાવે તેના જેવો ઉપકાર એકે નથી, એમ બધા વેદ–પુરાણો સાક્ષી આપે છે, યાને ધર્મ શાસ્ત્રમા એવું શીખવવું છે કે જીવ–દયાના જેવું, સારૂં પુણ્યવંત કામ બીજું એકે નથી

## જંત્ર ૧૯ મુ.

### બડા પાપ કયા ? તો કહે હિંસા

બડા પાપ હય હિંસા, તેહિ સમાન ન કોય,
ધર્મરાય જબ લેખા માગે, તબ સબ નૌબત હોય

સઉથી મોટું પાપ કયું ? તો કહે જીવ લેવો તે

અર્થ, જીવ લેવો, યાને પશુ પક્ષીને મારવા મરાવવા, એના જેવું મોટું પાપ બીજું કોઈ નથી–અને એ પાપનો નતીજો કેવો છે તેની ખરી ખબર માણસને ત્યારેજ પડે છે કે,

જ્યારે તે આ દેહ છોડી જાય છે, યાને (ખાકી) મરણ પછી જ્યારે તે મિનોઈ દુનિયામા જાય છે, ત્યા તેનાં કર્મો (બુરાં ભલા કરતુકો)નો ઇનસાફ—ધરમ રાજ (જરથોસ્તી ધર્મ પ્રમાણે "રશ્ને રાસ્ત") કરવા માંડે છે ત્યારે, તેને માલમ પડે છે કે જીવ હંત્યાના પાપનો જોખમ કેટલો બધો છે–તેથી કબીરનુ કહેવું એ છે કે તુ જીવ મારનાથી પરેજ રહે, ને જીવતદાન આપીને મોટું પુન્ય હાસલ કર—કારણ કે પૈસો ટકો આપવો યને બીજું બધું ધરમદાન કરવુ એના કરતા એક જીંદગી બચાવવી, યાને જીવતદાન આપવુ તેના જેવું મોટુ મન અને પુણ્યનું કામ બીજુ કોઈ નથી—માટે તેવણ કહે છે કે

દયા દીલમે રાખીયે, તુ ક્યુ નિરદય હોય,<br>
સબહિ જીવ હય સાઈકા, કિડી કુંજર સોય

તું દીલમા દયા રાખ, ને ઘાતકી ના થા, કારણ કે બધા જીવો કીડીથી તે હાથી સુધી, સઉ કોઈ ખુદાનાજ જીવો છે, તે સઉ કોઇને જીવવા ગમે છે, ને માણસ એકલોજ કોઈ જીવવાનો હક ધરાવતો નથી, પણ બધાને ખુદાએ જીવ બક્ષયો છે, તેથી બધા જીવવા માગે છે, ત્યારે તેના જીવવાની વચ્ચે આવવું યા કાપી કપાપીને તેઓનો નાશ કર્યે ત્યારે તે જનાવર શ્રાપ દે છે, જે માટે આગળ કબીર કહે છે કે—

જો ગલા કાટે, ફિર વાકો બાટે,<br>
કહે કબીર ના છુટે, સામા સામી સાટે.

યાને જે જેને કાપે, ને તેના ભાગલા કરી વહેચે તેના, તેવીજ જાતના ભાગલા થનાના, કારણ તે સામા સામી એક જાતનુ આપ લેનું સાટુ કરે છે તેથી જે લીધું હોય તે આપયા સીવાય સાટું રદ થઇ શકતું નથી

This is the ancient doctrine of Nemesis who keeps watch in the Universe and lets no offence go unchastised

All things are double one against another

Tit for Tat. An eye for eye A tooth for a tooth

Blood for blood Measure for measure Love for love

Give and it shall be given you

God said What will you have? Pay for it and take it

Thou shalt be paid exactly for what thou hast done

No more, No Less

## જંત્ર ૨૦ મું.

### દિજીયે કયા? તો કહે દાંન

ભુખેકો કછુ દિજીયે, યથા શક્તિ જો હોય,

તા ઉપર શિતલ બચન, લખો આત્મા સોય

કોઇભી ભુખ્યો તારી પાસે આવે તેને તારી શક્તિના પ્રમાણમા તારેથી બને તેટલું આપ, અને તે મદદ સાથેજ મિઠા વચનો બોલવાને આપ કારણકે તેની અંતરાત્મા તારી માફક ઇશ્વર રહેલા છે. તેથી તે ભુખ્યાને આપ્યું તે ઇશ્વરનેજ આપ્યુ (અર્પણ) કીધુ એમ ગણાય છે

## જંત્ર ૨૧ મું.

### ખુશબોઈ કયા? તો કહે જશ.

ખુશબોઇ જશકી ભલી, ફેલ રહી ચઉ ઓર;
મિલ્યા ગિરી સુગંધ, પ્રગટ સબે જગ સોર.

(ખરી) ખુશબોઈ કઈ? તો કહે જશ.

ખરી ખુશબોઈ તે જશની છે, કે જે સઘળી દીશાએ ફેલાઇ જાય છે અને જશ મળ્યો એટલે સુગંધના પડાડજ મળ્યો, કારણ કે જેમ પહાડ બધી જગ્યાથી ખુલ્લો દેખાઇ આવે છે તેમ જશ (તેની)ની સુગંધ નવે પંથરાય છે, ને સરૂ કોઇને જાહેર થાય છે

## જંત્ર ૨૨ મું.

### દુર્ગંધ કયા? તો કહે અપજશ

અપજશમે દુર્ગંધ હુય, નિકો લગે ન કોય
જૈસે મલકે નિકટમે, બેઠ શકે ન કોય.

દુર્ગંધ યાને સરૂથી ખરાબ ચીજ કઈ? તો કહે અપજશ.

અપજશમા એવા તો અગણ વાસ સમાયલો હોય છે, કે ત્યા કોઈ જઇ શકતુ નથી, જેમ ગંધીલી જગ્યામાં કોઇ બેસી શકતું નથી તેમ, અપજશ કરનાર—લેનાર માણસની પાસે કોઈ જતુ નથી, પણ તેનાથી સરૂ કોઇ દુરજ રહે છે માટે કબીરનુ કહેવુ એ છે કે કોઇનુંભી બુરૂં કરી અપજશ લેવો નહિ

## જંત્ર ૨૩ મું.

### લખિયે ક્યા? તો કહે (અપના) રૂપ.

લખિયે અપને રૂપકો, થિર ભયા સબ અંગ;
કહેન સુનન કછુ ના રહિ, જ્યુંકા ત્યું હય સંગ.

ઓળખવું શું? તો કહે તારૂં (પોતાનું) સ્વરૂપ

Man Know Thyself

તું કોણ છે? તે પીછાન.

જ્યારે આખું શરીર શાંત પડી જાય, એટલે કે જ્યારે બધી ઇંદ્રિઓના વહેવારો બંધ પડે ને મન ભમતું અટકી પોતામાંજ રહેવા લાગે, ત્યારે માણસ પોતાનું ખરૂં સ્વરૂપ જોઈ શકે, યાને "હું કોણ છું" તે તેને સમજાય છે, ને જ્યારે એવી હાલત થાય ત્યારે જોવાનું કે સાભળવાનું કાંઇજ હોતું નથી, ને ત્યારેજ તેને ખબર પડે છે કે તે (માણસ) સદાકાળનો હતો–છે, ને રહેશે.

## જન્ન ૨૪ મુ

### લિજીયે ક્યા? તો કહે (હરી) નામ

નામ મિલાવે રૂપકો, જે જન ખોજી હોય,
જબ વોહ રૂપ હૃદદે બસે, સુધા રહે નવ કોય

લેવાનુ શુ ? તો કહે કે ખુદાનુ નામ લેયા કર

જો કોઈ શોધી જાણનાર હોય, તો ખુદાનાં નામમા એવી તો ખુબી છે કે તે નામ લેવાથી માણુસ પોતાના ખરા સ્વરૂપને મેળવી શકે છે, અને જેના હૈયામા તે સ્વરૂપ વસ્તુ થયુ, તે માણસ પછી કોઇબી ચીજનો ભુખ્યો રહેતો નથી, કારણ કે

કબીર, નામ જો રતી એક હય, ઔર પાપ જો રતી હજાર,
એક રતી ઘર સચરે જાર કરે સબ છાર

કારણ કે, ખુદાનુ નામ જો કે એક રતીભાર જેટલ નાનું જણાય છે, અને માણુસના પાપો હજારો રતીભાર હોય છતા, એ બિનવજન નામ જેના હૈયામા નિરતર યાદ આવયા કરતું રહે, તે માણુસના સઘળા પાપોને બાળીને ભસ્મ કરી નાખે છે

## જંત્ર ૨૫ મું.

### દેખિયે કયા? તો કહે આત્મરામ

દેખો સબમે રામ હય, એક હિ રસ ભરપુર;
જૈસે ઉખતે સબ બના, ચિની સક્કર ગુર.

જોવુ શુ ? તો કહે કે (બધામા) ખુદાને જો

બધામા ખુદાજ રહેલો છે, અને તેના (ખુદાનો)જ રસ બધામા ભરેલો છે એવુ તુ જોતાં શિખ જેમ, સાકર, ગોળ, વગેરે દરેક મિઠી ચીજ, શેરડિના રસથીજ બનેલા હોય છે તેમ, માણુસ (જનાવર), પશુ, પક્ષી કે પહાડ, જમીન દરેક ચીજ, ખુદાનાજ રસથી ભરપુર થઇને બની છે યાને તેમા ખુદા છે તેથીજ તે હસ્તી ભોગવે છે, કારણ કે, કબીર કહે છે કે:—

બાહેર ભિત્તર રામ હય, નૈનનકા અભિરામ,
જિત દેખુ તિત રામ હય, રામ બિના નહિ ઠામ

બાહેર કે અંદર, જ્યાંથી જુવો ત્યાં ખુદાજ છે, એવુ જોવામાજ આંખોની ખરી ખુશાલી સમાયલી છે. હુ (કબીર) જ્યાથી જોઉ છુ ત્યાં મને તો ખુદાજ દીસે છે, અને તે (ખુદા) વગર કોઇ પણ જગા ખાલી રહેલી મને લાગતી નથી

The Lord of All Himself through all diffused sustains and is the life of all that lives.—COWPER.

## જંત્ર ૨૬ મું.

### પાઇયે કયા? તો કહે સુખ.

સુખ પાવે ગુરૂ દયા તેં, થિર ભયા મન મોર;
નિરખો આપા સબનમેં, કેવલ નંદ કિશોર.

મેળવવું શું? તો કહે સુખ મેળવ

અર્થ—ગુરૂની મેહેરબાનીથી એ સુખ પ્રાપ્ત થાય છે, યાને ગુરૂનાં આપેલા જ્ઞાનથી માણસ જ્યારે સમજતો થાય છે, ને તે મુજબ જ્યારે તે આચરણ કરે છે, ત્યારે તેનું મન સ્થિર થઇ જાય છે યાને ભમતું અટકે છે. મન ભમતું અટકયા પછી માણસ જ્યારે પોતાનું ભાન વિસરી જાય છે યાને "હું અને મારૂં" એવો ખ્યાલ તેના મનનો જતો રહે છે, ત્યારે તે જુવે છે કે બધામા તે એક (**one self**)જ રહેલો છે, ને તે સીવાય બીજુ કાંઇ નથી, ને ત્યારે તેને જેમ કબીર કહે છે તેમ અનુભવ (સાક્ષાત દર્શણ self experience) થાય છે કે

ખાલેક બિન ખાલી નહિ, સૂઇ ધરનકો ઠોર;
આગે પિછે રામ હય, રામ બિનાં નહીં ઔર.

કે ખુદા વગર એકબી જગ્યા કે જ્યાં સોય (needle) જેવી નાની વસ્તુ રહી શકે એટલીબી ખાલી રહેલી નથી, પણ આગળ પાછળ (ઉપર નીચે) બધે ઠેકાણે તે ખુદાજ છે અને તે સિવાય બીજું કાંઇ નથી.

## જંત્ર ૨૭ મું.

### હોઈયે કયા? તો કહે દાસ

હોય રહે જબ દાસ યેહ, તબ સુખ પાવે અંત;
દેખ રીત પ્રલ્હાદ કી, દેખીયો સબમે કંથ.

દાસ કહાવન કઠણ હય, મેં દાસન કો દાસ;
અબ તો એસા હો રહું, કે પાવ તલેકી ઘાસ.

થવું શું જોઇયે? યાને મારે શું કરવું કે જેથી પેલું સુખ મળે તો કહે કે, તું દાસ (નોકર) બન. Be Servant of Humanity.

જ્યારે માણસ, નોકરની પેઠે થઈ રહે, ત્યારે પેલું (મહાન) સુખ કે જેનો છેડોજ નથી તે સુખ તેને મળે; જેવી રીતે પ્રલ્હાદ નોકર બની જગતનું કલયાણ કરી સઉ કોઇની અંદર પોતાના કંથને યાને ખુદાને જોઇ શકયો તેવી રીતે જે કોઇ નોકર બને તે ખુદાને જોઇ શકે— પણ કબીર કહે છે કે—

પોતાને દાસ કહેવાડવું, એ કામ બહુ મુશકેલ છે, કારણકે દાસ બનવું યાને લોકહીતકારી (Servant of humantiy or God) થવું, એ માટે માણસે પોતાનું "હુંપણું" તદનજ છોડી દેવાનું છે. નેહિ તો, જેમ ઘાસ (grass) પગ હેઠળ રહે છે તેવા નીચા—નમાના (અતી નમ્રતાવાળો) થવુ જોઇયે, અને તેમ થાય ત્યારેજ તે ખુદાની પાસે જઈ શકે.

If ye wish to serve Me and enter my Kingdom, serve my creation—(Christ.)

ખુદા કહે છે કે જો તું મારી ચાકરી કરવા માગતો હોય ને મને જોવા માગતો હોય તો મારા બંદાઓની ચાકરી કર.

અર્થાત, માણસ જ્યારે પોતાનો સ્વાર્થ તદન છોડી દે, અને જેવી કાંઇ કામકાજ કરે, તે સર્વે કાંઈ ઇશ્વરને માટે કરે, યાને જગતનું ભલું થાય એવા હેતુથીજ કરે, (કે જેવી રીતે મોટા મહાત્માઓ કરી ગયા છે ને કરેછે —દાખલા તરીકે સર્વ ધર્મનાં પેગમબરોની જીંદગી આપણી પાસ મોજુદ છે કે જેઓ પોતાને માટે નહીં પણ જગતના લોકો માટે દુઃખ ઉઠાવી ગયા ને હજુ પણ ઉઠાવે છે) ત્યારેજ તેનાથી ખુદાને પુગી શકાય છે—પણ અફસોસ કે આપણે તો જેમ કબીર કહે છે તેમ

હરિ હિ સબકો ભજે, હરકો ભજે ન કોય;<br>
આપા તજ હરકો ભજે, લાખનમે વિરલા કોય.

દુનીયામાં ખુદાજ સઉ કોઇની ચાકરી કરે છે, પણ ખુદાની કોઇ ચાકરી કરતું નથી—પોતાને ભજવાનું છોડી દઈ, ખુદાનેજ ભજવાવાળો તો લાખ માણસમાં કોઈ એકાદજ વિરલો પુરૂષ યાને માયનો પુત હોય છે.

## જંત્ર ૨૮ મું.

### હોની ક્યા? તો કહે હોને હાર.

અનહોની હોય નહિ, હોની હોય સો હોય;
રામચંદ્રજી બનકું ગયે, સુખ અછત દુઃખ હોય.

થવાનું શું? તો કહે કે જે બનવાકાળ હોય તેજ થાય.

અર્થ, નહીં બનવાકાળ જે હોય તે કદીબી બનવાનું નથી, પણ જે કાંઇ બનવાકાળ હોય તેજ થાય છે ને બનવાનુંજ. રામચંદ્રજી મોટા રાજા હોવા છતાં, ને બધી જાતનાં સુખો પાસે હોવા છતાં તેમના કર્મમાં બનવાકાળ હતું કે તેમને વનવાસે જવું ને દુઃખ ઉઠાવવું તો તેઓ વનવાસ ભોગવવા ગયા—કારણ કે કબીર કહે છે કે

હોને પદારથ હોત હય, બિસર જાત સબ સુદ્ધ;
જૈસી લિખી નસીબમેં, તૈસી ઉપજત બુદ્ધ.

જ્યારે કાંઈ બનવાકાળ હોય છે, ત્યારે માણસ પોતાની અક્કલ ખોઇ બેસે છે, અને જેવી તરેહનું બનવાનું હોય તેવી તરેહનું કર્મ કરવાને તેને બુદ્ધિ સુઝે છે—યાને અમુક પરીણામ આવે તેને અનુસરતુંજ કાર્ય તે કરે છે. તેથી કબીર કહે છે કે—

લિખા મિટે નહી નસીબકા, ગુરૂ કર, ભજ હરિ નામ;
સિધે મારગ નિત ચલ, દયા ધરમ વિશ્રામ.

જ્યારે આપણા (આગલાં) કર્મ પ્રમાણે પરીણામ આવતું નસીબમાં લખેલું સુખ કે દુઃખ જે આવવાનું હોય તે બન્યા વગર રહેતું નથી, ત્યારે તેની સામે થવામાં કશો

ફાયદો નથી, માટે તું ગુરૂ કર, ને તેની પાસેથી ખુદાને કેમ ભજવો તે શીખ, અને રાસ્તીને (નેકીને) માર્ગે હમેશા ચાલી દયાના અને ધર્મના કામો કરતો રહે, યાને તારા ધર્મ પ્રમાણે તારી ફરજો બજાવતો રહે

## જંત્ર ૨૯ મુ.

### માનિયે કયા? તો કહે સત

માનિયે સબ કછુ સત હય, જો જાકો વહેવાર,
જનમ મરન દોઉ બના, થિર હોય કર બિચાર.

સત ગુરૂ સતકા શબ્દ હય, જીને સત દિયા બતાય;
જો સતકુ પકડ રહે, સો સતહિ માહે સમાય

માનવુ શું? તો કહે કે સત્ય

અર્થ, જે કાંઇ સત યાને હમેશ ટકનાર હોય તે માન યાને તે ઉપર ઇતબાર રાખ—

જેનો જે વહેવાર હોય તેમા જે સત યાને ખરૂ તત્વ હોય તે આપણે માનવુ કારણકે દરેક ચીજમા જનમ અને મરણ યાને પેદા શ અને નાશ એ બેઉ રહેલા છે, ત્યારે તે ચીજમા ખરૂ શું છે યાને હમેશ ટકનારૂ તત્વ શું છે તે માટે તુ તારૂ મન શાંત કરી વિચાર કર.

સદગુરૂ યાને તારો પેગમ્બર તે સતનો યાને ખુદાનો જાહેર થયલો શબ્દ છે કે જે (પેગમ્બર) આપણને સત યાને ખુદા દેખડાવી શકે છે અને તેથી જે કોઈ ને સતને પકડી રાખે યાને પોતાના પેગમ્બરે દેખડાવેલા સાધના કાયદા પ્રમાણે જીંદગી ગુજારે તે માણસ સતમા યાને ખુદામા સમાઇ જાય, ગને તે માણસને ખુદાની મુલાકાત થાય.

## જંત્ર ૩૦ મું.

### બિચારીએ કયા? તો કહે તત્ત.

જો એ તત્ત બિચારકે, રાખે હુયેમે સોય;
સો પ્રાન સુખકો લહે, દુઃખ ન દરસે કોય.

શું વિચારવું? તો કહે એ તત્વનો વીચાર કર.

અર્થ—ઉપર (૨૯ જંત્રો) કહી ગયા તે બધાં શીક્ષણો ગોખી તેમાં જે ખરૂં તત્વ સમાયલું છે તે તત્વ ઉપર જે કોઇ વિચાર કરે, યાને તે ઉપર મનન કરી તેઓને પોતાનાં હૈયામાં રાખે, યાને તે મુજબ જીંદગીમાં અમલ (practice) કરે તે માણસ સુખજ પામે, ને તે કદીબી દુઃખ જોવ નહીં.

કબીરનો ચેલો ધર્મદાસ કહે છે કેઃ—

ભાગ જગ્યો જબ પુરબકો, તબ શ્રી ગુરૂદેવ દયા કરી હેરી;
ગ્નાન કપાટ ઉઘાડ દિયો તબ, મોહ નિશા તે મારગ તારી.
થોરેમે સમજાય દિયો તબ, થીર ભઈ ચંચલ મત મેરી;
સુજ પરયો સબહિ ઘટ સાહેબ, છુટ ગઈ સબ તર્ક ઘનેરી.

જયારે નસિબ જાગ્યું યાને મારો શુભ વખ્ત આવ્યો ત્યારે મારા ગુરૂએ મારીપર દયાની નજર કીધી, ને ગ્નાનના ભંડારની કપાટ ઉઘાડી મારી આગળ ખુલ્લી કીધી, તેથી મારી માયાની કેફ નીકળી ગઇ.

થોડીકજ વાતમાં મને બધું સમજાવી દીધું ત્યારે મારૂં આ ચલીત ને ભમતું મન શાંત પડયું, ને મને અધિબધ ખુદા (રહેલો) છે એવું દેખાયું ને ત્યારે મારી ઘણી ઘણી જાતની (આગલી) તર્કો નિકળી ગઇ, યાને ખુદા કેવા છે, માણસ કોણ છે, ને તેનું ખરૂં કામ શું છે વગેરે વગેરે સવાલો જે મને મુંજવણ કરતા હતા, ને જે માટે હું ખોટી ખોટી તર્કો કર્યા કરતો હતો, તે કરવાનું મારૂં મટી ગયું, અને મારા બધા વહેમ ને ભરમોજતા રહયા.

## ચાર તરેહથી (રામ) જુદા જગતમાં રહેલા છે.

જગમે ચારો રામ હય, તિન રામ વ્યવહાર ;
ચૌથા રામ નિજ સાર હય, તાકો કરો બિચાર.

એક રામ દસરથ ઘર ડાલે, એક રામ ઘટ ઘટમે બોલે.
એક રામકા સકલ પસારા, એક રામ ત્રિભુવનસે ન્યારા.
કૌન રામ દસરથ ઘર ડોલે? કૌન રામ ઘટ ઘટમેં બોલે?
કૌન રામકા સકલ પસારા? કૌન રામ ત્રિભુવનસે ન્યારા?

શ્રી દશરથ રાજાના પુત્ર શ્રી રામચદ્રજી કે જેવણ વિષ્ણુના અવતાર હતા, તેવણ સાકાર ઇશ્વર ગણાય છે

દરેક પ્રાણીમા અતરાત્મા રૂપે રહેલા ઇશ્વરી અશ્રી કે જેને કંઇ આકાર જેવું નથી.

મહેશ્વર અથવા જરથોસ્તીઓના અહુરમઝદ કે તેમાંથી આ આખુ વિશ્વ ઉત્પન્ન થાય છે અને જેમા લય પામે છે, જેને શાસ્ત્રમા ઓ:મકારના બીદુ (point) ના નામથી ઓળખવામા આવે છે તે (First logos)

પરબ્રહ્મ કર્તા ભોકતા, ઉત્પત્તી, સ્થિતી, લય, ત્રણ ગુણ વીગેરેથી જે પર છે, તે નિરાલબ રામ—Absolute Cosciousnes

## કાયાનાં કૃતઘ્ય વિષે જીવનો બળાપો.

રાગ—આસાવરી.

નગુની કાયા તેરા કયા ગુન ગાવું
મેહેલ રચ્યો, તિમે રહેન ન પાવું
દહિ દુધસુ પિંડ જે પાલે
સો તન જાય જંગલ જાલે;
એસીરે સુંદર કાયા તેરી,

જલબલ હોયગી ભસ્મકી ઢેરી
બાધંત પાઘ સમારત વાગા,
તા સીર ચંચેઇ મારત કાગા;
તેલ કુલેલ લગાવત અંગા,
સો તન જલ ગયા કાષ્ટકે સંગા.

જા મુખ ચાવત પાનકી બીડી;
તા મુખમે તેરે અંગ કીડી,
કહત કબીરા સમજ મન મેરા.
એહિ હવાલ હોયગા તેરા.

## જગતનાં જુઠાપણા વિષે.
Illusion.

રાગ—ભેરવી.

જગત ફુલ રચનકા સપનાં
સમજ મન કોઇ નહિં અપનાં
કડન મદ લોભકી ધારા
વોહમે જાત સબ સંસારા—જગત.
ઘડા જબ નિરકા ફુટા
પતા જ્યું ડાલસેં તુટા
ઐસી નર હય જીંદગાની
સવેરા છોડ અભિમાની—જગત.
ન ભુલો દેખ તન ગોરા
જગતમેં જીવના થોરા
તજો મદ લોભ ચતુરાઈ
રહો નિરશંક જગમાઈ—જગત.
સજન પરિવાર સુત દારા
સબસે વોહ રોજ હય ન્યારા
નિકસ જબ પ્રાણ જાવેગા
નહિ કોઈ કામ આવેગા—જગત.
સદા મત જાન એ દેહકો
લગાવો સત્ નામસેં નેહકો
કટે ભ્રમ જાલકી ફ઼ાંસી
કહે કબીર અવિનાશી—જગત.
સારા સાર ભજ રામ એક
રામ કરત જગ કામ
અસંગ રહેત હય જગતસે
કબીર કરે સલામ—જગત.

## જગતમાં તારૂં કોઈ નથી.

રાગ—ભૈરવી.

જગતમેં ખબર નહિ પલકી
સુકૃત કર લે, પ્રભુરામ સનર લે, કોન જાને કલકી—જગતમેં
જબ લગ હંસા બસે કાયામેં, તબ દેહ મંગલકી
હંસા દેહિ છાડ ચલેગા, તબ માટી જંગલકી—જગતમેં
તારા મંડલ રવિ ચંદરના, સબહિ ચલા ચલકી
દિન ચારકે ચનત્કારને, બિજલી જાય ચમકી—જગતમેં
માત પીતા સુત કુટુંબ કબિલ, દુનિયા મતલબકી
કાયા માયા નાર સ્નેહિ, અંતે રહે અલગી—જગતમેં
કુડ કપટ કર માયા જોડી, કરે બાતા છલકી
પાપકી પોટ ધરે શિર ઉપર, કેસે હોય હલકી—જગતમેં
જગતકી આશા છોડ કર, અબ યાદ રખ રબકી
ચોરાસીકો ફેરો મિટે, રહે ન ભય જમકી—જગતમેં

# જેનાં મનમાં ખુદા હોય, તેણે બીજી ક્રીયાકામ કીધી ને ન કીધી સરખીજ છે.

રાગ—માલકોપ

જીનકે મનમે શ્રી રામ બસે
ઉન સાધન ઔર કિયે ન કિયે—જીનકે.

જીને સંત ચરન રજકો સ્પેશો
ઉન તિરથ ઔર કિયે ન કિયે—જીનકે.

જીનકે દિલમે હય ભૂત દયા
ઉને કોટીક દાન દિયે ન દિયે—જીનકે.

જીનકે મનમે સદભાવ નહિ
ઓ દેવ હુવે જીયે ન જીયે—જીનકે.

# तारी अंदरज खुदा छे.

भजन राग—भैरवी.

तेरे वटमे सरजनहार, तु खोज,मन काया नगरी—तेरे

ज्युं पथ्थरमे हय देनता, यु वटमे हय किरतार
जो चाहो दिदार को, तो चकनक होके जार—तेरे.

मृगके नाभमे कस्तूरी, ओर ढुंडत घास फिरे
काळ पारवी सिरपे खडा, पवमे प्रान हरे—तेरे.

गगन मंडनमे बाजा बाजे, गुरु गम समज परे
हस्त कमल द्वादसके उपर, भमर गुंजार करे—तेरे

हद हद उपर समाहि गया, बेहद गया न कोय
पर बेहदके मेदानमे, रमे कबीरा सोय—तेरे.



# કબીરની જીંદગીનું

## ટુંક વૃત્તાંત.

બોદ્ધિસત્વો, તિર્થંકરો, ચોહાનો, બ્રહ્મજ્ઞાની રૂશિ–મુનિઓ, સાર્વજનીક પંથોનાં મહાન સ્થાપકો, ટુંકમા જેઓને હિંદુ શાસ્ત્રમા ઇશ્વરી અવતારો કહેવામા આવે છે, એવા મહાન પુરૂષોની જન્મ ભૂમી તરીકે આ વખણાયતી હિંદુસ જમીન, આ પુજનીયલોકી ભારતખંડ, પુરાતન જમાનાઓથી તહરેવાર રૂપે ધર્મ જ્ઞાન ફેલાવનાર, દુનિયાની ગુભાન્યવત માતા તરીકે ગણાતી, તેમજ તેના બાગોપાનથી સદાકાળ પુંજાતી આવી છે એવા મહાન થઇ ગયલા નરોમાના એક નર, તે આપણા આ કબીર છે—કે જેનો જન્મ હિંદુઓની સઉથી પવીત્ર ગણાતી જગ્યા શ્રીકાશી શેહેરમા થયો હતો, એમ કહેવાય છે

કબીર પથીઓ પોતાના, એ મહાન સ્થાપક અને ગુરૂ કબીર માટે કહે છે કે—તે ઇસ્વી સન ૧૩૯૮મા જન્મયો હતો. અને ૧૫૧૮મા આ ખાકી દેહ છોડી ગયો હતો અને એ મુજબ કબી ૧૨૦ વરસની લાંબી વયની જીંદગી કાઢી હતી.

કબીરનું સંપુર્ણ જન્મ ચરિત્ર, બરાબર મળી શકતું નથી—પણ આતરે લખેલી હકીકત, અલાહબાદ યુનિવર્સિટીના ફેલો રેવરંદ જી એચ વેસ્તકોત (Rev. G H. Westcott M A) ની કબીર અને કબીર પથની

ચોપડીને માટે ભાગે આભારી છે. આ ભલા અંગ્રેજ ગ્રહસ્થે વરસો સુધી મેહેનત કરી જુદી જુદી જગ્યાથી તેમજ કેટલાક કબીરપંથના મહંતો પાસથી તેહકીકો મેળવીને, આ અદભૂત શક્તિ ધરાવનાર રામના પ્રેમી ભકત કબીરની જીંદગી, તેમજ તેનાં પંથના આચાર વિચારોના હેવાલનું એક સુંદર પુસ્તક સને ૧૮૯૭ માં બાહેર પાડયું છે જેનું નામ Kabir and Kabir Panth છે, જેઓને કબીરપંથ વિષે વધુ જાણવાની ખ્વાહેશ હોય તેઓને એ ચોપડી વાચવાને ભલામણ કરીશું.

## કબીરના જન્મ વિષેની દંતકથા.

કબીરનાં જન્મ વિષે તહરેવાર હેવાલો અપાયા છે, જેમાનાં બે અતરે આપીશું—કહે છે કે એક વાર એક ઉંચ વર્ણની વિધવા બ્રાહ્મણી પોતાના પિતા સાથે, સાધુ રામાનંદ મહારાજના મંદિરમાં દર્શણ કરવાને ગઇ, જેણીના ભક્તિ ભાવથી રાજી થઇ, ગુરૂ રામાનંદે તેણીને 'પુત્રભવતી' થાવો એવા આશિષ દીધા—જે સાંભળી તેણીના પિતાએ આજીજી કીધી કે મહારાજ, એ મારી પુત્રી તો વિધવા થઇ છે ત્યારે એને પુત્રની વૃદ્ધિ કેમ થઇ શકે. રામાનંદે જવાબ વાળ્યો હું દલગીર છું કે તે મેં જાણ્યું ન હતું સાધુના શબ્દોના આશિષ કદી ફળિભૂત થયા વિના રહેતા નથી, તેમજ મારેથી તે શબ્દો પાછા ખેંચાઇ શકે એમ નથી, પરંતુ હું એવું ઇચ્છીશ, કે તેણીને પુત્ર આવતા અપવિત્રાઇમાં ઉતરવું ન પડે, અને તે બાલકનો જન્મ તેણીના હાથદ્વારે થાય—જે મુજબ કબીરનો જન્મ થયલો કહેવામા આવે છે, અને તેથીજ કબીર નામ પાડયું હોય—જેનો અર્થ નીચે મુજબ કરવામા આવે છે

કર યાને હાથ, ને બીર એટલે વિર, યાને હાથમાંથી આવેલા વિરા ( છોકરો )

કબીરના જન્મ થયા પછી, પેલી બ્રાહ્મણ સ્ત્રીને ઠીક લાગ્યું નહિં, અને લોકલાજને લીધે, તેણી પેલાં બાળકને એક એકાંત જગ્યામાં લઇ ગઈ જ્યા એક પાણીનો ફુવારો હતો તેમા એક કમળ ફુલની હેઠળ કપડાંમાં લપેટીને તે બાળકને મુકયું—

વળી બીજી દંતકથા એવી છે કે, એક વાર ભગવાન અને લક્ષ્મી વાદવિવાદ કરતાં હતાં—અને ભગવાન પોતાના ભગતો માટે ઘણી તારીફ કરતા કે મારા ખરા ભગતો ( આ ધરતિપર ) છે, તેઓ કદીની મને વિસરતા નથી, અને હંમેશા મારામાંજ ધ્યાંન રાખતા રહે છે. જે સાંભળી લક્ષ્મીબાઇ બોલ્યા, કે મહારાજ ! તમો અમસ્થા તમારા ભગતોની તારીફ કર્યા કરો છે, કારણ કે તેઓ તો ઘણા ખરા દુનિયાની માયામા લપટાયલા રહે છે, અને જો તમો આજ્ઞા આપો તો હુ તમારી સનમુખ પ્રત્યક્ષ દાખલા લાવી હાજર કરૂ—ભગવાને તે માનવાને ના પાડી, પણ જ્યારે લક્ષ્મી ઘણીજ હઠ લઇ બેઠી કે હુ પૂરવાર કરી આપવા તૈયાર છું, ત્યારે ભગવાને આજ્ઞા આપી કે, જાઓ તમારેથી બને તો દાખલો લઇ આવો. લક્ષ્મી નીચે ઉતરી—અને કાશીમા આવી, જ્યા સાધુ રામાનંદ ભક્તિ કરતા હતા તે જગ્યા પર આવી, રાતોરાત ત્યા એક સુંદર બગિચો ઊભો કીધો, જેમા તરેહવાર જાતના શોભાયમાન વૃક્ષો અને સુગંધી ફુલો, પાણીના ઝરા, ફુવારા ઉભા કર્યા અને ત્યાં તહરેવાર

ગાતનાં બોલતાં પક્ષીઓ મુકયાં—સવારે રામાનંદ પોતાની ઝુંપડીમાંથી બાહેર આવ્યા, ત્યારે પોતાની સાંમે આવો અતી સુંદર બાગ જોઈ બહુ અચરજ થયા, અને તે બાગમાં જવાનું તેમનું મન થયું તેથી તેની માંહે ગયા—ત્યાંનાં સુંદર ઝાડો ને પક્ષીઓ જોઇ બહુ આનંદ પામ્યા. પાછા ફરતી વેળાએ ઝાડ પરથી કેટલાંક પુષ્પો તોડી પોતાની ધોતીમાં નાંખી ચાલવા લાગ્યા, એવા વિચારથી કે તે પુષ્પોને હરિનાં નામમાં અર્પણ કરીશ. જેવાં ફુલો તોડી લીધાં કે, લક્ષ્મી, જેણીએ એક માલનનો વેશ લીધો હતો, તે બાહેર નિકળી આવી, અને બોલી "મહારાજ, આવી ચોરી કરો છો કે? તમે હરિના ભક્ત થઇને રજા વિનાં પારકાનો માળ (ફુલો) ચોરી જાઓ, તે શું ભક્તને શોભે? લાવો મારાં ફુલ."

રામાનંદને જરાક ખોટું લાગ્યું—પણ તેમની નિષ્ઠા તે ફુલ ચોરવાની હતી નહિં—તેથી જેવા ઉપલા સખુનો લક્ષ્મી બોલી રહી કે, તુરત પેલાં ફુલો—પેલી માલનને આપી દીધાં, જે તેણીએ પોતાની સાડીમાં છુપાવ્યાં. આવે એક પ્રત્યક્ષ પુરાવો મળ્યાથી લક્ષ્મી હરખાઇને ભગવાન પાસે આવ્યાં—અને બોલ્યાં કે જુઓ મહારાજ—તમારા ભગતની ચોરી મેં પકડી છે, અને પુરાવા તરીકે આ મારી પાસે છે, એમ બોલતાં તેણીએ પોતાની સાડીનો પલ્લો નીચે કીધો તો જોય શું કે, પેલાં ફુલને બદલે તેમાં એક નાનું સુંદર બાલક રહેલું હતું—જે જોઇને લક્ષ્મીબાઈ ઘણુંજ લજવાઈ ગયાં—ને મનશી બોલ્યાં કે અરે આ શું મારી

વળે—ભગવાંન પુછવા લાગ્યા કે કેમ લક્ષ્મી, તમો તો ઘણાં જોસભેર આવ્યાં હતા, ને એકાએક એવાં મુંઢ જેવાં કેમ થઈ ગયાં—બોલો શું છે?

લક્ષ્મીએ કરગરીને જવાબ દીધો, મહારાજ, મને ક્ષમા કરો, હવે મારી ખાતરી થઇ છે કે, આપના ભગતોનું મન આપની તરફજ છે, અને તેમનાં તરફ આપણી કૃપા હમેશાં રહેવીજ છે—ચાલો ત્યારે, ભગવાને કહ્યું, હવે તમો એ બાળકને, પાછું પેલા બાગમાં મુકી આવો—જે મુજબ લક્ષ્મી જઇને મુકી આવી—તે બાળક તે આ કબીર હતો —એવી અનેક કથાઓ માંહેલી એક ક કબીરના જન્મ માટે મનાય છે.

આ હોજમાથી, પેલું બાળક, એક વણકર સ્ત્રીના હાથમાં આવ્યું—નિમા અને નિરૂ નામના જુલૈયા (મુસલમીન) જાતના એક પુરૂષ અને તેની સ્ત્રી, જેણી તુરતનીજ પરણી પોતાના ભરથાર સાથે ઘરે જતી હતી તેઓ બન્ને રસ્તે જતાં—એક લહાર નામનાં તલાવ આગળ આવી લાગ્યાં જ્યા પેલુ સુંદર બાલક તેઓની નજરે પડયું ને કેટલીક રગજગ થયા પછી નિરૂએ પોતાની સાથે લીધું અને ઘરે લેઈ ગયો.

તે બાળકનું નામ શું રાખવું તે માટે કાજીને બોલાવવામાં આવ્યા જેને પોતાના ધારા મુજબ કોરાંન ઉઘાડી જોયું, તો તેની અનુક્રમણી વચ્ચે અકબર, કિબ્રિયા અથવા કુબ્રા એવાં (ત્રણ) ખુદાનાંજ નામો નિકળ્યાં—આવાં પવિત્ર નામો, એક જુલૈયાના છોકરાને કેમ આવી શકે તે

માટે કાજીજી ઘણા વિચારમા પડયા અને તેમની જોવાની કાંઈક ભુલ તો નથી તેની ખાતરી કરવા કહે છે કે સા બીજા ત્રણ ચાર નવા કાજીઓને બોલાવવામા આવ્યા, દરેક કાજીએ પોતાની કોરાન ઉઘાડી—તો તેના તેજ નામો આવ્યા, ત્યારે કાજીજીઓ ઘણા ચીડાઈ ગયા, કે આ બાલક કોઇ સેતાન છે, તેથી તેમણે પેપી બાઇને ફરમાવ્યુ કે આ બાલકને જીવતુ રાખવુ સજાવાર નથી પણ મારી નાખવુ જોઇએ કાજીના આ ફરમાન સાભળી તે બાલકને ઘરના અદરના ભાગમા લઇ ગયા, અને જેવો મારી નાખવાનો વિચાર કીધો તેવોજ કહે છે કે તે બાળક નીચલા શબ્દો બોલ્યુ

'નહિ જણાયલા ગુપ્ત સ્થળથી હુ આવ્યો છુ માયાએ દુનિયાને ભુલાવામા નાખી છે, હુ કોણ છુ તે કોઇએ જાણ્યુ નથી—હુ કોઇની ઓરતને પેટે જન્મયો નથી, પણ એક છોકરા તરીકે, ચમત્કારથી પ્રગટ થયો છુ, મારુ રેહઠાણ કાશીની એક એકાત જગ્યામા હતુ—તે જગ્યામાથી હુ આ વણકરને હાથ આવ્યો છુ, મારા વજુદ (શરીર)મા કામક્રોધ કે સ્થુલ જીવનના બાકી તત્વો નથી, પણ મારુ વજુદ 'બુદ્ધિ' તત્વનુ બનેલુ છે—આ પૃથ્વિમાં આવ્યો છુ તે ઉપદેશ કરવાને માટે, ને મારુ નામ (કબીર) તે મારી શ્રેષ્ઠતાની જીદગીની એક આગાહી બતાવનારુ છે

આવા ચમત્કારથી પેલા અજ્ઞાન કાજીઓની બુદ્ધી તેમ ઠેકાણે આવી, અને આખરે તે બાળક જીવતો રહ્યો, ને તેનુ નામ કબીર પાડવામા આવ્યુ

આવી રીતની, દંતકથાઓ, કબીરને માટે ચાલે છે, પણ આટલું તો ચોકકસ છે કે, કબીર કાઇ આ નીરૂ નામના જુલૈયાનો ખરો છોકરો ન હતો, પરતુ કબીરનું લાલન પાલણ નિરૂએ કર્યું હતું એ વાત સિદ્ધ છે—અને સર્વે કબીર પથીઓ તે વાત કબુલ રાખે છે—જે વાત કબીરજીના એક ભજણમા તેને ગાઇ હોય એમ લાગે છે, કે જ્યા કબીર જણાવે છે કે હુ તુરતજ વણાટનુ કામ છોડી દઇ—હરિના કિર્તનો ગાવામા મચ્યો રહીશ—બીજા એક પદમા તે જણાવે છે કે પુર્વ જન્મમા તે એક બ્રાહ્મણ હતો, પણ તે ભવમા રામભજન કરવામા તેણે આળસ કરી હતી માટે હાલમા તે એક જુલૈયા તરીકે અવતર્યો હતો—સર્વે દતકથામા જે પહેલી કહી ગયા કે, કબીરની માતા એક બ્રાહ્મણી વિધવા હતી—તે વાત ઘણાકો માન્ય રાખે છે.

## કબીરનાં બચપણની વાતો.

કબીર, બાળપણથીજ શબ્દાભ્યાસ કરતો હતો, નહાનપણમા એક છોકરા તરીકે પણ કબીર પોતાના રમતયાળ હિંદુ—મુસલમીન મથીઓને ફરીયાદ કરવાનું કારણ આપતો હતો—રમતા રમતા તે "રામ રામ" અને "હરિ હરિ" કરી બુમો પાડતો હતો, જેથી મુસલમીનો તેને કાફર કેહેતા, આના જવાબમા તે જણાવતો કે જે કોઈ બીજાને નાહક મારે, જુદો વેષ બનાવી જગતને ઠગે, દારૂ પીયે, અને ન ખાવાની વસ્તુ ખાય, પારકો માલ મારી જાય વગેરે વગેરે નાલાયક કામો કરે તેજ ખરો કાફર કેહેવાય જે નિચલા દાહરામા તે સમજાવતો

ગલા કાટ બિસમિલ કરે, વાહ કાફર બેગુન;
ઔરનકો કાફર કહે, અપનાં કુફર ન સુઝ.

અર્થ—જે કોઈ બીજાનું ગળું કાપે ને વળી તે કાપતાં ખુદાનું નામ લે, તે ખરો કાફર (અપવિત્ર) છે, તે બીજાને કાફર કહેછે, પણ તેને પોતાનું નાલાયકપણું દેખાતું નથી.

એક દહાડે તે કપાળે તિલક ખેંચી ગળામાં જનોઈ પેહેરી "નારાયણ નારાયણ" કરી પુકારવા લાગ્યો. મુસલમીન પાણુ-કરના છોકરાનાં આ કાર્યથી; બ્રાહ્મણો ઉસકેરાઈ ગયા; તેઓએ પોતાના ધર્મની હાંસી થતી જોઈ તે માટે વાંધો ઉઠાવ્યો; અને બોલ્યા કે "તેં તો આમ કરી વૈષ્ણવરૂપ અપચાર કર્યો છે. નારાયણ નારાયણ તથા ગોવિંદ ગોવિંદ વગેરે તું બોલે છે, તે તો અમારો ધર્મ છે—આના જવાબમાં કબીરે કહ્યું.—

મેરી જીભ્યા બિષ્ણુ, નૈની નારાયણ, હિરદે બસો ગોવિંદા;
જમદવારે જબ પુછે સબબરે, તબ કયા કરોગે મુકુંદા!

---

હમ ઘર સુત, તુમે નિત તાંના, કંઠ જનેઉ તુમારે;
તુમ નિત બાંચન ગીતા ગાયત્રી, ગોવિંદ હરય હમારે.

---

હમ ગોરૂ, તુમ ગવાલ ગુસાઈ, જનમ જનમ રખવારે
કબ નહિ વારસો પાર ચરાય, તુમ કૈસે ખસમ હમારે!

---

તુમ બ્રાહ્મણ, મૈં કાશીકો જુલાયા, બુજો મેરા ગાન;
તુમ નિત બોજત ભુપતિ રાજેં, હરિ સંગ મેરા ધ્યાન.

---

અર્થાત—મારી જીભજ વિરણ છે, મારી આંખો નારાયણ છે ને મારાં હૈયાંમાં ગોવિંદ વસેલો છે, પણ તમો તમારા મરણ પછી ઇશ્વરને શું જવાબ દેશો?

હું વણકર હોવાથી મારે ઘર સુતરનાં તાણાથી કપડાં સદા વણાય છે, અને તમો પવિત્ર જનોઇ પહેરો છો; પણ તમો ગીતા અને ગાયત્રી (અમસ્થા) મોહોડેથી વાંચોછો જ્યારે ગોવિંદ તો મારા અંતઃકરણમા વસેલો છે.

હું તો પેરો છું, ને તમો બ્રાહ્મણ એટલે જન્મો જન્મનાં પેટાનાં (માણસ જાતનાં) ભરવાડ યાને રખેવાળ કેહેવાઓ છો, તો તમારી ફરજ છે કે તેઓને પાપમાથી બચાવો, અને તે તમો ન કરી શકો તો તમો હુમારા સ્વામી (ગોર) કેમ થઇ શકો?

તમો તો બ્રાહ્મણ છો, અને હુ તો કાશીનો માત્ર એક જુલૈઓ (વણકર) છું, તો પણ તમો મારી વાત સાભળો કે તમો નિય વેદ વાચવા છતા દુનિયવી રાજપાટ (માલમતા) શોધતા ફરોછો—જ્યારે મારૂં ધ્યાન હરિ (ખુદા)માજ છે.

આવા આવા તાનાજાણીથી કબીર, બ્રાહ્મણોને માહત કરતો હતો—

### કબીરે ગુરૂ કેમ મેળવ્યો.

હિંદુ અને મુસલમીન બન્ને વારંવાર, કબીરને નિગુરા યાને ગુરૂ વગરનો છે એમ કહી પજવતા હતા, એટલે આ બોહતાન દુર કરવાનો કબીરે નિશ્ચય કર્યો—અને રામાનંદના ચેલા થવાની ઇચ્છા કરી, પણ રામાનદ જાતે હિંદુ અને

કબીર પોતે મુસલમીન કહેવાતો હોવાથી—તેને ફીકર લાગી કે રામાનંદ મને ચેલા તરીકે કબુલ રાખશે નહિ, માટે તેને એક ખ્યાલ આવ્યો. કે રામાનંદ રોજ સદવારે સ્નાન કરવાને નદી કિનારે અમુક જગ્યાએ જાય છે—ત્યાં જઇને રામાનદ જે ગુપ્ત મંત્ર ભણુતા હોય તે સાંભળી લેવું—એ માટે તેને એક યુકિત રચી.—જે ઓવારાપરથી રામાનંદ નદીમાં નીચે ઉતરતા હતા ત્યાંની એક સીડીપર જઇને તે લાંબો થઇ સુતો; તે વેળા લગાર અંધારૂં હતું. તેથી રામાનંદ ત્યાં આવતાં, તેમની નજરે તે પડયો નહિ પણ ધ્યાનમાં ને ધ્યાનમાં નીચે ઉતરતાં, અકસ્માતે પેલ સુતેલા કબીરની ઉપર પગ મુકી દીધો—જેવો પગ લાગ્યો કે રામાનંદને જણાયું કે અકસ્માતે કોઇ માણુસને મારેથી કચડી નખાયું છે, અને તેથી અચંબામાં તેવનનાં મુખમાંથી "રામ રામ" શબ્દો નિકળી ગયા.

રામાનંદનો પગ માથાં ઉપર પડતાં, કબીરે "બાપરે બાપ" પોકાર કરી રડવા માંડયું, જેથી રામાનંદે કબીરને શિખામણ દીધી કે "બાપરે બાપ" શું કહે છે? "રામ રામ" બોલ—કબીરે તુરંત જાણી લીધું કે, આવા ગભરાટનાં વખતમાં મનુષ્યનાં મુખમાંથી પોતાનાં ઇષ્ટ દેવ કે ગુરૂના મંત્ર વિના બીજા કોઇ શબ્દ નિકળે નહિ, આથી તેનાં પંથનાં મંત્રનો (ગુપ્ત) શબ્દ "રામ રામ" જ છે, એ તેને જાણી લીધું એટલે હવે તેનાં શિષ્ય બનવામાં વાંધો આવશે નહિ.

આ પછી તે "રામ રામ" બોલતો ઘર તરફ આવ્યો. રસ્તામાં લોકો જોઇને કહેવા લાગા કે આ નિરૂના છોકરાને શું થયું છે? તે મુસલમીન થઇ "રામ રામ" કેમ બોલે છે? જ્યારે તે ઘર આવી પુગ્યો ત્યારે તેની મા નીમાએ પુછયું કે આ ઢંગ તે વળી કયાંથી લાવ્યો? કબીરે જવાબમાં જણાવ્યું કે હું તો રામાનંદનો ચેલો થયો છું–આ ખબર લોકોને પડતાં તેઓ તે સાંભળી અજાયબ થયાં ને રામાનંદ પાસે ખુલાસો પુછવા ગયાં–કે એક મુસલમીનના છોકરાને તેમણે પોતાના પંથમાં લેવાની દિક્ષા કેમ આપી! રામાનંદે કબીરને તેડી મંગાવીને પુછયું.

"કેમરે છોકરા, તને કયારે દિક્ષા આપી ચેલો બનાવ્યો?—

કબીરે જવાબ આપ્યો—

"સ્વામીજી, બીજાઓ તો દિક્ષા આપતાં, મંત્ર કાનમાં કહે છે, પણ તમે તો માથાં પર ઘોડીને મને (રામનું) મંત્ર શીખવ્યું છે?"—

સ્વામી રામાનંદને તુરત ઘાટપરની વાત યાદ આવી તેથી મનથી બોલ્યા કે આના ચેલા થવામાં કાંઇ હરકત નથી, અને પછી પોતાની સામે જે પરદો હતો તે ખસેડી રામાનંદ બાહેર આવ્યા ને કબીરને બેઠી પડી પોતાનાં ચેલા તરીકે સ્વીકાર્યો, અને બોલ્યા કે તું મારો ચેલો છે."

પેલા ફરમાદ કરવા આવેલા માણસો અજબ થઈ ત્યાંથી ચાલ્યા ગયા—કબીર ઘરે આવી પોતાનાં કપડાં વણવાનાં કામમાં રોકાયો—

જ્યારે કોઈ સાધુ કબીરને ઘરે આવતો, ત્યારે હિંદુ રાહરસમ મુજબ પોતાના ઓટલાની જગ્યા પોતે લીપી કરીને તે સાધુઓને બેસવા અને આરામ માટે સગવડ કરી આપતો, અને તેઓ માટે રસોઇ વગેરે કરી ખાવાનું પૂરું પાડતો અને એવી રીતે સાધુસંતોની આગતા સ્વાગતા કરવાને તે કદી પછાત પડતો હતો નહિ.

જ્યારથી કબીરને ચેલા તરીકે સ્વામી રામાનંદે કબુલ રાખ્યો ત્યારથી, કબીર નિત્ય પોતાના ગુરૂ પાસે જતો, અને તેમનાં તરફથી જ્ઞાન મેળવતો, તેમજ ત્યાં જે પંડિતો રામાનંદ સાથે વાદવિવાદ કરવા આવતા તેઓને પોતે જવાબ આપતો—પોતાનું વણકરનું કામ પણ ચાલુ રાખી તેમાંથી જે કમાઇ કરતો તેમાંથી થોડુંક પોતાની મા (ધયલી) નિમાને આપતો, ને બાકી બધુંએ સાધુસંતને જમાડવાને અને દાન ધર્મ કરવામાં ખરચતો. કહે છે કે કબીર પોતાના ઘરમાંથી કોઇનાં પણ જાણ વગર વારંવાર અલોપ થઇ જતો.

## કબીરની (કેહવાતી) સ્ત્રી લોઈની હકીકત.

કબીર સાથે એક લોઈ નામની સ્ત્રી હતી, તે માટે ઉપલી પેસ્તકોતની ચોપડીમાં એવું જણાવ્યું છે કેઃ—

કબીર જ્યારે ત્રીશ વરસની વયનો થયો ત્યારે એક વાર ગંગા નદીને કિનારે ફરતી એક વનખડી વૈરાગી ઝુપડી

આગલ આવી પુગો—તે ઝુપડીમાથી એક તરૂણ વયની જુવાન કુમારીકા બાહેર આવી, તેણીએ કબીરને પુછ્યું કે "તમે કોણ છો ! અને તમારી જાત શુ છે વગેરે, જેના જવાબમા કબીરે માત્ર એકજ શબ્દથી જવાબ વાળ્યો કે

"કબીર"—

જે સાભળી પેલી કુમારીકાએ કહ્યુ કે અત્યાર સુધીમાં અહિંયા ઘણા સાધુસંતો આવી ગયા છે, પણ કોઇએ તમારી માફક પોતાનું નામ અને પોતાના પંથનું નામ એકજ આપયું નથી—કબીરે જવાબ દીધો કે બાઇ, તુ કહેછે તે ખરી વાત છે—એટલામા ત્યા બીજા પાચ સાધુઓ આવી લાગ્યા, જે સઘળા માટે પેલી છોકરીએ ઝુપડામાથી દુધ આણ્યુ ને પાચે સાધુઓ પાસે અકેકો દરીયો મુકી છઠો કબીર પાસે ધર્યો—બીજાઓ પોત પોતાનો દરીયો પી ગયા, પણ કબીરે તે ન પીતા એમજ જમીનપર રાખ્યો, તેથી પેલી છોકરીએ કહ્યુ કે તમો દુધ કેમ નથી પીતા ? કબીરે જવાબ વાળ્યો કે નદીને પેલે કાથે એક સાધુ છે તે આવવાનો છે, તે માટે રહેવા દીધો છે—પેલી છોકરીએ કહ્યુ— તમો તમારૂં પી જાઓ તેને માટે બીજુ લાવી આપીશ, આ સાંભળી કબીરે કહ્યું.

"હમ શબ્દ આહારી હુયે' યાને શબ્દબ્રહ્મ એટલે ખુદાનું નામ લઇનેજ હું જીવુંછું—

એટલામાં પેલો નવો સાધુ ત્યા આવી લાગ્યો, ને કબીરે જે દરીયો કાજલ રાખ્યો હતો તે માહેલું દુધ તે પી ગયો પેલી છોકરીને સાધુઓએ પુછ્યુ કે બેન, તારા

માબાપ કોણ છે, અને આ એકાંત જંગલમાં તું કેમ રહેલી છે?—

તેણીએ જવાબ આપ્યો કે મારાં માબાપ કોઇ નથી, પણ મને એક સાધુએ ઉછેરી હતી જે આ ઝુંપડીમાં રહેતા હતા, પણ તેઓ દેવલોક થયા છે, તે એક વનખંડી વૈરાગી બાવા હતા જે માત્ર દુધ પીને જીવતા હતા, જ્યારે જ્યારે કોઇ બીજા સાધુઓ અતરે આવી પુગતા ત્યારે તેઓની આગતાસ્વાગતા કરતા, અને તે માહેલા કોઇ મારે માટે પુછતા ત્યારે નીચે પ્રમાણે હકીકત કેહતા.

હું એક દિને ગંગામાં નહાવા ગયો, ત્યારે એક ટોપલી મને નદીમાંથી હાથ આવી, જે ઉઘાડતાં માહેથી એક સુંદર બાળક જણાયું—તે જીવતું હતું— જે ઉપર મને દયા ઉપજી તેથી હું તે બાળકને અતરે લાવ્યો, ને મેંઢાનું દુધ પાઇને તેણીને ઉછેરી. તે છોકરી જ્યારે મને હાથ આવી ત્યારે એક કામળીમાં વિટલાઇને રહી હતી તેથી મેં તેણીનું નામ લોઇ (એટલે ધાબળી) રાખ્યું, એટલું બોલી તે કુમારીકા બોલી કે "તે લોઇ તે હું."

તે પછી કબીરની ગંભીરતા જોઇ તેણી બોલી કે સ્વામીજી, મને એવો બોધ આપો કે જેથી મારાં મનની સમાધાની અને શાન્તી થાય ત્યારે કબીરે તેણીની પવિત્રાઇ જોઇને ખુશી થઇ કહ્યું, કે હંમેશા સતનામ જપતી રહે અને સાધુસંતની સેવા કર. તેણીએ કબીર સાથે જવા માગ્યું, જે કબીરે હા પાડવાથી પેલી ઝુંપડી સાધુઓને સોંપી તેણી કબીર જોડે ચાલી—

એક વેળા, કબીરની નજદીકના એક પાડોશીની દુધમગ બાળકી મરણ પામી, ત્યારે કબીર તેને ઘરે ગયો ને માગી લીધુ કે આ મુવેલી બાળકીની લાશને મારે ઘરે લઈ જવા દેશો તેની માગણી કબુલ થતા તે લાશને પોતાને ઘર લઈ જઈ, કમાલનીજ પેઠે તેણીને પણ સજીવન કરી અને તે બાળકીનુ' નામ "કમાલી' રાખી તેણીને લોઇને હસ્તક સોંપી બેઉ બાળકો કબીરને ત્યા ઉપરી ભેગા થયા ને કબીરનીજ પેઠે શાલ વણવાના હુનરમા પ્રવીણ થયા—તેમજ કબીર પાસથી આત્મજ્ઞાનનુ શિક્ષણ લેવા લાગ્યા, જેથી કબીરની પેઠે તેઓને જ્ઞાન આવવા લાગ્યું—

### કબીરના જમાઈ હરદેવની હકીકત.

જ્યારે પેલી છોકરી કમાલી વીષ વરસની થઈ ત્યારે એક રોજ તે કુવા ઉપર જળ ભરતી હતી, ત્યા એક હરદેવ નામે પંડિત આવ્યો તેણે કમાલીને કહ્યુ સુંદરી! થોડુ પાણી પા; તેણીએ પાણી ભરી આપ્યુ જે પીને પેલા હરદેવે પોતાની તરસ મગાડી તે પછી તેણે પુછ્યુ કે તું કોની છોકરી છે" કમાલીએ જવાબ દીધો 'વણકરની"—આ સાભળી પેલો પંડિત ગુસ્સે થયો અને બોલ્યો "તે મને નીચથી હિણ કર્યો, યાને મારી જાત વટલાવી કમાલીએ કહ્યું કે 'એ હું કંઈ નથી જાણતી—ગમે તો મારા સ્વામીજી આગળ ચાલો! બંને કબીર આગળ આવ્યા પંડિતજી હજી પોતાની હકીકત કહેવી શરૂ કરે છે એટલામા, કબીર બધુ પામી જઈ નીચે પ્રમાણે (દોહગમાં) કહેવુ શરૂ કર્યું

પંડિત બુઝ પિયો તુમ પાની
તુમેહુ છુટ કહા લપટાની——ટેક
મચ્છ કચ્છ યા જલમેં વ્યાને રકત જેર જલ ભરીયા
ખાર પલાસ સબી બહિ આયે પશુ પાનીમેં સરીયા—
છપન કોટી યાદવ સહારે, પરે કાલકી ઘાટી;—
પૈર પૈક પેગમબર ગાડે, તનકી બની જો માટી
તા માટીકા ભાંડા ઘડયા, તામેં ભરિયા પાની;
સો પાડે તુમ પાની પીયા, સુગ કહાસે આની?
હાડ ઝરે ઝર માંસ ગરે, ગર દુધ તહા તે આયો;
સો પાડે તુમ પીવન બેઠે, કાહે દોષ લગાયો?
બુનો જુલાહે તનો જુગ્વાહે, ધાન જોલાહે લાઇ;
પાચો કપડે ઉતાર ધરે, તુમ ધોબીમેં સીધ પાઈ?
જો માખી મિષ્ટાકો ભખતી, ભખતી દરતી ઘોરા,
સો માખી ઉડ પાતલ બેઠી, તાકો કરો ન બેરા?
કહે કબીર સુનો હો પાડે, છાડો મનકે ભરમા;
બેદ કિતાબ દોઉ ગહિ ડારો, રહો રામકી શરના.

અર્થ—પાણી પીવા પહેલા પંડિતજી, આ તો કહો? કે તમને છુટ કયા કયા રહી છે ને કયા કયા નથી?

(૧) આ પાણીમા, તો માછલા, દેડકા, સોહિ ખાર, સડેલી વનસ્પતિ અને મુવેલા પશુઓ વગેરે બધાએ, પડેલા હોયછે.

(૨) કાગે (મોહોતે) કાઇ કરોડો મનુષ્યોનો સંહાર કર્યો છે, ને દરેક પગલે તમો કોઇકના મુએનાં શરીરની માટી ઉપરજ ચાલો છો, છતા એજ માટીમાથી બનાવેલા વાસણમા પાણી પીઓછો તેથી કેમ તમે અભડાતા નથી?

(૩) હાડકા અને માસ ગળી તેમાથી દુધ (ગાય ભેસના શરિરમા) તૈયાર થાય છે, ને તે દુધ તો તમો પંડિતજી વગર દોષે (કેમ) પીયો છો?

(૪) જમતી વેળાએ તમે તમારા કપડા ઉતારી દુર કરો છો કે રખે તે અભડાઇ જાય, પરંતુ જે ધોતીમા તમો પોતે લપગાઓ છો તે ધોતી તો જુલૈયા-વણકરની (હાથ) જ વણેલી છે તેનું કેમ?

(૫) વળી જે માખી ગંદિની ચાલોપર બેસી તેનો ભક્ષ કરીને, અહિ તહિ બેસીને દરેક જગ્યાને ભ્રષ્ટ કરેછે, તેજ તમારા જમવાના ઠામ ઉપર પણ બેસી જમવાનુ અભડાવે છે, તેને કેમ નથી અટકાવતા?

છેવટ, કબીર કહે છે કે, એ પંડિતજી! આવા આવા મનના ભ્રમો (વેહમે) મુકી દેઓ, અને રામની શરણે રહેતા જાઓ માને કંતાણી ચીજથી (બાહેરથી) હુ અભડાઈ જઇશ એવુ કરવાનું છોડી દઇ ખુદાને હૈયામા મળવાની તજવીજ કરો

આ વચનો સાભળી, ચેલો પંડિતજી શાંત થઇ ગયો, અને કબીર આગળ પોતાનુ માથુ નમાવી, વિનંતિ કરી, કે મને વધુ બોધ આપો કબીરે તેને સત-નામનો ઉપ

દેશ આપ્યો, અને કમાલી સાથે તેના વિવાહ કરી આપ્યા આમાથી જે સતાનની ઉત્પતિ થઈ તેને કબીર વશ કહેછે

## કબીરના ધર્મને લગતા વિચારો

કબીર જન્મે મુસલમીન હતો તેમજ તે સુફી પથ નાઓ સાથે મળેલો હતો એમ અનેક તર્કો ઉપરથી માની શકાય છે એની મોટી ઉમેદ હિદુ અને મુસલમીનો વચ્ચેનો અતર-ભેદ કાઢી નાખવાની હતી આથીજ એણે એક મુસલમીન છતા કાશી બનારસમા નિવાસ કરી રામાનદના પથનાઓ સાથે ભેળાયો એના ઉપદેશથી જુના વિચારના હિદુ અને મુસલમીનો બહુ કચવાતા હતા, આથી આ બન્ને તરફનાઓએ બાદશાહ સિકંદર લોદી સમક્ષ એના માટે ફરીયાદ કરી હતી

ફારસી તવારીખની એક સત્તાધારી 'દબિસ્તાન' નામે કિતાબમા તેના લેખક મોહસિન ફાની જે અકબરના સમયમાં થઈગયો છે તેણે કબીર સબધી લખતા જણાવ્યુ છે કે તે એક વણકર અને 'મુવાહિદ' કહેતા એક ઇશ્વર-ને માનનાર હતો વધુ જણાવેછે કે આત્મ જ્ઞાનની ખોળમા તે મુસલમીન તેમજ હિદુ ગહા ગુરૂપો આગળ જતો હતો અને છેવટે તે રામાનદનો શિષ્ય બન્યો હતો નીચેની બાબત પણ એ કિતાબમા આપેલી છે

## બાદશાહ સિકદર લોદી સાથે થયલો વાદવિવાદ.

કબીરની છુટી વાણી અને ધર્મમા ક્રિયા કાડ તરફની બેદરકારી જોઇ દહાડે દહાડે તેના દુશ્મનો વધના

લાગ્યા. આમાના એકે તે વળાના બાદશાહ સિકંદર લોદીને ફરીયાદ કરી, અને કબીર ઉપર પોતાને ઇશ્વર કહેવાડવાનો આરોપ મુકયો, અને તેવો અપરાધ કરનારને દેહાત દંડની શીક્ષા કરવાની અરજ કરી બાદશાહે તરતજ કબીરને પકડી લાવવા માણસો મોકલ્યા, પકડવા ગયેલા માણસો સાંજ સુધી કબીરને પોતાની સાથે લઈ જવા માટે માંડ માંડ સમજાવી શકયા કબીર બાદશાહ સન્મુખ શાંત ઉભો રહ્યો કાજીએ બુમ પાડી કહયુ "બાદશાહને સલામી કેમ આપતો નથી, કાફર કયાના?' કબીરે જવાબ દીધો.

કબીર, તેઇ પીર હૈ, જે જાને પરપીડ;
જે પરપીડ ન જાનહી, વોહ કાફર બેપીર

બીજાઓની પીડા સમજી શકે તેજ 'પીર' કહેવાય જેઓ તેમ સમજી નથી શકતા, તેઓ કાફર ગણાવા જોઇએ

બાદશાહે પુછ્યુ કે, "એને સહવારના બોલાવવામા આવ્યો હતો તે છતા એણે આટલી વાર કા લગાડી, અને હમણા સાંજ સુધી એ આવ્યો કેમ નહિ?" કબીરે જવાબ દીધો કે, "હુ એક તમાશો જોવામા મશગુલ હતો" બાદશાહે પુછ્યુ "એવો તે શો તમાશો હતો કે જે જોવામાં તે બાદશાહના હુકમને પાળતા અટકયો હતો" કબીરે જવાબ દીધો કે "એક એવો સાકડો મારગ મે જોયો કે જાણે સોયનુ નાકુ તેમાં કઈ હજારો ઉંટની કતારો જતી મે જોઈ બાદશાહે કહ્યું "કેટલુ જુઠ્ઠ બોલે છે' કબીરે જવાબમાં કહ્યુ—

કબીર જુઠ નહી બોલીયે, જબ લગ પાર બસાય,
ના જાનોં કયા હોયગો, તીલકે ચૌથે ભાય.

કબીર બૂંદ સમાની સમુદ્રમેં, જાનત હય સબ કોય;
સમુદ્ર સમાના બૂંદમે, બૂઝે બીરલા કોય.
ઉપરકી દોઉ ગઇ, હીયકી ગઈ હીરાય;
કહે કબીર ચારો ગઈ, તાસો કહા બસાય.

બાદશાહે કહ્યુ, અમારી કેમ ખાત્રી થાય? કબીરે કહ્યુ : "શાહ! પૃથ્વી અને આકાશનો અંતર તો તું જો ચંદ્ર સુર્ય જેટલા આ છેટામા અસંખ્ય ઉટ અને હાથી વગેરે અનેક જંતુઓ આવજાવ કરે છે. આ બધા તમારી આખની પુતળીથી દેખાય છે હવે આ આખની પુતળી સોયની અણીથી પણ બારીક છે" બાદશાહે આ સાભળી કબીરના કહેવાને ખરૂ માન્યુ, અને તેને સલામ કરી, તેને જોઇએ લા જવા કહ્યુ લોકો આથી નારાજ થયા, અને બાદશાહે તેઓની ફરીયાદની દાદ નહી લીધી કરી કહેવા લાગ્યા

કબીર પર પડેલી જફાનો હેવાલ.

આ ચુકાદાથી કબીરના દુશમનો નારાજ થયા, અને તેઓએ કોઇક રીતે કબીરને હેરાન કરવાની યા બને તો જીવથી માર્યો જાય એવી યુક્તિઓ રચવા માડી—કહે છે કે કબીરના ચમત્કારોથી લોકો તેની ઉપર ફિદા થતા હતા અને કબીરને ઇશ્વરી અવતાર કહેતાં, અને કોઇક વાર તો તે ખુદાજ છે એમ પણ કોઇક બોલતું—આવી વાતો સમજીને શેહેનશાહ ઇબ્રાહિમ લોદીના દરબારના કાજીઓ તેની ઉપર બહુ રીસે ભરાયા—અને કબીર

ખુદાઈ દાવો કરે છે, અને એવો જે કોઈ (ખુદાઈ) દાવો કરે તેને દેહાંત દંડની શિક્ષા થવી જોઇએ, એમ રાજાને ભભેરાવ્યુ—જેથી રાજાએ કબીરને મારી નખાવવાનો હોકમ કર્યો—એ હોકમથી રાજી થઇને કાજીએ લોકોની હક મેળવવા કહ્યુ ને તેઓની સામને કબીરને મારી નખાવવાની ગોઠવણ કરી.

પેહેલાં કબીરને સાંકલે બાધીને એક મછવો કે જે પથ્થરાઓથી ભરપૂર કીધો હતો તેમા, બેસાડી તે મછવાને એક બાજુપર છેક પાડી ભર દરિયામા ડુબાવી દીધો કહે છે કે મછવો તો ડુબી ગયો પણ કોઇક ચમત્કારે કબીર પોતે એક છોકરાને રૂપે એક ચિત્તાના ચામડા પર બેસી કિનારે તરતો નિકળી આવ્યો—આથી પાછો કબી-રને બીજી વાર પકડાવી તેના દુશમનોએ તેને એક કુંડ-ડામા પુરી તેની આસપાસ લાકડા સિંચી તેને આગે સળ-ગાવી મુકયુ—સઘળુ બળી ગયા પછી કબીર માહેથી જેવો ને તેવો નિકળ્યો

વળી ત્રીજી વારે, કબીરને પકડાવી તેને એક મસ્ત ચપલા હાથીની સામે મુકયો, પણ કહે છે કે કબીરે કાઇક ચમત્કારથી હાથીની સામે, એક સિહનો દેખાવ ઉભો કર્યો જે જોઇને કબીરને કાઈ પણ હરકત કરવાને બદલે ઉભી પુછડીએ તે હાથી ત્યાથી નાઠો

આવી રીતે અનેક વાર તેના જીવ લેવાની પેરવી કરવા છતા, કબીર દરેકમાથી પોતાને સહિસલામત રાખી શકયો

એ જોઇને, શેખ તકીને ખાતરી થઈ કે કબીર કોઈક મહાન પુરૂષ છે, અને નાહકનો તેને મેં રંજીદ કર્યો, અને તેથી પોતે કબીર પાસે માફી માગી પોતે દિધેલા દુઃખ માટે કબીર તરફથી કાંઈ પણ ખમનાને તે ગજી છે એવું જણાવ્યું, જે ઉપરથી કબીરે નિચલો જવાબ વાળ્યો

જો તોકુ કાંટા બુવે, તાકો તુ બો ફુલ,
તોકુ ફુલકે ફુલ હયે, વાકો કાંટા સુલ

યાને મારી શિખામણ એ છે કે, જે કોઈ તુંને કાંટો ભોંકી દુઃખ આપે, તેને તું ફુલ સુધાડી સુખ આપ જેથી તારી પાસે ફુલજ રહેશે યાને તને સુખ રહેશે જ્યારે તેનો કાંટો તેનેજ ભોંકાશે યાને તેનું કીધેલું તે ભોગવશે —

## સંસારમાં રહીને ખુદાને કેમ પુગાય?

એક ચેળાએ એક જણે કબીરને પુછ્યું "આ સંસારમાં ગૃહસ્થાશ્રમમાં રહીને પરમાર્થ થતો નથી એ ખરૂ છે કે ખોટુ?" કબીરે જણાવ્યું કે, આ બાબદનો જવાબ હું તમને કાલે આપીશ ત્યાં સુધી તમારે મારે ઘેર રહેવું જોઇશે બીજે દહાડે ભર બપોરની વખતે સુતરના તાણા માહેના તાતણા જુદા કરવાનું કામ તેણે ઘરની બહાર ખુલ્લા મેદાનમાં કરવાનું શરૂ કર્યું થોડી વાર રહી તેણે પોતાની સ્ત્રીને દીવો કરી લાવવાની આજ્ઞા કરી, તેની સ્ત્રી પતિની આજ્ઞા પાળી તરત દીવો લાવી હાથમાં પકડી તેની નજદીક તેના કહેવા પ્રમાણે ઉભી રહી આ દીવાના અજવાળે તેણે તાતણા જુદા કરવાનું કામ કર્યું ખરે બપોરે અજવાળુ છતાં

દીવાની જ્યોતથી કબીરને કામ કરતા જોઈ પેલા માણસને ઘણું આશ્ચર્ય લાગ્યું, પણ તે મુગો રહ્યો. આ પછી થોડીવાર રહી તેણે કબીરને પોતાના પ્રશ્નનોનો ઉત્તર આપવાને વિનંતી કરી. કબીરે તેને જણાવ્યું કે, તેના સવાલનો જવાબ થોડા વખત ઉપરજ તેણે તેને આપ્યો હતો, પણ તે ઉપર ધ્યાન આપેલું જણાતું નથી. આમ કહી તેણે તેને જણાવ્યું.

"જુઓ, ભર બપોરના તડકાંનાં અજવાળાંથી દીવાનું અજવાળું કંઈ વધુ હોતું નથી, તે છતાં તાંતણા જુદા કરવા મેં મારી સ્ત્રીને દીવો કરી અહીં લાવવા કહ્યું, તે મુજબ તે વગર તકરારે ચૂપચાપ દીવો કરી લાવી, આથી જો આ જાતની સ્ત્રીની અનુકૂળતા હોય તોજ સંસારમાં રહી પરમાર્થ થઈ શકે છે, એ સિવાય ગ્રહસ્થાશ્રમમાં તેમ બનવું મહાલ છે."

એક વખતે કેટલાક બ્રાહ્મણો ગંગા નદીનાં પાણીનાં પવિત્રપણાનાં મહાત્મ્ય ગાઈ રહયા હતા, તેવામાં કબીરે નદીનાં પાણીથી પોતાનો કાઠનો પ્યાલો ભર્યો, અને બ્રાહ્મણોને તે પાણી પીવા માટે આપ્યું. તેઓ એક હલકી જાતીના મનુષ્યનાં વાસણમા પાણી પીવા માટે કંપી ઉઠયા. આ ઉપરથી કબીરે કહ્યું. "જો ગંગાનાં પાણીથી મારૂં કમંડળ પવિત્ર ન થાય તો પછી મારા પાપ એ પાણીથી ધોવાશે એમ હું કેમ માનું?"

કબીર જુલૈયો અને મુવાહિદ હતો, આ વાત અબુલફઝલ પણ કબુલે છે. મુસલમીનો 'મુવાહિદ' શબ્દ કદી મુર્તિપૂજકને લગાડતા નથી આથી તે એક ઇશ્વરને માનનાર હતો, એમ સાબેત થાય છે.

કબીરને એક વાર કાજીએ પૂછયું કે તું સુસલમાન શું કામ નથી થતો. કબીરે તેના જવાબમાં જણાવ્યું:

(દોહરો)

કબીર સબ ઘટ મેરા સાંઇયા,
ખાલી ઘટ નહીં કોય;
બલીહારી ઉસ ઘટકે,
જો ઘટ પરગટ હોય.

અર્થાત—સર્વ ઠેકાણે મારો સાંઈ કહેતાં પરમેશ્વર છે. એ વિના કોઈ ખાલી નથી. (વશેષમાં તે બલિહારી છે કે જ્યાં તે પોતે પ્રગટ છે.

એક દહાડો કેટલાક સંત કબીરને સાં આવ્યા, તે માહેલા કોઇએકે પુછયું હે કબીરજી, તમારૂં ઘર કસાઇ-વાડામા છે. એમ કાં તમો રેહેતા હશો? આ ઉપરથી કબીરે જવાબ વાળ્યો.

કબીરકા ઘર બાજારમે,
ગલ કટયોં કે પાસ;
કરેગો સો પાએગો,
તુમ કયો ભયે ઉદાસ?

મારૂં (કબીરનું) ઘર કસાઇવાડામાં છે તો ખરૂં, પણ હું કાંઈ કસાઇનું કામ કરતો નથી, માટે તમો શા માટે હે સાધુ ભાઇઓ! બળાપો કરો છો? કારણ કે, જે કરશે તે ભરશે.

## કબીરનાં શિક્ષણનો ભેદ શું હતો?

કબીરે જાતી ભેદની દરકાર ન કરતા સર્વત્ર ભાઈચારો વધારવાનોજ બોધ હમેશા આપયો છે હિંદુ ધર્મ પ્રમાણેના ચાર આશ્રમોને પણ અંગિકાર્યા નથી એનું માનવુ હતુ કે **ભકિત વિનાનો ધર્મ, ધર્મજ ન કહેવાય**, તેમજ ધર્મ દાન, અપવાસ અને તિર્થ તથા મન્યાસ, **ભજન વિનાના વ્યર્થજ** છે પોતાની રામા યણી, શબ્દો અને શાખીઓથી તેણે હિંદુ અને મુસલમીનોને ધર્મ બોધ આપ્યો હતો બન્નેના ધર્મને તે સમાન ગણતો હતો, આથીજ હિંદુ અને મુસલમીન બન્ને એના પથને ચાહતા હતા તે નિડરપણે ખુલ્લી રીતે કોઇની રાખ રખાવટ રાખ્યા વિના પોતાને જે ઠીક ભાસતું તે કેહેતો—જે માટે તે નીચલા દોહરા કહેતો.

હમ કહુ પક્ષપાત નહિ રાખી,
સબ જીવનકે હિતકી ભાખી

યાને હું કોઇની ખી તરફદારી કે પક્ષપાત રાખતો કે કરતો નથી, પણ બધાનુ ભલુ ચાહીને, જે સત્ય છે તેજ કહુ છુ

## કબીરનાં મરણ વિષેના હેવાલ.

કબીર વૃધ્ધ અવસ્થામા સ્વર્ગવાસ પામ્યો હતો એ વેળાએ એનું શરીર બહુ નબળુ પડી ગયુ હતુ એના હાથોમા રામ નામના કિર્તનો ગાવા માટે ટોનક પકડવાની પણ શક્તિ રહી ન હતી, તેથી કબીરે હવે કાશી છોડી દઈ

મગહર ગામ જવાની ઇચ્છા જાહેર કરી. આ સાંભળી લોકો કહેવા લાગ્યા કે આખું આયુષ્ય કાશીમાં તમે કાઢ્યું છે, અને હવે મગહર જવા ઇચ્છો છો આ વાત શાસ્ત્ર વિરુધ છે કબીરે તેમને આ જાતના શંકાશિલ વિચારો માટે ઠપકો આપ્યો અને જણાવ્યું કે રામની સત્તા શું એટલીજ હલકાણી છે કે જેથી તે તેના દાસને શિવના ધામ કાશી શિવાય બીજે ક્યાં મરતાં મુક્તિ આપી ન શકે!

મગહર જવાને જ્યારે બે રોજ બાકી રહ્યા ત્યારે કમાલ કમાલી અને હરિદેવ પંડિત કબીરને કહેવા લાગ્યા: "હે સ્વામીજી! આપે તો મગહરની તૈયારી કરી પણ અમારું શું થશે? અમે તો તમારા આશરે અમારો ગુજારો કરિયે છિયે." કબીરે જવાબ વાળ્યો: "હે કમાલ! લાખ તારા જે સંત થશે તે કબીર નામથી ઓળખાશે." આ પછી કમાલી તરફ ફરી કહ્યું "હે કમાલી! તારાં સંતાન પણ કબીર નામથી ઓળખાશે." કમાલીએ આ સાંભળી કહ્યું: "સ્વામીજી! આ બન્નેની પિછાણ કેવી રીતે થઈ શકશે?" કબીરે કહ્યુ: "કમાલના સંત કબીર પંથ અને તારો વંશ કબીરવંશીના નામથી ઓળખાશે."

મગહર કાશીથી છ મંજલ ઉપર ગોરખપુર જીલ્લામાં છે. વિરસીંહ વાધેલો પહેલાથીજ પોતાના લશકર સમેત ત્યાં પહોચી ગયો હતો. મગહરનો નવાબ બિજલીખાન પઠાણ નામે હતો. તેણે જ્યારે સાંભળ્યું કે કબીરજી અહિં પોતાની જીદગીના બાકીના દહાડા ગુજારવા આવે છે, અને વિરસીંહ વાધેલા પણ તેમનો શિષ્ય છે તથા તે પોતે પણ તેમનો

મુરીદ છે. તો કબીર સાહેબ મુસલમાન હોવાથી તેણે પોતેજ તેમને દફનાવવા અને તેમની છેલ્લી ક્રિયાઓ કરવાનો ઠરાવ કર્યો, કારણ સાંભળવા પ્રમાણે રાણાજી એમના શબને બાળવા ચાહે છે, પણ આ વાત મુદલ બનવા દેવી નહિં. સંવત ૧૫૭૫ માહ શુદ એકાદશી અને બુધવારે કબીરજી કાશી તજી મગહર તરફ ગયા કાશીનાં લોક કબીરના જવાથી બહુ ઉદાસ થઈ ગયા અને કહેવા લાગ્યા કે કબીરજી વિના કાશી સુની જણાય છે સર્વ લોક પશ્ચાતાપ કરવા લાગ્યા કે અમારાં મંદ ભાગ્ય, આવા મહાપુરૂષના વચનો ઉપર અમે લક્ષ ન આપયું. મગહર પહોંચતા એક નહાનું મઠ કોઈ સંતનુ હતું તેમા કબીર જઈને બેઠા. આ મઠ હાલમાં મગહરમાં અમી નદી કહેવાય છે તેના કિનારે હતું. તે નદી સુકી હતી પોતે કમળનાં ફુલ અને બે ચાદર મંગાવી સુઈ ગયા. સહુને કહ્યું કે દરવાજા બધ કરી દેવા આ સાંભળી વીરસિંહે કહ્યું: "સાહેબ! આપની અંતની ગતિ કેવી થશે? મારો વિચાર છે-કે હું આપનાં શરીરને અગ્નિદાહ આપું" બિજલીખાન પઠાણે અરજ કરી, "હું કદી આવી તકલીફ તમને નહિ આપવા દઇશ." કબીરજીએ આ સાંભળી ફરમાવ્યુ કે કદી આ બાબતમાં તકરાર કરી હાથોહાથ થતા ના. મારા વચન જે માનશે તે સુખી થશે. સહુએ દંડવત અને બંદગી કરી સહુનાં મન ઉદાસ થઈ ગયા કબીરજીએ ચાદર મ્હો ઉપર ઓઢી લઈ કહ્યું: "દરવાજા બંધ કરી દેવો" દરવાજા બધ કરતા એક અજબ ધ્વનિ થઇ, જેની અસર બધાંના અતરમાં થઇ ગઈ કબી-

રેજી સત્ય લોકમાં સિધાવ્યા. દરવાજા ખોલતા તો ફક્ત કમળીનાં ફુલ અને બે ચાદર ત્યાં બાકી પડી રહેલી જણાઈ. એક ચાદર અને થોડાં ફુલો રાણીએ ઉપાડયાં, અને બીજી ચાદર અને ફુલો પઠાણે ઉપાડયાં. રાણીએ ચાદર ને ફુલોને અગ્નિદાહ આપવો, અને તે ઉપર સમાધી ચણાવી. પઠાણે ચાદર અને ફુલો ઉપર કબર બનાવી એકજ મદિરમાં આ બન્ને હાલમાં મોજુદ છે. માગશર મહીનામ ત્યાં મેળો ભરાય છે તે નદી જે સુકી હતી તેમાં તે દહાડેથી પાણી ભરાયાં, અને હાલમાં તેમાં પાણી છે. કબીરના છેલા શબ્દો આ હતા:

રાગ ગારી.

દુલહની ગાવો મંગલ ચાર,
હમ ઘર આએ રાજા રામ ભરથાર:

તન રત કરહું, મન રત કરહું, પાંચો તત્વ બરાતી,
રામ દેવ મોરે પાહુન આએ, મેં જોબન મદમાતી.
શરીર સરોવર બેદી કરહું, બ્રમ્હા વેદ ઉચારા;
રામ દેવ સંગ ભાવર લેહો, ધન ધનિ ભાગ હમાગ.
સુર તેતીસો, કૌતુક આએ, મુનીજન સહસ અઠાશી,
કહે કબીર હમ બ્યાહ ચલે હૈ, પુરૂષ એક અવિનાશી

આજ હમારા કુચ હય, જમડા મેગા ગુલામ;
હુવા નગારા સતકા, બૈકુંઠ કરૂં મુકામ.
ભજન ભરોસે આપને, મગહર તજયો શરીર,
અવિનાશીકી ગોદમે, બિલસૈં દાસ કબીર

હમ ન મરિ હૈ, મરિ હૈ સંસારા,
હમકો મલા જિયાવન હારા.

અબ ન મરો મરને મન માના,
તેઈ મુએ જીન રામ ન જાના.

સાકુંથ મરે. સંતજન જીવે,
ભરિ ભરિ રામ રસાયન પીવે.

હરિ મરહે તો હમહું મરિહે,
હરિ ન મરિહૈ, હમ કાહેકો મરિહે.

કહે કબીર મન મનહિ મિલાવા,
અમર ભએ સુખ સાગર પાવા.

---

હું કાંઈ મુવો નથી, પણ આ સંસાર હવે મરી ગયો છે, કારણ કે મને તો હંમેશનો જીવાડવાવાળો (ઈશ્વર) મળ્યો છે.

મારૂં મન સંસારમાંથી મરી ગયું છે, યાને આ ખાકી દુનિયામાંજ જીવતા છે એવું એવું ગુમાન નિકળી ગયું છે, તેથી હવે મને મરવાનું રહ્યું નથી, પણ મરવાનું તે માણસ છે કે જેણે ખુદાને ઓળખ્યો નથી.

અજ્ઞાની મરે છે, જ્યારે સતજન (જેને ખુદાને પિછાણ્યો) તે તો જીવતોજ રહેછે, અને ઈશ્વરી આનંદનાં રસનાં પ્યાલાં ભરી પીયા કરતો હોયછે

જો ખુદા મરતો હોય, તો હું (કબીર) બી મુવો, પણ જો ખુદા ન મરતો હોય, તો પછી હું કેમ મરૂં!

હું કબીર કહું છુ કે જે કોઇ પોતાનાં મનને ઈશ્વરનાં મન સાથે એકત્ર કરી નાખે તો, તેને હમેશનું સુખ પ્રાપ્ત થશે



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | મંગળાચરણમાં | પુરષરૂપ | પુરષરૂપી |
| ૪ | પદ ૧ | સમુદ્ર | સમુદ્રકિ |
| ૪ | પદ ૪ | દેખ્યા હય તે | દેખ્યા હય સો |
| ૬૯ | તરંગમાં ૧૩૦ | ઇં ઓને | ઇંદ્રિઓને |
| ૯૮ | પદ ૧૯૪ | ડોર | ઠોર |
| ૧૧૦ | પદ ૨૧૬ | નિશ્ચિય | નિશ્ચય |
| ૧૩૪ | પદ ૨૬૨ | વિશ્વવાસે | વિશ્વાસે |
| ૧૭૬ | પદ ૩૫૫ | કામીન | કામિની |
| ૧૯૪ | પદ ૩૮૧ | મસ્તક મુડ | મસ્તક મુડ સ |
| ૨૪૪ | પદ ૪૮૯ | આપ ડ યે | આપ ડગાયે |
| ૨૭૦ | પદ ૫૪૫ | અ ગુન | અવગુન |
| ૨૮૦ | પદ ૫૬૯ | કામી ક્રોધ | કામી ક્રોધી |
| ૨૮૮ | પદ ૫૮૮ | હે કબીર | કહે કબીર |
| ૩૫૨ | પદ ૭૩૫ | ના જાનું યા ાય | ના જાનું ક્યા હોય |
| ૩૮૮ | પદ ૮૧૮ | ગુન કાન હય | ગુન કહન હય |
| ૪૨૨ | પદ ૮૮૧ | કહેત | કહેન |